

# "મોહન મહાલ"

અને

## સંસાર કે સ્વપ્ન સિંગાર.





"હરમીસ."

# "મોહન મહાલ"

યાને

## સંસાર કે સ્વપ્ન સિંગાર.




### રચનાર—"હરમીસ."

"મિનોઇ મજાહ"—મધુરિકા—"ક્રિયાની કિર્તન," "સગન સંગિત,"
"રેહબરે રોશની," "દાદારનું દાસ્તાન," "ભાવિક ભક્તિ,"
નસીબનો નાઝ યાને તકદીરનો તલેસમ, "હિંદના દાદા,"
તથા "માજદયસ્નની મોનાજાત"ના કર્તા.





"હૅાન" ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.
ગોવાલ્યા તલાવ, મુંબાઇ









૧૯૧૮.

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રિંતીગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં મી૦ મેહેરજી બેરામજી મીઠાઇવાલાએ છાપ્યું છે, અને મી૦ હોરમશજી સોરાબજી મીસ્રીએ દીસોઝા બીલદીંગ, ગોવાલ્યા તલાવ, મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

# અર્પણ પત્રિકા.

પ્રિય

મી. ફીરોજશા જહાંગીર મરઝબાન. એમ. એ.

તે

જરથોસ્તી

ઝુન્ડાની જાલીને જોગવનાર

જંગી જરથોસ્તી

"જરનાલીસ્ટ" ને

પ્રેમ અને પ્રિત–માન અને ચાહ–

યકીન અને અરમાનના નમન સાથે

આ

"મોહન મહાલ"

યાને

સંસાર કે સ્વપ્ન સિંગાર

અર્પણ કર્યું છે.

તાબેદાર કર્તા

"હરમીસ."



મી૦ ફિરોઝશાહ જહાંગીર મરઝબાન.

એમ. એમ.

# પ્રસ્તાવના.

મી૦ હરમીસનું આ નાનુ પુસ્તક "મોહન મહાલ" વાંચક વર્ગ સનમુખ ધરતાં મને ઘણી ખુશાલી પેદા થાય છે, કારણ જોકે આ વાર્તાની એક ચોપડી છે, છતાં હમણા વાર્તાને નામે જે એકનો એક પીંજણ પાટલો કરવામાં આવે છે, તેનાથી આ કથા બીલકુલ જુદાજ પ્રકારની છે. વાંચવા અને મનન કરવા જોગ ઘણાક શબ્દો એમાં આપેલા છે, અને તે ઉપરાંત ઠેકઠેકાણે કવિતાઓ આપી તેને વધુ રસિક બનાવી છે. વળી તે ઉપરાંત વાર્તાની ભાષા ગોયા પદ્ય હોય એવી રવેસે મોટે ભાગે તોડ અને જોડ મેળવીને લખાયલી હોવાથી ઓરજ મિઠાશભરી લાગે છે. ખુદ વાર્તાનો પ્લાટ રસીલો હોવા ઉપરાંત હાલમાં ચરચાતી કેટલીક બાબદોને તેનાં વળાંમા ગુંઠી લીધેલી હોવાથી તે વધું આકર્ષીત લાગે છે.

હરેક બાબદમાં ગભરાઈ ન જતાં પાક પરવર ઉપર વિશ્વાસ રાખવાને અને ધિરજથી વિચાર કરીને કામ લેવાને જે બોધ શેહરાંના મુખમાંથી બાહેર પડે છે, તે આજની છછાછળી છોકરીઓ માટે એક પાઠ સમાન છે. કમનસિબ હોમી—આ વાર્તાના નાયક—ઉપર ખુનનો આરોપ સાબીત કરાવવામાં તેની સાવકી માતા જે ભાગ ભજવે છે, તે એક સાવકી અને નિચ મનોવૃતીની ઓરતનો સાચેસાચો ભાસ આપે છે; જ્યારે પોતે નિર્દોષ હોવા છતાં પોતાની માતાની ખોટી સાક્ષીથી હોમીને જન્મ દેશનિકાળની શિક્ષા કરવામાં આવે છે, ત્યારે ઉચ મનોભાવથી તે એક શબ્દ પોતાના બચાવમાં ઓચરવાને લલચાતો નથી, કે રખે તેની માતાને ખરાબ લાગે! આહ! આજના જમાનામાં એવા બેટાઓ સાવકા તો શું પણ ખુદ પેટના જણેલા વટીક મળવા કઠણ છે!! હોમી એક નમુનેદાર મર્દ પોતાને પુરવાર કરે છે, અને તે પોતાની દલદેસરીમાં વટીક પોતા આસપાસ સુખ પાંથરે છે, પોતાને મળેલી જન્મદેશ નિકાળની ટપ દર્મિયાન તે પોતાનાજ જેવા કમનસિબ સાથીઓને સારે માર્ગે દોરનવાની કોશેષ કરે છે, અને તેમાં તે પોતાના નેક વિચારોના પ્રતાપે ફાવે છે, જેથી તેનો જેલર મી૦ સ્મીથ અને કુટુંબ તેની ઉપર ફિદા થાય છે, અને તેને વખાણવા શિખે છે, જેમ કરતાં પાછળથી મિસ સ્મીથ તેની સાથે પ્યારમાં પડી તેને પોતાનો કરવાના ફાંફાં મારતાં અસેમસે ચોઓઁચાંપી જોય છે,

અને ત્યારે હોમી નિર્દોષપણે તે બાળાને જે બોધ દે છે. તે ખરેજ હાલના જુદ દીન—પારસી લગ્નના જમાનામાં દરેક જણે વાંચવા અને ગોખવા યોગ્ય છે. તે શબ્દો અત્રે પાછા ઉતારી લેવાની મારી લાલચ હું ડેબાવી શકિત નથી. તે આ પ્રમાણે છે:—"રીવાજ! ખોટું તો કશું એ નથી. પણ જગત એટલા મ્હાન દરેજ્જા ઉપર આવ્યું નથી, કે રીવાજ અને રીતભાતોને બાજુએ મેળી દે, તેમ કરવામાં જો ખોટું ન ધારતાં હોય, તો તેઓ સાથે મળી જગતને એકાદ દાખલાથી દેખાડી આપે. કે તેઓ કેવાં સુખી છે, તો તે કાંઇ ચાલુ રીવાજ માટે આંકી શકાય નહીં. હજી એવો જમાનો માલમ નથી કે, આપણાં બારણાં બંધ કર્યા વના આપણે નિરાંતે સુઇ શકયે. હજી એવો જમાનો આવ્યો નથી કે, આપણા માંહેલાં જેઓ સુખ અને સુખાકારીમાં છે, તેઓ પોતાનું સઘળું બીજાંઓને આપી દઈ, આબદા ભોગવે. બે, જુદી કોમના બે જીવો પરસપર હેત રાખે અને સાથે થવા કોશેષ કરે, પણ નીભી ન શકે, કારણકે, તે પ્યાર પ્યાર નહીં, પણ ઘેલછાનો છે.'

આજની કેળવાઈને કંદ બની ગયલી આપણી છોકરીઓ પોતા માટે હદ બાહેર ઉંચો જે ખ્યાલ ધરાવે છે, તેઓને મિસ શેહરાંના પાત્રમાં ઘણુંક શિખવાનું મળે એમ છે. તેણી પોતે એક ગ્રેજ્યુએટ હોવા છતાં ઇત્તર અને છાળકી ન બનતાં કેવી સાદાઇ અને સભ્યતાથી સર્વ સાથે વર્તે છે, અને પોતાના પેદા કરનાર ઉપર કેવો વિશ્વાસ રાખી પોતાના ધર્મ માટે કેવી મગરૂરી લે છે, અને પોતાની આસ-પાસનાઓને હરેક બાબદમાં કેવી રીતે હિંમત અને મદદ આપે છે, તે ખરેજ ફરી ફરીને વાંચવા અને ગોખી રાખવા જોગ છે. આજની શિખીને પાર પડેલી છોકરી-ઓ સર્વથી પહેલાં તો પોતાના ધર્મ તરફ બેદરકાર બને છે, અને પાછળથી પોતાના માત પિતાને નાફરમાન થાય છે, તેઓને મી૦ હરમીસે આ વાર્તાથી ઘણો સારો બોધ આપ્યો છે.

શેહરાંનો સ્વપનો આપણને આ ચોપડીના લખનારના ખોદાઈ ખ્યાલોનો ભાસ આપે છે. ખરેજ જેઓ પાક અને પહરેજગાર હોય છે, તેઓનેજ એવી રવેસે બશારત થાય છે, અને આવતી આફત માટે બેમાખલાં ન બનતાં શાંતીથી તે આફતને ટાલવાનો વિચાર તેઓજ કરે છે. એ સ્વપનો આપણને અનેક ખ્યાલો તરફ ઘસડી લઈ જાય છે.

સ્યાવક્ષ લશકરી અને જરબાનુ ડાકટરના લગ્ન આ વાર્તાનો એક ઘણોજ

કરૂણારસીક સકે છે. લગ્ન, કે જે બે જીવોને જોડીને એક કરે છે, જે બે શરીરોને એકત્ર કરે છે, તેજ લગ્ન હાલમાં બજારૂં એક સાટાં જેવાં થઈ પડયાં છે; અને મા બાપો યા છોકરી છોકરા પોતાની મતલબને ખાતર પોતાનાં અંતઃકરણને વેચી આ દુન્યવી ચાઇ ચાઈ હાથ કરવાના ફાંફાં મારે છે, તેઓને આ પ્રકરણ પોતાની છાટીમાં લાલ અક્ષરે કોતરી રાખવાની ભલામણ થઇ શકે એમ છે. પ્યાર અને મોહબત એ એક એવી કુદરતની બક્ષેશ છે, કે જે પોતાની મરજી પડે ત્યારે અને ત્યાંજ પોતાનો ઝરો લંબાવે છે, અને તેને આડે તીડે માર્ગે દોરવવાની કોશેષ કરવી એ મુર્ખાઇ સિવાય બીજું કંઇ નથી.

મોહીર એક સાચી અને પ્રેમાલ છોકરી પુરવાર થાય છે. પોતાના ગમે એવા પ્યાર છતાં પોતાના વ્હાલાના સુખને ખાતર તેણી પોતાની લાગણીઓને કચડી નાખીને પોતાના ઉદાર ખવાશનો એક પુરાવો રજુ કરે છે. હોમી અને નરગીશને લગનના ગાંઠથી જોડાયલાં જોઈ, તેણી ખરાં જીગરથી ખુશી થાય છે, અને પોતાનો ભવ તે પોતાના ચાહેલાની એક બેન તરીકે તેની બાજુમાં રહેવામાંજ આનંદ માને છે, એ તે બાળાની ઉંચ મનોવૃતીનો એક અચુક પુરાવો છે.

પણ એ સઘળું છતાં આ વાર્તા જે ખરો બોધ દેછે, તે જુદોજ છે. આ વાર્તામાં જે પાત્રો રજુ કરવામાં આવ્યાં છે, તેને માનસાઇ નામો આપેલાં છે; લેકીન ખરેખર તો તે કાંઇક જુદાંજ જણાય છે. આપણી ફ્રવષી, યાને આપણાં મનની પવિત્રાઇ, જે મોત પછી અમર રહે છે, અને જે કદી પણ નાશ પામતી નથી, તેને લગતી કેટલીક સમજણ આ કથા આપણી સનમુખ રજુ કરે છે, અને ભલું મન એજ સર્વેથી શ્રેષ્ટ તે પુરવાર કરી આપે છે. નેક વિચારવું, નેક બોલવું અને નેક કામો કરવાં, એ આપણા બુલંદ ધર્મના મુખ્ય ત્રણ શીદ્ધાન્તો છે, અને તેજ પાયા ઉપર આ વાર્તાનો પાયો રચાયલો જણાય છે. કોઇનું પણ બુરૂં નહીં કરવું, કોઇનું પણ બુરૂં નહીં ઈચ્છવું, અને કોઇને માટે પણ બુરૂં નહી બોલવું તે નિયમ હોમીનાં પાત્રથી આપણને શિખાડે છે, કે તેવી રીતે ચાલ્યાથી આયંદે સુખ અને શાંતિજ હાંસલ કરી શકાય છે, પછી તેમ કરતાં ભલે ને શુરૂઆતમાં આપણને કષ્ટ વેઠવાં પડે, તો તેની ચીંતા નથી. આપણી ફ્રવષીને પાક રાખ્યાથી આ તેમજ પેલા બંને જેહાનના સુખો હાંસલ થઈ શકે છે, અને ત્યારે આ તકલીફી જીંદગીના બે ઘડીના સુખ અને મોજને ખાતર આપણાં ભલાં મનને શા માટે બુરામાં ફેરવી

નાખી હમેશગીનું દુઃખ હાંસલ કરવું જોઈયે ? એક માણસના મરણ પછી આપણા લોકો કહે છે કે, તે વારે ઘડીએ આ જેહાનમાં આવે છે ! મગર કોણ આવે છે ? તે માણસ પોતે તો આવતુંજ નથી; પણ તેની ફ્રવષી—જો તેની આરાધના કરવામાં આવે તોજ—અત્રે આવે છે અને જો આપણે આપણી ફ્રવષીને ઉંચ માર્ગ ઉપર લઇ જવાની કોશીષ કર્યે, તોં તેમા આપણે જરૂર ફાવ્યે તેમ છે, જે આ વાર્તાના હોમીના પાત્ર ઉપરથી સીધ્ધ થાય છે. તેણે પોતે પોતાની ફ્રવષીને ઉંચી ટોંચ ઉપર ચઢાવી, એટલુંજ નહીં પણ સાથે સાથે તેની સાથે સંબંધમાં આવતાં દરેક જણને તે મીનોઇના માર્ગ તરફ ઘસડી લઇ ગયો છે, અને પોતે સેવટે સુખી થઇ આસપાસનાઓને પણ સુખ બક્ષયું છે.

પ્યાર અને મોહબતના કુઠલાઓથી ભરપુર એઅકલી વાર્તાઓના કરતાં આવી જ્ઞાન સાથે ગમત આપનારી વાર્તાઓની આપણને ઘણી જરૂર છે, અને એવી વાર્તાઓ દરેક કુટુંબમાં નાના મોટા દરેકને વાંચવાની હિંમતથી ભલામણ થઇ શકે એમ છે.

ગુલબાઇ શોરાબજી જમશેદજી જીજીભાઇ.

# પ્રથમ પ્રકાશ



## પાક અહુરા



### કર્તાના બે બોલ.

પાક અહુરા મઝદાની કરીમ બક્ષેશથીજ હું આ મ્હારૂં અગિઆરમું પુસ્તક પ્રકાશ કરવા શક્તિમાન થયો છું, તે માટે તે મ્હાન બાપની હઝારો હઝાર દુવા ગાઉંછું. જ્યારે આ અદના કલમ ધીમે ધીમે બે આંકડાથી ગણાતી સંખ્યા ઉપર પુસ્તક રચના કરવા પામી છે, ત્યારે આ કલમને ખરેજ નવિનતામાંથી પસાર થવુંજ પડયું છે, અને હવે પછી જો એજ અદના કલમને વધુ પ્રકાશ કરવા જેવું હશે, તો હર વખ્તે, નવા વિચારો સંપાદન કરી, વધારે જોશદાર બનાવવા, તે અહુરાજ હોશ આપશે. આપણે જે કાંઈ કાર્ય કીધું છે, કરીયે છીયે અને કરીશું, તેમાં કિરતારનીજ સ્હાયતા સિવાય, કદી રૂડું કરીશું નહીજ, અને એજ કારણે ફ્રવષીની મ્હાબળ શક્તિ આપણને, જન્મથીજ સરોષની સાથે આપી છે, ત્યારે, તે ભલી, આલા શક્તિ સાથ, બ્હેમન અમશાસપંદ, યાને અકલના ફીરેશતાઇ ગુરૂ સાથ જો મળે છે, તો તે ફ્રવષી ઉચ જ્ઞાન મેળવવા જરૂરજ તૈયાર અને બળવંતી છે.

રસ્તે ચાલતા એકાદી નિશાળ આગળથી પસાર થતાં, બાળકો શિખતાં આપણે જોઇએ છીયે. તે ઉપર અવલોકન કરવા એક ઘડી ફાજલ પાડીશું, તો આપણે વૃદ્ધ ગતિવાળાઓ, ઝટ વિચારશું કે, આપણે પોતે પણ તે ગતિ માહેથી પસાર થઇ આવ્યા છીયે, યાને, તે બાળકોને ભણીને, આપણી પાછળ આવવાનુ છે, તેનો સાર એટલોજ, કે જેઓ આપણી પાછળ આવે છે, તે આપણે કે જેઓ આગળ વધેલા છૈયે, અને જ્યારે આપણે કે જેઓ આગળ વધેલા છીયે, તેઓ કેવાં હોવાં જોઇએ, કે જેથી તેઓને આપણી પાછળ આવવાનો માર્ગ રૂડો દેખાય? ખરેજ આપણા માહે ઉચ ખિલેલી ફ્રવષી હોવી જોઈએ, કે જેથી પાછળ આવનારના આપણે જાણે રાહબર, યાને ભોમિઆ કહેવાઇએ. તેમજ જેઓ આપણી આગળ વધેલા છે, તેઓની પુંઠ પણ આપણને સંગ્રી રાખવાની છે. એ ઉપરથી સહેલ સમજાશે, કે આપણે જ્યારે પણ એ બધાનો ખ્યાલ કરીશું, ત્યારે એક મજબુત

સાંકળથી ઝકડાઇ રહયા છીયે, તો તેવી સાંકળને ઝલકતી શાખવાનું ત્યારેજ બને કે, ચોખ્ખી ફ્રવષી સાથમાં હોય.

ફ્રવષીને ઉચ ગતિમાં રાખવાથી ઉચ મતિ બને છે, અને એવી ઉચ મતિ વાળાઓ, ગમે એવી બાબદો માહેથી જે રૂડોજ ભાવ છે, તે મેળવી લીયે છે. જુગાર, જુઠાઇ, અદેખાઇ, જ્યારે ઘણાકોમાં ચાલુજ છે, ત્યારે તે માહેથી પણ ઉચ ભાનજ મેલવે છે. યાને, તે માહેથી થતાં ગેરફાયદા જોઇનેજ, તે પોતાની ચાલ આરંભે છે. જ્યારે આજુબાજુ તપાસતા એમ પણ મેળવશું કે, જ્યાં ફ્રવષીનું ભાન અજ્ઞાનતાથી ઢાંકાામાં આવ્યુ છે, ત્યા ધર્મમાં મર્મરસ જોવા બદલે, નાહકની જીકરમાં પોતાની નસોને દ્વેશથી ખિજવવા પ્રયત્ન કરતું રહયું છે, અંધકારમાં દેખાતાં પોતાનાજ ઓલાને શયતાન સમજવા તૈયાર રહયું છે, કોઇની નિર્દોષતાને દોષીત બનાવવા હર્ખના હોંશમાં હર્ષીત બન્યું છે, તેથી થવાનુ શું છે? એટલુંજ કે પેલી ઉપલી વર્ણવેલી સાંકળ ઉપર કાત ચઢવાથી, સઘળાનો સરળ રસ્તો ઠેકાં ઠરણનો બની, નાહકના ગ્રહન ચઢાવવામાં કામ લાગેછે. આપણાથી ઉચ જ્ઞાન કબુલ કરવામાં, આપણીજ ઉચ પદૃતિ અંકાયછે, આપણાથી અજ્ઞાન રહેલાંઓને જોઈને, પધ્ધિતને મન થાયછે, કે, તે અજ્ઞાનતા માટે આપણે પરિશ્રમ કરવો. એક ઉંચ પદ્ધતિ પામેલી ફ્રવષી, એમ સમજવામાં ડહાપણ સમજતી હોય, કે અજ્ઞાનતાને હસવું તો ખરેજ, તે ઉચ પદ્ધતિ માટે, આ કલમ પાસ દલગીરીના ધપકારાજ મળશે. જ્ઞાનના મંદિરના પુંજરીમા પોતાને અંકાવી, બાહેરથી એક વિચાર દર્શાવી, ભિતરના ઉંડાનમાં જુદોજ ધ્વજ રાખવો એ કેવળ નિથકછે. જ્યાં અજ્ઞાનતા હોય છે, ત્યાંજ કમબખ્તી રાજ કરતી હોય, તેમ મનાયછે, અને જ્યાં અજ્ઞાનતાને લીધે કમબખ્તી અમલ કરે છે, ત્યાં સઘળી ભલી પેયદાશો, સુર્ય, ચંદ્ર, તારા નદી નાળા, પહાડો જેવી મહાન પયેદાશોની મ્હાનતા જોઇ મલકાવા બદલે, મનુષ્ય, યાને અજ્ઞાનતાથી કમબખ્ત બનેલું મનુષ્ય, આંખો મિંચી દુખમાં સબડેછે. પણ જ્યારે જ્ઞાનીઓ, જ્ઞાન ધરાવી, આવો શોક કરે, ત્યારે શો સાર સમજ પડે? તે એજ કે, ફ્રવષીના ભાનને આત્મિક ડહાપણની તાણ પડી હોય. જ્ઞાન ગેતિની મતા છે, ડહાપણ મિનોઈની માલકી છે. ફ્રવષીમાં ઉચ ભાન ડહાપણનુ હોય નહી, તો ગેતિનું ઉચ જ્ઞાન, આખેર નકામુંજ થઇ પડશે.

જેઓને આ અદના કલમના વિચારો જાણી, એમ ધારવું થતું હોય, કે, તેઓ એટલું સાદુ પણ જાણતા નથી, તેઓને સંતોષ લેવાનો છે, કે તેમ સમજવાનો

ગુણુજ, તેઓને ક્રવષીને વધારવામાં કામ લાગશે, પણ જેઓ આ વિચારો વાંચી, ચાલા કરવા મનસા રાખતા હોય તેઓને હમેશ યાદ રાખવું, કે, તેઓ કરતાં પણ આળા મહાજ્ઞાનીઓ, હૈયાત છે, અને તે મહાજ્ઞાનીઓ, તેઓ જેવા જ્ઞાનીઓ તરફ હસદ, અને હસી રાખતે તો, તે મહાજ્ઞાનીઓ, પોતાની મહાબળ ક્રવષીને ખિલવી આગળ જઈ શકત નહી.

કર્તાના બે બોલ કાંઇ રસાલો નથી. પણ ટુંકમા જે દર્શાવ્યુ છે, તે લીટીઓ વચ્ચે ઘણું સમજાવે છે. "અલ્પજ્ઞાન, અને આત હાણ." એ કહેવત મ્હારે પોતાને માટે લાગુ પાડતાં, રખે હું ભુલજ કરતો હોઉ તે માટે ક્ષમાં, એમ છતા પણ આ કલમ સદાય ગુણીઓની ગણણા ગણવા જેમ તૈયાર રહી છે, તેમ સામાન્ય શકિતથી જે બહાર બોલવામાં આવ્યું છે, લાવવામાં આવ્યું છે, તે માટે એટલોજ ઉદગાર ઉચ્ચાર્યો છે, કે જે થયું છે, તે મ્હારા હમદીનોથીજ થયેલું, તે માટે ધન્યવાદજ દીધેલા છે. સારૂ બોલે તે માટે કોઇને વિવાદ હોય નહી, પણ બેતાલ બોલાય તે માટે મ્હારૂ એકજ અદનામત છે, તે એ કે આખેર દાદારની દેવડી છે, ત્યાં જે હશે તે થશે.

વાંચવુ અને વાંચવુ, એમાંશો ફેર છે, તે તો વિચારની દોરીને છુટ આપનારા કદાપી સમજતાજ હશે, પણ મ્હોબત અને સ્વચ્છ માયાના મંદિર સાથે તેઓએ નકારનીજ પ્રીતિ રાખેલી હોય, તો પછી ત્યાંથી દલગીરી ઉપજાવનારાજ ઉદગારો નિકળશે. ઘણી વેળા, આપણે જ્યારે અપમાન થયેલુ સમજીયે છીયે, ત્યાર જ્ઞાનીઓ, તે માહેથી અજબ સધિયારો લીયે છે, કે તેમ કરનારની ખરેખર કાઈ અજ્ઞાનતાજ કાંન હોય, કે જે કામને, આપણે અપમાન લેખતા હોઇએ! એ સઘળા ગુણો સ્વભાવિક રીતે કામે લગાડવાનું મુળ જડ તે ક્રવષી, ઉંચ ભાન વાળી ક્રવષી છે.

સીફારસની સફમા આ કલમ કદી ઝોકાં લેતી નથી, અને લેશે નહી, તેમજ મ્હારા મનની વાત ન્યાય રૂપે કહેતા આંચકી પણ લેશે નહી. બે આંકડા ઉપર જે મ્હારા પુસ્તકની હારમાળા બહાર પડી, તેનો મોટો ઉત્તેજક, તે મ્હારો પ્રિય "જામે છાપો"! તેમનાજ પ્રથમ ઉતેજન સાથ હમેશ ઉલટ અને જોશ આવી ધીમે કદમે આગળ વધારવા, પ્રિય "સાંજે" કવિતા છાપી હિમ્મત આપી અને ત્યાર પછી, 'ગુલશન દિલે-આરામ નવરંગ, ચેરાગ જ્ઞાન વર્ધક, ગપસપ, ઢોંગ સોગ માસીકોએ સહયતા આપી અને ખુરશેદ પ્રકાશ, સ્વતંત્ર તથા નવસારી પત્રિકા ઇત્યાદીક અઠવાડીકોએ આવકાર આપી, તથા ફર્વાગર્દ જેવા ત્રીમાસીકે હોંશ આપી, મુજની અદના કલમનો પ્રચાર

કરાવવા ઉમંગ આપ્યો. ટુંકમાં આ તકે હુ સાહિત્યની સેવાઓ કરનારા આ સઘળાંના અધિપતિઓનો આભાર મ.ન્ય કરૂં છું.

હાલમા આ પ્રકાશ પામેલું મ્હારૂ અગિઆરમુ પુસ્તક, **"મોહન મહાલ યાને સંસાર કે સ્વપ્ન સિંગાર"** વાંચક વરગની નજર પર ધર્યું છે, કે જેમાં આત્માની ઉચાઇ અને તે માટે, રખાયલો ઉચ્ચ ફ્રવશીનો પાયો આદર કર્યો છે, જેમા બનતા બનાવો સંસારની સાંકળમાં, સ્વપ્ન સિગાર રચનાની, જાણે હારમાળા દેખાડતાજ હોય તેવા ભાવો દર્શાવે છે. અને તે ઉપરથી આપણને સહેલાઇથી સમજાઇ શકે છે કે ગઈ ગુજરી આફતો અને મોજ, તાર અને તકોબરી તવંગરી અને ગરીબી ઇત્યાદી સઘળી યાદદાસ્તો, વર્તમાન કાળમાં સ્વપ્ન જેવી લાગે છે, અને ભવિષની ઉમેદો પણ સ્વપ્નાના વાદલામાં છવાયલી છે, જે દેખશું કે નહી તે પણ સ્વપ્નોજ છે—જ્યારે એ પછી બીજું નવું પુસ્તક છાપામાં જશે, જેનું નામ "આતમક આસ" રાખ્યુ છે. તેમજ "સંજણની સરજત" માટ લગભગ બે દઝન સંગીત તથા તેની નોટેશન અને બનશે તો તે માટે, સંગીતના પંડિતનો અભિપ્રાય સાથ બાહેર પાડીશ જે માટે, તે માહબાપ અહુરામઝદા મ્હને સહાયતાની બરકત દેશે.

આ પુસ્તકના બે બોલ બંધ કરતા. આપણા રાજપતિને માથે, જે રાસ્તી પ્રત્યે લડત કરી જીત મેલવવાની ફરજ આવી પડી છે, તેમા પાક અહુરાની સઘળી મદદ મળે, અને યશ અને જશ સાથ, એ વ્હાલો રાજા જર્યોર્જ માન સાથ સલામત બાહાર આવે. એવી દુવામાં સઘળા હમદીનો સાથે મળશો અને ઉચ્ચારશો, કે **"પ્રિય બ્રિટનની સદા જય-જય-જય થાવો"!**

તેમજ, આ પુસ્તક પ્રગટ થવાનો પ્રસંગ, પારસી જરથોસ્તીઓના પવિત્ર સાલ મુબારકનો હતો, જેથી, સર્વે માતપિતા, ભાઇ બંધો, દોસ્ત આસનાવ, પાર પડોશી, શહેરગામ, અને દેશાવર દેશમાં સુખી રહો, અને જરથોસ્તીનો ધર્મ ઝુન્ડો એક સંપી. એક ધર્મ ધારણામાં ધજા ઉડાવતો સદા સદાકાળ સુધી અખંડ રહે!

સેવટે, આ અદના કલમનો અગિઆરમો લેખ, જે પ્રકાશ થયો છે, તે ખરા પ્રિતના ભાવને માટે. અંગત મિત્રતાઇના પરિણામ કીજે, જે પ્રિય ભાઈને અપર્ણ કર્યો છે, તે ભાઇએ ખરા મનથી તેમ કરવા પરવાનગી આપી છે, જે માટે તેમનો હુ આભાર માન્ય કરૂં છું, જેમ કરવામાં પણ ધર્મની ફરજ સમાન, મોજ માનું છુ.

૭૬૯૦



તકરારમાં ગમે એવી તાણ ચાલે, રસાકસી યા ગમે એવી કટાક્ષો લખાય, પણ એ ભલા મિત્ર શીરોજ યાને 'પ્રિય પી. જા.' ની મોઢક પરસના લીટી [illegible], મહને ખરૂંજ પ્રિત છે. અહુરા એ ભાઈને, એના સઘળા સુખ સાથ સુખરૂપ રાખે એજ વિનંતી

લા૦ તાબેદાર કર્તા

**હરમીસ**

આ મ્હારૂ જોકે અગિઆરમું પુસ્તક છે, પણ વાર્તા તરીકે, તે બીજું છે, તેમાં પણ જે પ્રિય ધંધાદારી ભાઈઓએ ઉત્તેજન અર્થે જાહેરખબરો આપી, મ્હને આભારમા મેળ્યો, તે માટે ઉપકાર માનું છું, તથા નસીબના નાઝની મ્હારી પહેલી વાર્તાને, થોડાજ માસમા, જે ઉતેજન આપી ઉઠાવ થયો છે તે માટે સઘળાનો આભાર માનતા પરવરદેગારને હઝારે હઝાર દુવા ચાહું છું, તથા એજ પ્રમાણે આ વર્તા **"મોહન મહાલ,** યાને **સંસાર કે સ્વપ્ન સિંગાર"**ને પણ ઉતેજન મળશે—જે માટે પણ ઉપકાર માટે આગમજથી આનંદ ઉભરે છે.

**નોંધ**—'મોહન મહાલ યાને સંસાર કે સ્વપ્ન સિંગાર" માટે પ્રસ્તાવના લખવા, ને ભલા બાનુએ અતિ ઉમંગ સાથ તકલીફ લીધી છે, તે માટે આ સહીત આભાર દર્શાવું છું. તથા તેમના વિચારો પ્રસ્તાવનામાં ટાંકવામા આવ્યા છે; ત્યાં વાંચક વર્ગનું નમનતાઇ સાથ ધ્યાન ખેંચતા રજા ચાહું છું. અહુરા સરવેનું ભલું કરો !

લા૦ કર્તા, **"હરમીસ."**

આરટીસ્ટ—"ડૉન સ્ટુડીયો"
ગોવાલ્યા ટેન્ક, મુંબાઇ

---

આ ચોપડીમાં ૮—૧૦—૨૫—૭૧—૧૭૦ અને ૧૭૧ મે પાને [illegible] આપ્યા છે, જેનું નોટેશન જાહેરખબરના ભાગોમાં છાપ્યું છે—એજ સ્તુતિ !

# કર્તાનાં બીજા પુસ્તકો.



"મિનોઇ મઝાહ—" (પાક અષો જરથુસ્ત્ર તથા અહુરા મજદાની ભક્તિ-
ભાવના ગાયનો નોટેશન સાથે) ... ... કીમત આના ૪

"મધુરિકા-" (યાને સુબોધ સંગિતની રંગીતની રચના તરજુમો
સાથે) ... ... ... કીમત આના ૧૨

"કયાની કિર્તન"- ... ... ... કીમત આના ૪

"સગન સંગિત"-(નવજોત, લગતના સર્વે સગન, વરસ ગાંઠ તથા
સુભ પ્રસંગના ગાયનો)—નોટેશન સાથે—કીમત ૬

"રેહબરે રોશની"-(અષો જરથુસ્ત્રનું જન્મ વૃત્તાંત, બેત તથા
સંગિત-નોટેશન સાથે) ... ... ... કીમત આના ૮

"દાદારનું દાસ્તાન" ... ... ... કીમત આના ૨

"ભાવિક ભકત" ... ... ... કીમત આના ૮

"મધુરિકા" ના થોડાંક ગાયનોની નોટેશનો "સગન સંગિત"
તથા "રેહબરે રોશની"માંથી મલશે.

"નસીબનો નાઝ" (કપડાંની બાઇન્ડીંગ) રૂ. ૨
(કાગલની ,, ) રૂ. ૧॥

"હિંદના દેશ ભકત દાદા" ... ... ...

તૈયાર થાય છે.

"સંજાણનું સરજત"

ચોપડીઓ મેળવવાનું ઠેકાણું—"ડૉન" ફોટોગ્રાફીક સ્તુડયો,
ગોવાલ્યા ટેંક રોડ, મુમ્બાઈ, તથા

મેશર્સ જાંહગીર કરાણીના છોકરાઓ, મી० મુકાદમ ત્રીપાઠી, ડી. લક્ષ્મીદાસ
બુકસેલરો તથા નશરવાનજી નવા, ધોબીતલાવ, તથા ઇન્ડયન બુક ડીપો,
મૅડો સ્ટ્રીટ, મુંબઈ.



( પાક અહુરા )

# "મોહન મહાલ"

યાને

# સંસાર કે સ્વપ્ન સિંગાર.

અતિ આનંદ આપતાં, એક મનહર મકાનના નિચલા તેમજ ઉપલા ભાગોમાં, એક નાનું કુટુંબ રહેતું હતું, જ્યાં એક વિધવા બાનુ, તેમજ તેમની એક બેટી "શહેરાં," તથા દીકરો જહાં યાને જાંગુ રહેતાં હતાં. ઘરમાં દુરના ખેશીઓ અવારનવાર જણાતા હતા, અને જ્યારે આપણી વાર્તાની વલણ શરૂ થઈ છે, તે વેળા પણ ઠીક સંખ્યા ત્યાં હતી. બાગના સુંદર વિસ્તાર ઉપર આવેલી એક બાલ્કનીમાં સુંદર શેહરાં, હાથમાં ચોપડી પકડી, અર્ધ ખ્યાલ, અને તેની ગંભીરાઇમાં, કાંઇ વિચારમાં બેઠેલી હતી. આપણે સુંદર શહેરા લખી ગયા, પણ ખરેજ તેણી સુંદર હતી, ચેહરામાં, તેમજ ચાલ-ચલણમાં, રીતભાતમાં, માન તથા સલુકાઇમાં ! આ તેણીના ગુણો, તેણીના બી. એ. થવા સાથ વધુ પ્રકાશિત થતા જતા હતા. કશોબી સવાલ આવતો હોય, તે વખતે, તેણીના કપાલ ઉપર, બે લીટી જેવા ઉભા કાપા પ્રગટ થતા હતા, અને તે વખતનું તેણીનું રૂપ, ખરેજ એક રૂપનું કમાલ્યતપણું દેખાડતું હતું. તેણીએ, ચોપડીમાં ડોકું નમાવી, કાંઇ વાંચ્યા પછી, પાછું બહાર જોવા માંડયું હતું, અને તે આપણે નહિજ જાણતે, પણ એકાએક તેણીની પીઠ આગળ, એક બીજો મધ્ય કદનો આકાર આવ્યો, અને આવતાંજ, સુંદર શહેરાની આંખ ઉપર, પાછળથી પોતાનો નરમ હાથ ઢાંકયો, જેમ શતાંજ શહેરાએ તે હાથ ત્યાંથી, હેત સાથ ખસેડી, પોતાના હોઠ પાસે ઘસડી, ચુંબન

કર્યું, અને તેમ કરતાં, મીઠ્ઠાં સાકર જેવાં શીરી શબ્દોમાં બોલી "વ્હાલી જર, આજે સહવારમાં કાંઇ સ્વારી આવી લાગી?"

"વ્હાલી શેહરા! હા, તેમજ છે. ત્હારો મેલાપ થવાનો, હવે મ્હને ઝાઝો સંભવ નથી, કારણકે હવે થોડા દીવસમાં, લગ્નની પવિત્ર સંગાતમાં તું જોડાશે" જરે શહેરાંને બગલમાંથી પકડી મોંઢા ઉપર ચુંબન કરતાં, જવાબ દીધો.

"લગ્નમાં જોડાશે! તેથી શું થયું? પણ તે વાતને તો હજી ઘણો વખત છે. એક ઘડીમાં શું ફેરફારો ચાલી રહયા છે, તે વ્હાલી તું નથી જાણતી? જે ચીજ, યા સમય, થાય યા આવે ત્યાં સુધી તે માટે વિચાર કરી દેવો, તે ઉતાવળ કેહવાય! આ ઘડી, અને બીજી ઘડી વચ્ચે, શું મ્હાન કાય થવાના હોય, તે આપણી ટુંક નજર કદીબી ખ્યાલી શકે નહીં, માટે એવી વાત કરતીજ ના? કાળની કળા સદા જુદીજ છે" શહેરાએ સમજ આપી કહયું.

"વ્હાલી, તું પરમદીને અદરાશે, યાને, ત્હારી **"જીંદગીના સાથી"** સાથ, હંમેશની જોડાવવા ખાતેર, પ્રથમ ગાંઠે બંધાશે, અને પછી તું કયાં અને હું કયાં?" જરે નરમ અવાજે વલતો જવાબ દીધો.

"શું ત્યારે લગન કોઇ એવી ખુશાલી છે, કે જેમાં બીજા વિસરાય? શું તેમાં કાંઇ એવો ભરમ છે, કે **"સાથી સાથેજ સોહાવાય!"** શું, આ તકલીફી દુન્યામા, એકમેકને જોયાં, તથા આસપાસના સંજોગો બંન્નેના સગાંવહાલાને, કાંઇ પેશ આવતા દેખાયા, અને પછી લગ્નના કરારમાં જોડાયા, તેથી, તેવી, "સાથ"માં કાઈ હમેશગીનું સુખ મળવાનો સંબંધ રહે છે કે? ખરેજ આ રીવાજ કાઇ વિચિત્ર લાગે છે. એકાએક આપણી સામે કોઇને લાવી ઉભું કરવું, પછી આપણે કાંઇ ધીર રાખી, વાતચીત કરી કાઇ સાધારણપણે જરા વધુ એખલાસમાં આવ્યા, પછી સામ સામી પરપુછ થઇ, અને પછી લગ્ન ગોઠવાયું, તેમાં જન્મભાવની શી પાર બંધાઇ?" શહેરાએ ગંભીરાઈથી પુછ્યું.

"શેહરા! તું કહે છે તેવો મામલો છે તો ખરો, પણ તુંને તો ત્હારૂ એંનગેજમેન્ટ ગમે છે કે નહિ? ત્હારી વાતથી મ્હને ડર થાયે છે." જરે સ્વાલ કર્યો.

"વ્હાલી જર! એંનગેજમેન્ટ થયું છે કયાં! હજી તો પરમ દિવસ પર

વાત છે, તેટલાં, આગમજથી તે માટે અધીરાઇ કરવી ! મને તો કાંઈ એ બધું દમ સાંસ, અને આસ વગરનુંજ લાગે છે !" શહેરા ગંભીરાઇથી બોલી.

"ત્યારે શું ત્હારા મન પ્રમાણેનું કારજ થયલું નથી ?" જરે પુછ્યું.

"મ્હારૂં મન, તો કાંઇ એ બાબદ અત્યાર સુધી સમજી શકતુંજ ન હતું" શહેરાએ જવાબ દીધો.

"શું ત્હારા જેવી ભણેલી, ગણેલી, બી. એ. થયેલી બાઇ, પ્યાર અને સંસારનો સાથી તે શું, તે સમજી શકે નહિ ?" જરે સવાલ કીધો.

"હા, હું તે હમણાંજ સમજવા લાગી, આ ચોપડી, કાંઇ દૈવ જોગે મ્હારી પાસે આવી, તેમાં લખેલી થોડી લીટીઓ વાંચતા, મ્હારી યુનીવરસીટીની ડીગ્રીએ જે ન સમજાવ્યું, તે મ્હારા ભિતરના ભાવે ખ્યાલ્યું હોય એમ સુજ પડે છે કારણ તેમા આત્માને જોશ થાય છે." શહેરાએ નરમ જવાબ દીધો.

"તેનો લખનાર કોણ છે, કે જેના વાચને, ત્હારા જેવી ભણેલી ગુણી બાનુ ઉપર આવી અસર કરી દીધી ?" જરે પુછ્યું.

"લખનાર કોણ છે, કેવો છે, શા માટે લખે છે, શું કરવા લખે છે ! પોતાનું લખે છે, કે પારકા ઉપર ખ્યાલ બાંધે છે ? એવા ઈત્યાદી સવાલો પુછવાં કરતાં, શું લખ્યું છે, કેવું લખ્યું છે, આપણને ફાયદો થાય, તેવું લખ્યું છે કે ! એ કારણો જાણી સંતોષ થવાનું છે" શહેરાં બોલી.

"ત્યારે જરા મને તો વાંચવા દે ?" જરે વાંચવા માંગ્યું. પણ શહેરાંએ ચોપડીમાં આંગળી ટાંકી વાંચવા માંડ્યુ. "**પ્રીતની પત્રિકા**" એ મથાળાં નિચે, આ શબ્દો લખ્યાં હતાં.

**"ખોહયું છે મેં–જે ન ખોહયું છે તેં**
**જોયું છે મેં–જે ન જોયું છે તેં"**

શહેરાં વાંચતી થોભી, અને જરને પુછવા લાગી "કેમ કાંઇ સમજી !"

"ના, વ્હાલી શહેરાં, હું પુરતું સમજી શકતી નથી" જરે જવાબ દીધો.

"ઉપલાં મથાળાં ઉપરથી આ લીટીઓનો ભેદ, પ્રેમ રસ દેનો યાદ આપે છે. અને તેવો પ્રેમ રસ, એકવાર કોઇએ મેળવ્યો હોય અને તેને તરછોડી,

સામી બાજુનો એક ભાગ, (નર યા નારી) હઠી ગયો હોય, જેથી બાકી રહેલા જીવને, નિરાશી મળી હોય, જેથી, જે ઉત્તમ પ્રકારની ખોટ જેને ગઇ છે, તેને મનથી "સઘળું," યાને સઘળું સુખ ખોહવાયું છે, કે જે સુખમાં, તેને જે જે જોયું હતું, તેવું સુખ, તરછોડી જણાર જોઇ શકયું નથી. આ બાબદનો વધુ ખુલાશો નિચલી વિગતથી ઝટ મળી જાયે છે. (શહેરાંએ આગળ ચલાવ્યું).

**"વાહરે તાહરી વલટર, ખલટર!**
**ખલટર બની, હું ખાટ પડી, તું ભાત ભરી ઉથ્લથાપ કરી,**
**ચિતવન ચોરી ચાર કીધાં, વૈર અભાવે ભાર લીધાં.**
**અમને દુખ નવધાર દીધાં ન આસ દીધાં,**
**ન પાસ લીધા! શા માટે બરબાદ કીધાં! સ્નેહી ગાંઠમાં બાદ કીધાં?'**

હયાં જરે નિસાસો નાખ્યો, અને બોલી, "વ્હાલી શહેરાં! ખરેજ મ્હને બહુ ગમગીની લાગે છે; કાં તો શબ્દ રચનાથી, કે કાંતો ત્હારા અતિ જોશના બોલવાથી મ્હારા શરીરમાં કાઇ થાય છે. અરે રે, જગતનો અનુભવ ન થયો હોય, છતાં, આવાં લખાણથી ખરેજ કાઇ ઉંડી અસર થતી માલમ પડે છે. ત્હારાં મનમાં, પ્રગટી રહેલી લાગણીની અંદાજ, હવે હું વિચારી શકું છું."

"અરે વ્હાલી જર! લાગણીનો હયા ખ્યાલ કરવા ના થોભ! આગળ વાંચતાં, તુંને તાજુબી તો એ લાગશે, કે પેલા નિરાશ થયેલા જીવના મુખ બાહેથી, કેવાં ભલાં શબ્દો, આશિષ રૂપે ઉદગાર કરી રહયા છે. જ્યારે તેનું સુખ, ચિત પ્રીત લુટાઇ, થાપ, ઉથ્લથાપ મળી, દુખમાં ડુબકી સરૂ થઇ, તેના ઉપર ઉલટો સામેથી વેરનો, અભાવ વધવા માંડયો છતાં, કેવી શાન્ત ગતિ હશે! છતાં કેવી ઉંચી મતિ હશે, કે "દુવાનો વરસાદ વરસાવ્યો છે!" શહેરાંએ સમજાવ્યું.

"ખરેખર તે જીવ ધન્યવાદને લાયક છે" જરે નિશાસો કાઢયો.

"હું તો કહું છું કે, તેનો પ્યાર દેવતાઈ ખ્યાલ ઉપર રચાયલો હોવો જોઇએ" શહેરાએ ખુલાશો કરયો—અને તેમ બોલી વધુ આગળ વાંચ્યું.

**"શું એ ચાલે અવળી તાલે**
**કાળે, તું સુખધામ જશે! પરગામ જશે!**
**ના! આખેર તું બદલામ થશે. શું, શ્રોતાજનમાં નામ થશે!**
**જો એમજ હશે, તો ભલે મ્હારે કાળજે**
**દુંખ હશે, તે નહિ ખશે—તો ધીરે જશે!"**

"શહેરાં! શહેરાં, ત્હારા મુખ માહેથી નિકલેલા શબ્દો, એક દુખી કોકીલના ટહુકા પ્રમાણે, મ્હારા હૃદયમા ઠપકપ કરે છે," જરના આંખમાં પાણી ધાઇ આવતાં ઉપલા શબ્દો બોલાયા.

"બહાલી જર! આ લેખકના રસ્યભેદ ઉપરજ આપણને અજવાળુ થાય છે. પ્રથમ "ચાલે" અને પાછળ, "તાલે" ના શબ્દો ઉપર આપણે વિચારશું, તો એમ સાર મળે છે કે, બે જીવ માહેલાં, એક જીવની બદલેલી વળણ, અને તે વલણનો ખોટો તાલ, એવી સરસ રીતે સરખાવી, "કાળે" યા કાળ, યાને વખત સાથ, કેવો ખ્યાલ આપે છે?

"સુખ ધામ જશે પરગામ જશે.''-એમાં એવો ભેદ મળે છે, કે જે જીવ છુટો પડી, બીજા જીવને તરછોડી ચાલી જાયે છે, તે ખરેજ "કાળના ભિતરમાં સુખી થશે! યાને પરગામ એટલે પારકા, બીજા નવા જીવ સાથ, પ્રીતનો સંબંધ કરી શકશે!" એવી વાણી બોલે છે, અને તેમ બોલી પોતેજ પાછો નિરાશાનો બોધ આપી, વિણુવતો હોય, એમ આગળ બોલે છે કે, આખેર ઓ જીવ તું બદલામ થશે, અને શ્રોતાજણો, યાને એવી ઉંચ પ્રીતીમા, પડેલા જીવો, દુન્યા માહેથી પાર પડી ગયેલા છે, તેઓ માફક પાર થશે કે? તે માટે શક બતલાવી, તેને સુભ લક્ષણ તરફ પાછો ફેરવતો હોય, તેમ ખ્યાલ આપે છે. છતાં જો તેમ જીવ પાછો નથી ફરતો, ત્યારે, પોતે પોતાના ઉપર દુખ વેઠવા તૈયારી કરે છે, અને તેબી વળી 'ધીરતા' ઉપરજ આધાર રાખીને!" આટલું સમજાવી શહેરાએ પોતાની આંખો મીંચી જરનાં ખભાં ઉપર પોતાનું માંથું નખી દીધું. આખર માંથું ઉંચકી પાછુ ચોપડીમાં જોઇ બાકીનું પુરં કર્યું.

**એવી મ્હારી દુવા દઉ છુ સલામ નમનનો કલામ કહુ છુ, કે,**

**"ભલે જીવી, સુખ સાચવજે!**

**પ્રભુ રંગમાં પાચવજે! હશે ભુવનમાં પાર થશે!**

સેવટનો સલામ, નમન ભાવ સાથ ભરીને, સુખને સાચવજે, યાને, નવા આત્માં સાથ બાધેલી પ્રીતી, તું અખંડ રાખજે! અને પ્રભૂ રંગમાં પાચવજે યાને, તેમા પણ જો પ્રીત બાંધ્યુ હોય, તો તે પ્રીત પરમાત્માંજ છે, એમ સમજી, ત્હારૂ, બીજે ઠેકાણે બાંધેલુ પ્રીત, પણ ખરેજ સ્વચ્છ હોય! અને માનજે એ, એકવારના મધુરા જીવ, કે જે જગદાતાએ નિર્માણ કર્યું હશે, તેજ થશે." એમ સમજાવી શહેરાએ ચોપડી બાજુ મેલી દીધી.

"ખરેખર, વહાલી શહેરા, લગ્ન ભાવમાં, આવું તો કયાંએ બનતુંજ હશે! આવાં પ્રાતના લગ્ન જગમાં થતાં હશે?" જરે બોલવા માંડયું.

"વ્હાલી જર, ધણાજ ભાગ્યશાળીઓને એવા વિચાર સુજ પડતાં હશે, બાકી જ્યાં ત્યાં વહેવાર રૂપ ચાલીજ રહયું છે, અને જ્યાં એવા ઉંચા ખ્યાલ મનમાં ગણગણ કરતા થાય છે, ત્યાં કવચિતજ તાલ મળે છે. ત્યારે એ ઉપરથી તું વહાલી, જોઈ શકી હશે, કે આવા ખ્યાલ હૈડે મલ્યા પછી મ્હારી મનોવૃતિમાં ફેરફાર કેમ ન થાય!" શહેરા ગંભીર સાદે બોલી.

"હા, એમ છે ખરૂં, પણ મ્હને, એના લેખકનું નામ તો કહે" જરે નામ જાણવા માંગ્યું.

"નહિ વ્હાલી, નામ જાણી, તેમાં કાંઈ નવું નહિ જોશે, નામ નહિ જાણતાં લેખક-વધુ પસંદ થશે. નામ ઉપર, ખુદરતી, આંખના ભવાં ચઢાવી, તોલ કરવાનું મન થાયે છે. કેટલાકોને તેવા લેખકની ગુપ્ત ચાલ ઉપર, નાહક ચુંઠણાં પાડવાનુંજ, ભાન હોય છે. હજી એ લેખકના લેખથી તુંને વારેવારે મસ્ત કરીશ, પછી, તું તેને પિછાણશે. માટે ઉતાવલ ના કર! એક લેખકના નામ ઉપરથી, તેને બદલામ કરવાનો દોપ, નહિ અજમાવવાનો સમય હજી આવ્યો નથી. લેખકના લેખ માહેથી જે આપણને સુખ લાગે, તે લઈ લેવું, અને ગમે કે ન ગમે, તે માટે કશું આપણને બોલવું લાયેક નથી. હું કોઇબી

દિવસે, તે નામ જણાવીશ," (તેટલાં ત્યાં માલી ફુળ લાવ્યો, જે માહેલાં કેટલાંક ગુલાબનો એક બંચ, શહેરાંએ જરને આપ્યો, અને બન્ને છુટા પડી ગયાં ).

જરના જવા પછી શેહરાએ, ઉપલી બાબદ ઉપરની, કોઇની ટીકા રૂપ સરેહ હતી, તે વાંચી લીધી, જે તેણીના મુખ માહેથી નીકલતા, ચડચડ નિચે ટપકાવી દીધી છે.

"અરે, પ્યારની નિષ્ફળતાથી, વેદનાની વીંટ, છાતીમાં કેવી કળ આપતી હશે? નિરાશાથી, નસો કેવી સુસ્ત પડી હશે? તોપણ, જેને એવી ચાલ, કોઇના સુધ્ધ હાલ સાથ ચલાવી હશે, તે માટે, બદલામાં ભેલ વગરની આશિષ દેતી પ્રીતી, ખરેજ કેવી હશે! દુખ થવા છતાં, કેવું ધૈર્ય! પોતાના સુખ માટે ખુશામતથી તે જીવને પાછો વાલવા બદલે, તેનાજ ભલાં કાજે કેવી ભલી શિખામણ! પોતાના કાળજે દુખ થવા ઉપરાંત, ભવિષ્ય ઉપરનો આધાર, કેવળ અચંબો આપે છે! પોતાના મનને ધીરજમાં કેવું રમાડે છે? "એ તે પ્રીતી પ્રેમ"- નમ્રતાના નમન ભાવનો, આદર સતકાર કરી, રસ્ય ભાવના ગુણ ગાવા ઉપરાંત, દુવા દેવા જેવી દેવી પ્રકૃતિ! ખરેજ ફરેસ્તાઇ ખસલતનું રૂપજ દેખાડે છે. પ્રભુ નામની યાદી, જ્યારે એક બાજુ પ્રગતી રહી છે, ત્યારે બીજો જીવ, જડવાદી મોહમાં મસ્ત બની, કષ્ટમાં જાયે છે, તે વેળા આશિષ કેવા! **પ્રભુ રંગમાં સાચવજે પાચવજે,** યાને ક્ષણભંગુર, બ્યહવારૂ ભાન ઉપર ચકીત પડેલાંને, આત્મિક ખ્યાલની દુવા રૂપી "શાન" અર્પણ કરે છે. ખરેજ! આ ઉપલાં દુખીની દાઝ, ગાવા વગર, કોઇ કેમ રહી શકે!

શું ત્યારે આ સરજત હશે! ચાહેનાતમાં ચલવલી રહેલા, શું આમ છુટા પડી જતાં હશે! શું કાંઇ ચાહેનાતમાં અપવાદ, કચાસ પડી હશે! બન્નેના ખેંચાણના સાધણમાં, કોઇ સાંધાં ઢીલા પડયા હશે! ગમે તે કહો, પણ "જેના ઉપર વેદના પડે, તેજ જાણે" પણ ત્યારે કારણ શું! શું કાંઇ આંખમાં રંગ બદલાતો હશે! કહે છે કે **"આકર્ષણથીજ ભેગા મેલાપ થાય છે."** ત્યારે શું પહેલાં તેમ હતું, અને તેમ ચાલતું થવા પછી, ભંગાણ કાંય! ખેર! થયું તે ન થવાનું નથી, એ તો જગતમાં બોલાય, પણ ત્યારે શું,

તેવું ભંગાણ નિર્માણ કર્યું હશે ! ભલે ગમે તે હોય, પણ **પ્રીતીમાં ચીત્ત ધરશે,** તો સંભારજો, દગો કરવો નહી ! કારણ, કહે છે કે "**ધરતી, તેવા દગા કરનારનો ભાર ખમી શકતી નથી, જુઠાં વચન, અને વેણ માટે, તે સદા કંપે છે.**"

આ તકે, આ સમયને બંધબેસતી એક રાગણી હયાં, પ્રિય વાંચક ત્હારી સનમુખ ધરૂં છું.

આ બાગે ફૂલકમાં વંદન "વચનનું" એમૂળ રતન ઠરે,
અરે રે એમૂળ રતન ઠરે
કો કદી ભુવને—જડે—જડેરે—કો કદી ભુવને જડે=
નહિ હામે હઠે તે ગરદન જાયે—તોએ ન તનથી ડરે
—અરે તે તોએ ન તનથી ડરે
બસ સાબીત કદમ ધરે—ધરે રે—બસ સાબીત કદમ ધરે=
ભેખો ! હરીશ્ચંદ્રને તારામતીની ઠરેલ વચન વાણી
—અરે તે ઠરેલ વચન વાણી
દીએ—કરણા રસીક વાણી—વાણીરે—દીએ—

પ્રીય વાંચક ! આપણે ઉપર વાંચી આવ્યાં, અને સેવટનુ ગીત પણ સાંભળ્યું, જેમાં સાચા વચનની, યાદી આપતી ખાસ રંગત જોઇ વળ્યા, તેમજ આપણે એમ પણ જાણ્યુ કે, શહેરાંનું વેસવાલ ગોઠવવા, હવે થોડાજ કલાકો બાકી છે, તથા તે સમય આવે, તેટલાં તેણીના મનનુ બંધારણ પણ આપણે જોઇ વળ્યા, જેમાં આપણુને તો વસવસો લાગે છે, કારણુ કે શહેરાં, કાઇ તે પ્રસંગ માટે ઘણી, યા થોડી ખુશાલ દીસતી નથી, એટલુંજ નહી, પણ કાઇ નવા, અને ઉંડા વિચારમાં મનન કરતી હોય, તેમ આપણે જોઇ વળ્યા. હાલ તો બાકાનો દિવસ, સાધારણ કામકાજ સાથે પસાર થયો છે, અને રાત્રી આસપાસ પંથરાઇ છે. કોઇને માટે તે આરામની રાત્રી છે, કોઇને માટે ચિંતાતુર માંદગીના મોતના પળકારા ગણતી છે, કોઇને માટે પથારીમાં પડી, આવતા દિવસની ખુશાલીમાં, હોશના ભાવમાં અર્ધ જાગૃત અર્ધ ઉંઘમાં પસાર થતી છે, જ્યારે કેટલાકો માટે

તે રાત્રી, દિવસના ધંધાધાપામા, જેમ બીજાઓ રોકાય છે, તેમ રોકાવા જેવી છે. જ્યારે, તે રાત્રી કેટલાકોને, આખ્ખા દીવસની થાક પછી, નિદ્રાંનો આશ્રય આપે છે, ત્યારે બીજાઓને, ફીલ રાત્રીનાં એકાંત ભોમાં, છાતીનાં ધપકારા સાથ નિંદ્રાથી દુર અને બેચેન રાખે છે. ટુંકમાં જેમ દિવસના રૂડા કાર્યથી, રાત્રીમા શાન્તિ મળે છે, જેમ દિવસના ખોટાં કાર્યથી જેમ રાત્રીમા તાસવીસ રહે છે, તેમજ જીંદગી જોગવતી વખતે કીધેલા રૂડાં કામ સદાની ઉંઘ વખતે, **યાને મોત સમયે,** પણ શાન્તિ આપતી હશે, એ કેવળ ખરૂંજ છે. જીંદગીના છેડા વખતે, મોતની સદાની ઉંઘમાં આપણે કેવો અનુભવ મેળવશું તેનો જો ભાસ, યા કાંઇ ખ્યાલ મેળવવો હોય તો, દિવસના કીધેલાં રૂડા, યા ભુંડાં કામની આખેરતમાં, યાને રાત્રીમા મળશે. જો એકજ દિવસમા કીધેલાં રૂડા યા નરસાં કામનો, સારો યા નરસો પડઘો, રાત્રીએ છાતીપર, આનંદ, યા ધપકાર રૂપ ચખાડતો હોય તો પછી ખ્યાલ કરી લ્યો, કે "જીંદગીની છેવટે ફળ કેવું થતુ હશે ?" માટે ઓ માનવ, જીંદગી, જો સદા સુધ્ધ રીતે જોગવતી કરવી હોય, સદા જીવવું હોય, તો બીજામાં ભલુ જો ? તેમ થતાંજ તું સદા જીવતોજ છે એમ સમજશે, અને જ્યાં સુધી સ્વાર્થી રહેશે, ત્યાં સુધી તું મરવાનોજ છે, યાને મોતની ઉંઘમાં ઉંઘશેજ, ત્યાં સુધી જીંદગી જોગવવામાં ભય જોશે, પણ નિર્ભય થવું હોય તો, બીજાના સુખમાં સુખ જોવા વિચાર કર, ત્યારેજ ત્હારી જીંદગી સેવટ સુધી "**જીવન ભાવ**" યાને જાગૃણ જોશે.

મોતની બીક ત્યાં છે, જ્યાં સ્વાર્થ રાજ કરે છે
મોતની બીક ત્યાં છે, જ્યાં હવસ સાજ કરે છે
મોતની બીક ત્યાં છે, જ્યાં પારકાનું બુરૂં ગણાય છે
મોતની બીક ત્યાં છે, જ્યાં નિર્દોષ પર શક મનાય છે.
મોતની બીક ત્યાં છે, જ્યાં બીજાનું બુરૂ કરી, જીવ લજવાતો નથી
મોતની બીક ત્યાં છે, જ્યાં બીજા માટે કશો રૂડો ભાવ ભજવાતો નથી.
નથી ત્યાં મોતની બીક, જે સ્વાર્થ સાંધતો નથી
નથી ત્યાં મોતની બીક, જે પોતા માટેજ રાંધતો નથી

નથી ત્યાં મોતની બીક, જે દુખ, ને સુખ જાણે છે
નથી ત્યાં મોતની બીક, જે **સૌમાં પ્રભુ માને છે.**

એવી નિર્ભય રાત્રી આપણી શહેરાં પસાર કરી ઉઠી છે, અને ઉઠતાંજ, પ્રકાશિત "ખુરશેદ્દ ઇજદ" ને નમન કરી રહી છે. અને, પોતાનુ તન મન, તેના ઉપર અર્પી, તે મહા બળ તેજસ્વી ખુરશેદની ભકિતમાં લીન થતી હોય, એમ એક ગીત, ઘણાજ સુંદર હલકમાં ગાઇ રહી છે.

**"ખુરશેદની ખુશનુદી"**

ભેરવી ત્રીતાલ—

રાત્રી સારી તલપી—સ્વારી માટે તરશું ?
આવે, શાહા તે જોઉ—"ખુરશેદ" દીલે હરખ ભરશું=રાત્રી
પ્રિય પનોતા—અહુરાના નુર—ખુરેહનો ચળકાત ભરપુર
"**કાળી કટારી**" કતરી—ખલકત કીધી હસતી=રાત્રી
કોલાહ આતશી—છે ઝુલ લાલાસ—રંગ બહારે, પ્રેમી પ્રકાશ
એ દમામે દમતી—રઠ—સુફેદ અસ્વ પર ધસતી=રાત્રી
ભાલા અણીદાર—ચોમેર લંબાય "તાજના તાજ"—આળા અંકાય
ખુશી ભર્યા '**તારા**' જગ—દર્શને મરતી=રાત્રી

ઉપલું ગાયન, ઘણાજ એકાગ્રહ ભાવે ગાઇ રહી છે, તેટલાંજ સામેથી, એક જુવાન ગ્રહસ્થ ઓરડામાં ધસ્યો ગયો, અને થોડી પળ થોભ્યો, તેટલાજ ગાયન પુરૂ થતાં, વધુ આગળ ધસી બોલ્યો.

"ડીયર શહેરા !"

"ડીયર શહેરાં ? કોણ ડીયર શહેરાં ? જરા સલુકાઇ રાખો, મી. સ્યાવક્ષ !" શહેરાએ લગાર ઠપકા રૂપે જવાબ દીધો.

"સલુકાઇ ! સલુકાઈ ! મેં શી ગેરસલુકાઇ રાખી, શહેરાં ડીયર ?" પેલાએ લગાર ગુંગવાટ સાથે પુછ્યું.

"ડીયર શહેરાં શું ! કયારની ડીયર ? કેવા હકથી ડીયર !" શહેરાં બોલી.

" કાંય, તું મ્હારી ડીયર નહીં ? આપણે કાલે રૂપીઆ પહેરી એક થઇશું, તે માટે તું મ્હારી સદાની ડીયર નહીં ?" પેલાએ પુછ્યું.

" એ મુર્ખા, કાલ અને આજમા ઘણો ફેર છે, કાલે ડીયર થાઉ, તે પહેલાં, તમને તે બોલ બોલવાનો કશો હક નથી." શહેરાંએ ઠપકા સાથના સ્વભાવે ખુલાશો કર્યો.

" શહેરાં ? શું બોલે છે, તેનું ભાણ છે કે ? હું મુર્ખો ? તું સમજે છે કે, તું કોણને અપમાન કરે છે !" સ્યાવક્ષ છેડાઈ બોલ્યો.

" ઓહો ! મ્હને નહીં ખબર, કે તમો મને, વગર હકે ડીયર કેહવો, અને તે ભુલ સુધારવા, તમને હું મુર્ખા કહુ તેથી આટલા ક્રોધે ચઢશો. અરે જે જીવને "ડીયર" કહેતાં હતાં, તેની એજ ઘડીમાં, તે જીવના મુખમાંથી "મુર્ખા" બોલ નિકળતાં, તે જીવ ઉપર આટલો ક્રોધ કરશો, એ ખબર મ્હને હતીજ નહી. હાજી, હું તેમ બોલી, અને તે બોલવા મ્હને ઠીક લાગ્યું, તમારી ગણત્રીમાં કાંઇ ભુલ પડી હોય, તો તમારે બનતુ કરી લેવું ?" શહેરાએ ખુલાશો કીધો.

" શું ત્યારે ગામમાં જેઓ ભવિષ્ય માટે સંધાવવાના હોય તેઓ આગમજથી તેમબોલે છે, તે સઘળાંજ મુર્ખા કે !" સ્યાવક્ષે લગાર વાત બીગડી જશે, એમ ધારી જરા કગળતાં પુછ્યું.

" ત્યારે તમોને તોલ કરવાની કાંઇ જરૂરજ નથી ? કે બીજાઓ કહે, તેમ કરવું, કરે તેમ વર્તવું, કેમ વારૂં ! ભલે તેવી તમારી તબીયેત હોય, પણ બીજાઓ શું કહેછે, તે પ્રમાણે મહારે ચાલવું જોઇએ, એવા શિક્ષણથી હું ધરાઇછું. શું આપણે આપણું સ્વમાન, યા કાંઇ સ્વતંત્ર વિચાર કરવાનું બાજુ મેળવું ! અને બીજા ચલાવે તેમ ચાલવું ? ભલે તમે ચાલો, પણ તમારી આજની ગુસ્સા ભરેલી વળણથી હું તો કાંઇ જુદોજ ખ્યાલ ધરાવતાં શીખીશું. તમારા કપાલ પર પ્રગટ થયેલી કરચલી, તમારામાં સહનસીળતાની છાપ દેખાડતીજ નથી, અને ખરેજ હજી તો કાલ પર વાત છે, તેટલા ઘણા કલાકોમાં ઘણો અનુભવ થઇ જશે, એમ હું માનુંછું—" શહેરાંએ ખોલાશો ચાલું રાખ્યો.

" ચાલો શેહેરાં, હવે હું તેમ નહિ કરીશ, મ્હને ક્ષમા કરો !" સ્યાવક્ષે નરમાશથી કહયું.

"હા, પણ એ તમારી ક્ષમા, ભિંત ઉપરના નીકલી ગયેલા પ્લાસટરના, પાછા બનાવેલા ધાભાં જેવી થઇ ગઇ છે. ક્રોધ તમારામાં છે, અને તે કોઇબી દિવશે પુર જોશથી ઉભરી આવે એવી મ્હારી ગણત્રી છે. માટે, મ્હારે માટે તો નહિ, પણ તમારે માટે સંભાળથી ચાલજો?" શેહરાં એટલું બોલી રહી, તેટલાં તેણીના માતાજી ઓરડામાં આવતાં બોલ્યાં, "દીકરા સ્યાવક્ષ! સ્યાવક્ષ! પેલો બહાર, કોઈ બીસકોટવાલો બોલે છે તેને હાંક માર, દીકરા!" સ્યાવક્ષ બારીએ દોડયો, અને હાંક મારવા લાગ્યો, "એઇ બીસકીટ, બીસકીટ,...... (બીસકોટવાલાને ન સંભળાવાથી) 'ઓ કાકા! ઓ કાકા! પેલા બીસકીટ-વાલાને જરા સાદ પુકારો!"

"કેમ શેઠ, કાંઇ રહવારમાંજ વીસ્કી ટાંસ્યોજ કે કેમ!" પેલા કાકાએ નિચેથીજ બુમ પાડી કહયું.

"એટલે?" સ્યાવક્ષે તેવનને તેમ બોલવાનું કારણ પુછયું.

"હજી, તો એટલે, એટલે કરી કારણ માંગો છો! મ્હારા સાહેબ, રસ્તે જતા કોઇ ગરીબની મશકરી કરતાં શરમાતા નથી! અમો ગરીબ, એટલે તમો તવંગરો, અમારી એમ ઠઠા મશકરી કરો કેમ!" પેલા કાકાએ ચીરડાઇ બોલવાનું ચાલુ રાખ્યું.

"અરે બાવા! મેં તમારી કશી બી મશકરી યા ઠઠા કરી નથી, તમો મુરબીજી શા માટે આમ ગરમ થઇ જાઓ છો?" સ્યાવક્ષે સમજ પાડી.

"ગરમ, નરમ સૌ બધું નિકળી જશે, બચ્ચા! કાકા બીસકીટ, કાકા બીસકીટ કરી ખીચ પાડી, હજી તો ગરમ નરમ થઇ જવાની વાતની શેખી કરતો દેખું?" કાકાએ ચાલુજ રાખ્યું.

"હવે જાઓછ કે? કાંઇ જોઇએચ!" સ્યાવક્ષે ભાન રાખ્યું નહિં અને ઉશ્કેરાઇ બોલવાજ લાગ્યો.

"તો તમો શું કરશો! તમારા દમથી કાંઇ બીહ નહી જવાનો," પેલા કાકાબી તંગી જવા લાગ્યા.

બારી આગળથી ખસી, સ્યાવક્ષ નીચે જવા, ઓરડા માંહેથી ધસી નીચે

વીઝોરૂં લેવા જતો હતો, એટલા જાંગુ, (શહેરાંનો ભાઇ,) સામેજ આવી લાગ્યો અને અટકાવી કહ્યું "શ્યાવક્ષ ! શ્યાવક્ષ ! તુંને એમ કોઇ ગરીબ બચારા સાથ તકરાર કરવી છાજે ! તેવનને લોકો કાકા બીસકીટ ! કાકા બીસકીટ ! કરી ચીડવે છે, અને ત્હારૂં તેજ વસ્તું માગવાનું થતાં, આબાદ તેવનને ચીડવણુ જેવું થઇ પડયું, તેમાં તું કાંય ત્હારાં વેચે છે !"

"ઓ આઇ સી ! અરે હવે હું સમજયો ! જાંગુ !" શ્યાવક્ષે ખુલાશો સાંભળતાં શાન્તી પકડી.

"હા, પણુ તમારી આ તબીયત કાંઇ સારી નિસાણી દેખાડતી નથી, મી૦ શ્યાવક્ષ !" શેહરાંએ વચ્ચે ટાહુકો પુર્યો.

"વળી, એમાં તે મ્હારી તબીયેત શી બગડી, શેહરાંબાનુ ! શું કોઇ કાંઇ બોલે, તેને જવાબ આપ્યા વિના સાંભળ્યાજ કરવુ ?" શ્યાવક્ષે પુછ્યું.

"આપણે જયાં નિર્દોષ છીયે, ત્યારે ગમે એવુંબી કોઇ બોલે, તો જવાબ નહીજ આપવામાં ભલું છે. કોઇ ગમે એ ધારે, તેના મનની પતીજ કરવા છતાંબી, તેની હઠ આગળ, પતીજ થતી નથી. પણુ તેમ કરવા જતાં, આપણુને વા, અને વીઝોરાં સાથે, ચેડાં કાઢવું પડે છે, અને લડકણું થવા ગમે છે," શહેરાંએ સમજ આપી.

"તમારી શીખામણ હું શીર પર ચઢાવું છું, મ્હારા જોશવંત સ્વભાવને, એમ ધીમે ધીમે નરમ પાડશો તો, ખરેજ મ્હનેબી ઘણીજ શાન્તી થશે." શ્યાવક્ષ લગાર હસ્તે ચહેરે કહયું.

"જુવો, ઘડી, અને ઘડી વચ્ચે કેવો ફરક આવે છે, કેવી હરકત તથા ચિંતા થાવે છે, કેવી રમુજ માંહેથી, રડમસ થવા જેવું થઇ જાયે છે. માટે એ સર્વે વાત ધ્યાનમાં રાખવી, એ આપણાજ સુખને માટે છે" શેહરાં ઘણાજ નરમ અવાજથી સમજાવતી હતી, તેટલાં કોઇ પોલીશ અમલદાર, ૯ ાં બારણાં માંહે આવી ચઢયો, અને બોલ્યો, " મી૦ શ્યાવક્ષ લશકરી આપણું નામ."

શ્યાવક્ષે લગાર ગભરાઇ જવાબ વાલ્યો, " જી હા !"

" આ તમારાં નામ ઉપર વોરંટ છેજી, આપ તે જોશો, તો અમુને અમલ કરવા દેવા, ઢીલ નહિ કરશો," અમલદારે સમજાવ્યું.

"પણ તે વેરંટ (હાથમાં લેતાં જોઈને) શા માટે છે, તે મ્હને કહેશો!" સ્યાવક્ષે જરા તપી જતી અવસ્થામાં પુછ્યું.

"કોઇ ચોરીના વાંક માટે પકડાવાથી, જામીન પર આપણે છોડવામાં આવ્યા હતા, અને વખતસર હાજર ન રહેવાથી આખેર, એમ કરવા અમને ફરજ પડી છે," અમલદારે સમજાવ્યું, "અને અમારૂ કામ અમને, હવે વધુ જરાબી ખોટી કરવા વગર, બજાવવા દેશો!"

"ખોટું! બીલકુલ ખોટું! આમાં કાંઇ દગો છે. મેં એવું કશું કીધું નથી," સ્યાવક્ષ છેડાઇ બોલ્યો.

"સાહેબ અમુને નાહક ખોટી કરી, સખતાઈ કરતાં અટકાવશો, તો સારૂ, નહી તો અમારૂ કામ અમુને બજાવવું પડશે. ખોટું ખરૂ કરવાનો આ સમય નથી, જ્યાં જે હોય તે જણાવશોજી. અમુને તો અમારા વેરંટના નામ સાથ કામ છેજી," અમલદારે ખુલાશો કર્યો, તથા આગળ વધુ બોલ્યો, "તમારે હવે ચાલવુંજ પડશે."

આ બનાવથી ઘરના સઘળાં હરણફાર તથા દુખી થઈ ગયા અને સ્યાવક્ષ પર આ આવેલી આફતથી ડગાઇ તેમજ ફગલાઇ ગયા હતાં, છતાં, શહેરાએ શાન્તપણે, તે દસ્તાવેજ વાંચવા માંગ્યો, અને હળવેથી વાંચી રહી, નિસાસાનો દમ લઇ બોલી "મહેરબાન અમલદાર સાહેબ, તમારા દસતાવેજમાં જે નામ છે, તે આ ગ્રહસ્થનું નથી."

આ સાંભળી, સ્યાવક્ષ, તથા જહાં, તથા તેના માતાજી, કાઈ ગફલત માહેથી બેદાર થતાં હોય, તેમ સમજવા લાગ્યા. શહેરાએ આગળ ચલાવ્યું "આ ગ્રહસ્થનું નામ "સ્યાવક્ષ ડી." અને તમારા દસતાવેજમાં "બી" શબ્દ છે, માટે આ વેરંટ આ ગ્રહસ્થનું કેમ કહેવાય?

અમલદારે, આવી ભલી બાનુથી, અને તે બી વળી ધીરજ ભરેલો ખુલાશો સાંભળ્યો, કે તરતજ તે સર નમાવી ગંભીર ભુલ માટે ચુપ રહયો, અને ખાતરી થતાં, પોતાની ભુલ થઇ છે એમ જણાવી પાછો ચાલતો થયો.

તેના જવા પછી થોડી પલો ચુપકીડીમાં ગઈ, અને સ્યાવક્ષ હરખ સાથ,

પણ, પોતાને થયેલા ફોકટના ગભરાતમાં ન રાખેલા ભાન માટે ખેદ થતો. શેહેરાંને સેકહેન્ડ કરી ઠેન્કસ કરવા આગળ વધ્યો "શહેરા તામરો ઉપકાર થયો."

"એમાં ઉપકાર શું કહેવાય! મ્હારી ખાતરી કરવાં, તેમા જોયું અને ભુલ માલમ પડી, તો સેવટ આવ્યું, જ્યારે તમોએ પ્રથમથીજ ગભરાટ પામી બરોબર વાંચી જોવાની કાળજી કરી નહિ. એવું તો બધેજ ચાલે છે, પણ નજીવા કારણમાં સંભાળથી તપાસ લેતા નથી, અને નાહકનો ભુત ઉભો કરી, કલાહોલ શોહોર કરી મેલે છે. એ તો જાણે આજની ફેશન થઇ પડી છે, તેમાં તમો કેમ રહીત રહી શકો! કશી વાત વિગત પસગવસ કોઇ કહે, અને "પેટનું બાળ્યું ગામ બાળવું" એ કાયદા માફકજ, લાગલું માની લેવું, એ પવન તો ફુંકતો, હવે અટકતોજ નથી." શહેરાંએ નસીહતની વાત કરી.

સ્યાવક્ષ ખસીઆનો પડી ગયો, આજ બબે દીવસ થયાં તેને શહેરાંના ખુબ સપેટા પડતાં હતાં, પણ તેમ તેમ શહેરાંને વધુ અને વધુ, ચાહવા લાગ્યો હતો. અને થોડો વાર થોભી, પછી ત્યાંથી સ્યાવક્ષ ચાલી ગયો.



## "માતાની મુંજવન"

સ્યાવાવક્ષના ગયા પછી, માતા કુવરબાઇએ દીકરી શહેરાંને, લગાર ઠાવકું મોઢું રાખી કહ્યું "દીકરી શહેરાં! તું સ્યાવક્ષ સાથે, એમ જરા જરા વખતે લડી કાંય પડે છે? થોડો વખત થયો હું જોતી જાઉ છું કે, તુંને કાંઇ એને માટે અણગમો પેદા થયો છે. નહી દીકરી એમ ના કર!"

"વ્હાલા મ્મમા! મ્હે એવું કશું કીધું નથી, અને જો હું કાંઇ તેવનને બોલી હોઉ, તો, જે વાજબી રીતે બોલવાનુંજ હશે, તે બોલી લેઇશ" શહેરાંએ જવાબ દીધો.

"પણ બધ્ધરાઓએ વારે ઘડીએ, એમ ઘણી થતાં ઉપર શેખી કરવી નહિજ જોઇએ, તેમ કરવાથી સંપ વધશેજ નહિ," માતાએ સમજ આપી.

"બૈરાંઓ, સમજની કાંઇ વાત માટીડાજીને કહે, એટલે શેખી થઇ ગઇ! અને માટીડાજીઓ, જેમ ગમે એમ, બીચારા બૈરાંઓને સતાવે, તે શિખામણ કહેવાય, નહિ વારૂ?" શહેરાંએ પુછ્યું.

"મમ્મા, તમે જોતા આવ્યા હશો કે, સ્યાવક્ષ ઘણાજ ગરમ સ્વભાવનો છે, અને જરા જરામાં તપી જાયે છે, અને એમજ જો હોય, તો શહેરાં માટે કાંઇ ઘણું ભલામણ કરવા જોગ દેખાતું નથી." જાલ વચ્ચે બોલી ઉઠયો.

"ચુપ રે! બેસ મુંગો મુંગો! આવો, કમઇ ધમઇનો દીકરો, વળી સાથે પૈસો હશે, છતાં જરા જીવ આંકરો હોય, તે લઇ ચલાવવું. ત્યારે અમે કેમ દીકરા દીકરી પાળ્યા હશે!" મમ્માએ ગુસ્સાથી જવાબ વાળ્યો.

"મ્હારા વ્હાલા ભાઇ જાલને ધમકી ના આપો, મમ્મા! વ્હાલા જાલ, તું મમ્માના કામની વચ્ચે ના આવ! જે થવાનું તે દાદાર અહુરામઝદા કર્યો જશે, આપણુ કશું વલવાનુ નથી" શહેરાંએ શાન્તપણે બન્નેને સમજાવ્યું.

"ત્યારે આપણે, દેખતી આંખે એક ભૂલ થાય તે નહિ સુધાર્યે વારૂ? અને આંખ મિચીં ખાડામાં પડીયે?" જાલે જીદ લીધી.

"જો ભૂલ દેખાતી હોય ત્યારે તેમ કરવું ઠીક છે, કોઇના ગરમ નરમ સ્વભાવથી, આપણુને બેચેન થવા બદલે, જે વાજબી લાગે તેમ કરતાં જવું. દુન્યામાં ઘણું બી થઇ જશે, પણ આપણી જીંદગીને શાન્ત રીતે જોગવવાજ કોશેશ કરીયે, તો કદી આપણુને મુજવન થાયજ નહિ. સંસારમાં આવી પડતી મુશકેલીને, એકદમ પહાડ સમ મોટી બનાવી દઇએ, તો દુખ વધે, પણ જીંદગી શા માટે છે, તેટલુંજ જાણીને કરીએ, તો મુજવન કેજ નહિ. જીંદગીના દરેક તબકકે આપણે આપણી ફરજ જાણ્યે, તો બસ છે. પણ દરેક ફરજ બજાવતાં, **આપણુને મળતાં દરેક નર નારીઓથી શાબાશી યા સુખજ મળશે, એમ જો પ્રથમથી ધારી રાખીએ, તો આખરમાં પસતાવો થાય, અને પછી તે પસતાવો દુખજ દેખાય."** શેહરાએ સમજ આપી.

"વહાલી, વહાલી શેહરાં! ત્હારા એકેએક બોલ ત્હારા શિક્ષણ સાથ ત્હારા ભિતરના આત્મિક જોશ સાથે, જાણે લાડ કરી ખરેજ ભક્તિભાવ, દેખાડતાં હોય તેમ લાગે છે. પાક અહુરા ત્હારી ધીરતાને ધન્યજ દેશે," એમ કહી જાલ ત્યાંથી જતો હતો, તેટલાં સામેથી કોઇને આવતાં જોઇ, થોભ્યો, અને તેમ કરતાંજ પાછો હરખથી બુમ પાડી ઉઠયો, "ઓ વ્હાલો ભાઇ હોમી આવ્યો."

પ્રીય વાંચક જાલના મોંઢામાંથી હરખભર "હોમી" શબ્દ નિકલેલો સાંભળતાં, માતા કુંવરબાઇએ જરા મોંઢું કુમળાવ્યું, જે શેહરાએ સ્પષ્ટ જોયું. પણ શેહરા કાંઇ બોલી નહિ, અને બારણા આગળ ધસી જઇ, વ્હાલા ભાઇ હોમીને ભેટીને તેના કપાળ ઉપર ચુમ્બન કીધું. તેમ કરતાં બોલી "વ્હાલા હોમી, તમોને અચાનક આવેલા જોઇ હું ઘણીજ ખુશી છું, જાણે મ્હારા ધુંધરાએલા વિચારના વાદલામાં; તું વ્હાલા ભાઇના આવ્યાથી, પ્રકાશ થયો હોય એમ લાગે છે."

"વ્હાલી શેહેરૂ! ત્હારૂં બોલવું એક કવિના ઉત્તમ ગુણોની યાદ આપે છે, પણ તે પહેલાં મ્હને મુબારકબાદી આપવા દે, કે તુંએ માન શહીત બી. એ. ની પરીક્ષા પાસ કીધી," હોમીએ તેમ કરતાં, બેહન શેહરાંને પાંસામાં લીધી.

"દીકરા હોમી, તું ચુકયો," મમ્માએ જરા હસતું મોંઢું રાખી વચ્ચે પુછ્યું.

"ઓ વ્હાલા મમ્મા, તમો હયાં છેઓ કે, હું ખરેજ શરમીંદો છું, કે મ્હે તમને જોયાં નહી. માફ કરજો, મમ્માજી!" તેમ કરી તે આગળ ધસી ભેટી પડયો– "પણ મ્હને કેહશો કે હું શું કરવા ચુકયો છું?"

"તે એજ કે વહાલી શહેરાં આવતી કાલે અદરાવવાની છે તેથી તેને માટે ત્હારે મુબારકબાદી આપવી જોઇતી હતી," મ્મમાએ ખોલાશો કર્યો.

"મમ્માજી! દરેક પ્રસંગ વખતેજ રંગ હોય તો સારાં કેહવાય. આગમચથી ઢોળ વજાડવામાં કાંઇ ઠીક નહી લાગે, માટે જ્યારે જે ખુશાલી દેખાશે, તે વેળા તાલી પાડીશું. એમ આગળથી નગારાં ઢોળના ઢઢેરા વજાડવા મ્હને બીલકુલ ગમતાંજ નથી" હોમીએ જવાબ દીધો.

"ઠીક બા, તમો લોકો તો ફીલસુફો થઇ ગયા, તે મ્હારૂ કાંઇ ચાલે!" એમ કહી ઓરડામાંથી મ્મમા બીજે ઓરડે ગયાં.

"વ્હાલા હોમી, ત્હારા બોલવાથી મ્હને ઘણી રાહત મળી, **કે પ્રસંગની આગમજથી આનંદ પામવો ઠીક નથી."** શહેરાં બાઇ હોમી સાથે વાતે બેઠી.

"અરે મ્હે એવુ ઘણુજ જોયું છે કે જેઓ એકમેકનાં હોઠનુ કરડેલુ ખાય છે, તેઓ એવા કઠણુ તથા એક એક ઉપર ક્રોધી થઇ રહયાં છે, કે તેઓ ખરેજ ઇનિસાન હતા કે, તે મ્હને સમજ પડતુ નથી? **આશા તો દરેક દરેક જાતની રાખવી** પણ **તે પાર** પડશે **કે નહી, તે તો સરજનહાર કીરતાર દાદાર અહુરામઝદાનાજ હાથમાં છે. સંસારના સુખની કસોટી,** એકલી **ખ્યાલી પ્યાર ઉપરજ નહી,** પણ **ધીરતા ઉપરજ રચાયલી છે. સંસારના સુખની ઝાળી દરેક તબકકે સુખ દેખાડશે એવી સાંકળ યા કળી ઉપર તે ગુંથાઇ નથી. તેમાં તો જેમ દુખની વીંટવળો, તેમાં તો જેમ ન સમજાય તેવાં વીટાંમ્બના પડે, તેમાં તો જેમ ન જોવાયલું જોવું થાય, ત્યારે ને ત્યારેજ તે ધીરજ રાખી પાકત થયલો આત્મા કહેવાય!** ફકત સીત્રા સંજોગ ખાતેર, ફકત મતલબ્યા મતને ખાતર, ફકત વખતનાં વેંજા ખાતેર, ફકત કશાબી કષ્ટ વેઠવા વગર સંસારની સીમા પાર પડેલી ધારી હોય તો તે આત્મા ખિલેલો ન કહેવાય. **દુખ લાખ પડે, આત્મા અગિન છોડે નહીં.** ઘણી **જહેમત જોય, જીવ પાક પ્રીતો તોડે નહી. કાળમાં** ઘણી **ગાળ પડે, પ્રાણ પ્રીત છોડે નહી,** ત્યારેજ તે આત્માનું ખોખું આ શરીર, તેના સ્નાયુમાં શાન્તિ લેશે." હોમીએ લંબાનથી સમજાવ્યુ.

"હોમી! હોમી! વ્હાલા હોમી! ત્હારો એકએક શબ્દ મ્હારા છેલ્લાં વાચનને ટેકો આપે છે. જાણે કે તે લખનારના વિચાર ત્હારાજ હોય તેમ લાગે છે" શહેરાએ સંતોષ થાય એક મત દેખાડયો.

"અરે વહાલી બેહન, મ્હારૂ કેવળ સાદુ બોલવું, તું કોઇ લેખક સાથ કેમ સરખાવી નાખે! કાંય નહીં તેવા વીચારો વાચ્યાં હોવાથી મ્હારાથી તેમ બોલાઈ ગયુ હોય? તે કરતાં ત્હારાં પસંદ પડેલાં વાચનનો લેખ યા તે લેખકનું નામ

તો દેખાડ ? (હયાં શહેરા દોડી ગઈ, અને જે આગળે દીવસે વાંચ્યું હતું તે તથા તેના લેખકનું નામ દેખાડયું) તે જોઈ રહયા પછી હોમીએ નીસાસો નાખ્યો.

"કાંય વ્હાલા હોમી ! એમ કાંય કરેછ ! ખરેજ ત્હારા ચહેરા ઉપર કાંઇ ઘણીજ ઉદાસી પ્રગતી નીકળી છે. શુ છે વ્હાલા ભાઈ, મ્હને કહે ?" શહેરાંએ આંખમાં પાણી લાવતાં ભાઇ હોમીને વીણુવવા માંડયો (પ્રીય વાંચનાર ત્હારી રજાથીજ હું હયાં થોભુ છું, ત્હારા વાચનની કળીને જરા હું તોડું છું, જે માટે ક્ષમા ! હયાં મારે કેહવાનું એટલુંજ કે, આ સગાં ભાઇ બેહેન ન હતાં બાપ એક છતાં, માતા જુદીજ હતી, અને આપણે માતાનો ઠંડો ઉદગાર, ઉપલા ભાગમાં જોઇ વળ્યા પણ બેહન શહેરાં, તથા જાલ, આ સાવકા હોમી ઉપર, એવાં પ્રેમાળ હતાં, કે કલમ વર્ણન કરી શકતી નથી.)

" વ્હાલી શહેરાં ? હું આ લેખકને જાણું છું પિછાણું છું, એનું લખવું ખરેજ રસભાવ ભરપુર છે. ઉંડી ભિત્તરની સમજ વગર, એ લેખકને સમજવો મુશકેલ છે. અહુરા એ લેખકને સુખ આપે, કારણ કે બહારથી એવો સુખી અને આનંદી રહે છે, પણ ભિતરમાં સઘળા દુખને સમાવી રાખે છે. જ્યારે બહારથી એ શાન્ત છે, ત્યારે, એના ભિતરમાં દુખના જવાળા વહેતાં છતાં, ધીરજથી બધું ખમે છે" હોમીએ ખુલાસો કર્યો.

"પણુ તેથી તું તેની ભલે દયા ખાયે, પણ જે નિસાસો તુંએ નાખ્યો, તેમાં કાંઇ આ લેખ જેવોજ ભેદ છે. વ્હાલા હોમી, જેમ ત્હારો જાણીતો લેખક, પેટમાં જવાળા લઇ ફરે છે, તેમ તો તું ન કરતો હોય ! વ્હાલા ભાઇ, તે બિચારો એકલો હશે, પણ હું તો ત્હારા સુખને તપાસવા, વ્હાલી બહેન, ત્હારી જીંદગી સુધી તૈયાર છું. કહે, વ્હાલા ભાઇ, મ્હને કહે ! હું ધીરજવંત છું, પણ મ્હારૂં કાળજુ ત્હારા માટે સદા અવિરાઈથી તપે છે. વ્હાલા હોમી, જો હું તુંને સુખ આપવાની કોશેશ કરીશ, તો એ, ત્હારા માનવંતા લેખકને પણ સુખ આપવા જેવું સાધણ થઇ પડીશ, માટે કહે, વાહાલા ભાઈ, કહે ! ત્હારૂ દુખ છે, અને, તે તું છુપાવે છે, અને તુંએ આજે

આપેલા નવા ખ્યાલથી, મ્હારૂં હૈડું ઘણું ધડકે છે. માટે, કેહે !" શહેરાએ વ્હાલા ભાઇ હોમીના ખભાં ઉપર માથું નાખી દેતાં પુછ્યું.

"હું કેહવશ! વ્હાલી બેહન હું તુને જરૂરજ કહેવશ! પણ હમણા હાલ તો, ત્હારા મુખ માંહેથી નિકળેલાં વિચારેજ મ્હને શાન્તિ આપીછે, તે એજ કે, જ્યારે પેલો લેખક, પોતાનું દુખ જણાવવા એક જીવનો પણ આસરો ધરાવનો નથી, ત્યારે તું વ્હાલી બહેન **મ્હારી સદાની સાથ છે**, અને જેથી મ્હને કાંઇ ધીરજ રહેછે—" હોમીએ સમજ સાથે, પોતાની વાત કહેવા માટે પ્રોમીસ આપ્યું.

"ઠૅન્ક યુ, વ્હાલા હોમી! ત્હારા વિશ્વાસ માટે. ચાલ, આખ્ખી રાતનો ત્રેનમાં થાકેલો હશે, હું ત્હારે માટે સગવડ કરી રાખુ," એમ બોલી ભારે ઉલટમાં બીજે ઓરડે ગઇ.

આ સાવકો ભાઇ હોમી, દુર દેશાવર કંત્રાકટનાં કાંમ કરતો હતો, પૈસાનો તેની પાસે ઠીક જમેલો હતો, પણ તદનજ સાદો, હીમ્મતવાળો, તથા દ્રઢ સ્વભાવનો હતો. કોઇનું પણ ભલું કરવા સદા તતપર હતો. આજે તેનું એકાએક હયાં આવવું થયું હતું, જોકે તે અવારનવાર આવ–જા કરતો હતો. પોતાની બેહન શેહરાં, ઓરડામાંથી જેવી બહાર નિકલી કે, ધીમે ધીમે, પણ, ફરી પાછળ જોતો, તે નાંકની બારી આગળ ગયો, અને ત્યાં એક બારીનાં કતેરા ઉપર હાથ ટેકવી ઉભો કે, દુર વાડીમાં, સામેના બંગલા આગળ, એક આકારને લટાર મારતો, એકાએક દીઠો. દૈવ જોગે સામ સામી આંખો મળતા એકે જ્યારે, હાથનો રૂમાલ ઉડાર્યો, ત્યારે બીજાએ અતી પ્રેમાળ ભાવે પોહોંચાથી દુરથી આશીષ ધર્યો. આટલુંજ કરી, હોમી પાછો ઓરડામાં આવ્યો, અને પોતાના બુટ કાઢતાં, ચીંતામાં ચકચુર બની ગયો, જેથી તેને શું ખ્યાલ્યું તે ભાન રહયું નહીં, પણ કાઢેલાં બુટને નીચે નાંખતા, અચાનક તેના હાથ ઉપર, મોતી જેવું આશું પડયું અને પછી બીજું, ત્રીજું ——— આ ધીરજવંતો જીવ, ધીરજ રાખી શકયો નહી, અને આંશુંધારા એટલી વધી, કે એક ડુસકો ખાવા જેવી પંકતી ઉપર આવી ગયો, તેમ થતાં, તે સાવધ થયો, અને આખ નુંછી બાજુએ ઉભો હતો, તેટલાંજ શહેરા આવી હતી, પણ સઘળું પાંમી ગઇ

અને મુંગી અદામાં, ભાઇના ગળામાં હાથ ભેરવી, મુંગી ચુપકીદીમાં તે ગળા સાથ વીંટલાઇ, આંખમાં નિર ટપકાવી ઉભી રહી. એ કોઇ ચીતારાની પીંછીં હયા કામે લાગતો પણ એવા ચીતારાના આજે ખ્યાલજ કોણે છે? આવા વેદનામાં વીટલાયલાં જીવની ઝહેમત જાણી, પીછાણી સુખ આપવાના સાધણ કયાં છે–? એ **તકલીફી સાંકળ,** કયારે તુટશે, તે કોણ જાણેછે? સામ સામેથી આવતા જતાંઓને કયાંથી ખ્યાલ હોય કે એકમેકના ભિતરમાં, દુખના કેવા ઉંડા કોતર હશે? આ દુન્યામાં પડેલાં, **સ્વાર્થની સેવામાં સપડાયલાઓને શી પડીછે કે પાડોશી કેવી આગમાં અકલાયછે ?** જ્યારે બહારના, તથા આસપાસના-ઓએ આવતી કાલે શહેરાના, અદરાવવાના પ્રસંગની ગણત્રી કરી મેળી હશે, ત્યારે, ખુદ, શહેરાના ઘરમાં વસતા, જીવોમાં, આ **ઝંઝાલની સાંકળ** ગુંચવાયછે, તેનો સહેજબી ખ્યાલ આવે કે? અને છે તો તેમજ. ખુશ મીજાજે ઘરમાં આવેલો હોમી, પહેલી નજરે એક ત્રાહીત ને કેવો આનંદી લાગ્યો, પણ થોડીજ પળમાં આપણે જોઇ વળ્યા કે બીચારો ગમમા છળોછળ ભરપુર હતો. તે ગમ શો હતો તે તો ખરેજ આપણે જાણતા નથી. સાવકી માતાની લાગણી પણ આપણે જોઇ વળ્યા. તેણીને શા માટે આ ભલા દીકરા હોમી ઉપર અણગમો હશે ! અરે જો આપણે એ સવાલનો જો ખાતરીપુવક જવાબ આપવા કોશેશ કરીયે, તો તેજ વેળા આપણે પોતેજ ગુંચવાડામાં પડી જઇએ છૈયે, કે **એકજ માતા અને પિતાના બચ્ચાંઓ હોવાં છતાં, તેઓ માહેલાં કોઈ પર વધુ ઓછું, હીત કેમ !** માટે એ સવાલોના જવાબની ભાંજગડ, સૌના વિચાર ઉપરજ મેળી આપણે આગળ વધીશું.




આપણી વાર્તાની સમુદાય, યાને દ્રષ્ટિ મર્યાદા ઉપર ત્યારે આપણે, એક

નવા નાયકને, પધારતો જોયો, અને તે કોઈજ નહિ પણ "હોમી." રાત્રીની થાક પછી તે હાલમાં નાસતો પાણી કરી, જરા આસાએશમાં પડેલો છે, અને દિવસ આવતી કાલની રંગત માટે આગળ ધસે છે. ખરેજ **વખત, જે વર્તમાન કાળમા વહેતો જણાયે છે, તે હજી વિચાર કરીયે એટલે ભુત કાળમાં વહી જાય છે અને ભવિષ્ય જેમ વિચારવા આરંભ કરશું કે ઝટ વર્તમાન કાળમાં આવી જાયે છે,** જોશું તો ફકત મનુષ્ય જાતની એક પળ થોભતી વલણ, એમ ધારતી હોય, બાકી **ભુત વર્તમાન અને ભવિષ્ય એ બધું વખત માટે વહેતુંજ છે** અને તેમજ આજનો દીવસ પણ "**મોહન મહાલ**" માં વહી ગયો છે, અને રાત્રીએ પાછું, આગમણ લીધું છે—સર્વે રાત્રીની શાન્તિ માટે, જગજગે નિંદ્રા માટે ગયાં છે, પણ હાલમાં, આપણી વાર્તાની મુખ્ય બાતુ શહેરાનીજ વલણ તપાસીયે.

આખ્ખી રાત્રી તેણી ઠીક ઉંઘી હતી, પણ સહવાર પડતાંજ એક સેહજ ચીશ જેવી આંચકીએ, તેણી પલંગ પર જાગૃત થઇ બેઠી છે. પડોશના ઓરડામાં જાગૃત થયેલાં, તેણીના ભાઇ હોમીએ તે નાની ચીસ પણ સમજી, તેથી તેને ત્યાંથીજ પુછ્યું "શહેરા! શહેરા! કાંય, ચીસ કાંય પાડી?" પણ જટ જવાબ ન મળતાં, તે છલાંગ સમેત ઉછળ્યો, અને શહેરાંનાં ઓરડામાં ધસ્યો. જોય છે, તો શહેરા પલંગ ઉપર, માથાને હાથનાં ટેકામાં રાખી બેઠેલી હતી. માયાથી ભાઇએ માથું પાસાંમાં લીધું, અને ચુપકીદી તોડવા અરજ કરી. "વાહલા હોમી, એક અજબ પ્રકારનો સ્વપનો મેં દીઠો, અને તેમાં ઉપજેલી ગંભીર રચનાથી મ્હે ચીશ પાડી છે. હું હમણા શાન્ત છું, તમો, તમારે આરામ માટે સીધારો. હું પછી તમોને બધો હેવાલ કહીશ," શહેરાંએ કહયું. પછી ત્યાંથી હોમી ચાલી ગયો ત્યારે શહેરા મનથી વમાસણ કરતી બેઠી કે **"આ મ્હારૂ સ્વપ્નું કે મ્હારો સંસાર!"**

(શહેરાના સ્વપ્નનો સાર) એકાએક, સ્વપ્ન ગતિમાં, તેણી કોઇ એવી જગ્યા, પર આવીને બેઠી, કે જેવી જગ્યાનું કદી બી તેણીને ભાન થયેલું ન હતું. આ એક એવી જગ્યા હતી, કે જ્યાં, સામે મસ મોટા માહાસાગરના

પાણી શાન્ત હતાં. આ પાણીનો ચળકાત, અને રંગ, એવો તો આનંદી હતો કે, જરા તેણી નજરે ખસાડે તો, બીજા, તરેહવાર રંગો, પ્રગટ દેખાતા હતાં, તથા આસપાસની લીલોટરી એવી મધુર, તથા ઠંડક આપતી દેખાતી હતી, કે જેવી તેણીએ કોઇ પણ દીવસે અનુભવી ન હતી. આ જગ્યાની શાન્તિ એવી વિરામ દેતી હતી, કે ખરેખર કોઇ એવી જગ્યા હોય, કે જેનું વર્ણન, તેણી આપી ન શકે. બ્લુ પાણીનો, આવન જાવનનો ધીમો નાદ, તેણીના શાન્ત થયેલા હૃદય સાથ, કાઇ લાડ લડવા આવવા માંગતો હોય, યા શાન્ત લીલોટરી, મખમલ જેવા કુણગા સાથ, તેણીના મન સાથ, મનન કરવા માંગતી હોય, એમ દેખાતું હતું. આવી શાન્ત ચુપકીદીમાં તેણી એક અતિ સુવાળાં અને સફેદ પથ્થર ઉપર બેઠેલી હતી. તેણી ત્યાં કેમ આવી ચઢી, તેનું કાંઇ ભાન રહયુંજ નથી. હયાં તેણીને કોઇ સંગત યા સાથ સગાં અથવા સ્નેહી માટે સ્મરણ રહયું નથી. આ પથ્થરની સુવાંળી સફેદી સાથ, બેઠકમાં જરાબી કઠણાઈ હતી નહી, જાણે તેણી ખરેખર પથ્થર પર બેઠી હતી, કે કાઇ ભાર જીલી શકે, તેવી નરમ સુફેદી વસ્તુ ઉપર બેઠી હોય, તેમ તેણીને લાગતું હતું. આ પથ્થર પણ, જાણે તેણીના હૈડાંની નરમ ગતિનો લક્ષણ રૂપ પોકાર આપતો દેખાતો હોયને! આવા મધુર વાસમાં, સાંસ જાણે એક પળ હયાં, અને બીજી પળ ત્યાં, ઉછળતો હોય, તેમ તેણીને લાગતું હતું. જયાં નજર પડે, ત્યાં સઘળું નવી નવાઇથી ભરપુર દેખાતું હતું. જો કે સઘળે વસ્તુ તો એકજ સરખી હતી, છતાં નજર બદલાતાં, સામે તરેહવાર રંગોથી એકજ વસ્તું, નવા નવા રૂપ લેતી નજરે પડતી–આવી વિરામ ગતિમા, તેણી કાઇ વિચારમાં હોય, યા ન હોય, તેવામાં કાંઈ અવાજ, ત્યાં સ્પેસી રહગો. ઓહો! આ અવાજ હતો, કે કાઇ દેવતાઈ નાદ હતો! કદીબી આવો અવાજ, તકલીદી ભૂવનમા કદીની સાંભળ્યો ન હોય! ફકત આ અવાજની પ્રથમ સરૂઆતથી, તેણીના રગેરગમાં, અજબ અવાજો ઉછળી રહયા–તેણીને તે સાંભળી ગંભીર થવું, કે ખુશી થવુ, કશું સુજ પડયું નહી. તેણીને તે અવાજ સાંભળતાંજ કાઈ જમીન ઉપર, યા અધ્ધર, યા, કશા અણુદીઠ ટેકા ઉપર, યા, કયાં હતી, તે યાદ રહયું નહી, તેણી શરીરના

કોઈ ભાગ ઉપર હાથ લગાડવા જાયે, અથવા છાતીના ધપકારા, યા શાન્તિનો નાદ સમજવા હાથ મુકવા જાયે તો, ખરેજ તેણીનો હાથ, ત્યાં અડકતો હતો, એ પણ તેણી સમજી શકી નહી. છતાં અવાજ તો આવતોજ ચાલ્યો. નાદનો ધ્વજ, હર વખતે, તાન પર તાન, લેતોજ ગયો. ઓ તે તાન! ખરેજ ચિત્તને ગુલતાન બનાવતું હતું–ઓ તે તાન! ગમે એવા અભિમાનને નિર્મૂળ કરવું હતું. ઓ તે તાન! ગમે એવા એકલપેટાં, સ્વાર્થી જીવને, કુરબાન બનાવતું હતું. ઓ તે તાન! ક્રોધ અને કપટ ભાવને, તોડી કડકા કરી, માનમાં છળકાવતું હતું. ઓ તે તાન! હજારો સુરીલી અપસરાના, ભેગા અવાજને, લખ્ખું અને બેતાન બનાવતું હતું. પણ તે તાનમાં, જે કાંઇ શબ્દો સાંભળ્યા, તે શુ બોલો હતાં, તે કાંઈ લખી શકાય એવા ન જણાયા–છતાં, તે ઉપરથી જે સાર તેણીએ કાઢયો હતો, તે લગભગ નિચે પ્રમાણે તેણીએ, ભાઇ પાસ વર્ણવ્યો-તેનો અર્થ એવો હતો કે, "ઓ મનુષ્ય, મ્હે તુંને સંસાર ભોગવવા ગેતી યાને હાદ-મંડ ભુવન ઉપર મોકલાવ્યું, કે જયાં તું જાને મ્હારી આપેલી રોશની, "ત્હારો જીવ આત્મા" તું નેક વિચારમાં, નેક બોલવામાં અને નેક કામ કરવામાં ગુજારજે, તેને બદલે માસ, અને બદનને, મોજમાં પાળવા ઇચ્છા રાખી, જુદેજ રસ્તે ઉતરી ગયું! ઓ મનુષ્ય! તુંને વાચા, અને જ્ઞાન, અને ધર્મની પ્રેણા આપી, તે તેં બાજુએ મેળી દીધી, અને બુરાં ભાન ઉપર સુંદર શાનને ગુમાવી દીધી, અને આખર દુખના દાબમાં, અને ગમના દમમાં, પગળાં ભર્યા! ઓ વ્હાલા મનુષ્ય, જગતમાં મ્હારી રચનામાં, તું ઉત્તમ ભાગ બજાવવા બદલે, ખોટા વિચારમાં તણાઇ જઇ, જે ઉડાં વિચાર ખણવા માટે, મ્હેં તુંને મોકલાવ્યું તેને બદલે, તુંજ તે ખાડામાં પડયું?–ખરેજ મ્હને ચિંતા થાય છે કે તુંને-જ તેનું સઘળું ખમવું પડશે, ત્હારા હાથેજ તું જેબ્બો કાંઈ આસપાસ, સરજાવે છે, તેનો તો ગુંચવાડો તુંનેજ કાઢવો પડશે. તું ત્હારી મેલેજ સંકટ વેઠી, પાર પડવાનો વિચાર રાખશે, પણ ત્હારો રસ્તો નાનો કરવા બદલે, તું વધુ લંબાવશે. પણ તું તેમ ના કર! ત્હારી સબળ

**શકિતને સારે માર્ગે કામે લગાડ ! આ દુન્યામાં તું વધુ ખરાબી કરતો અટકી જા ! કારણકે તું જેટલું ખોટું કરશે, તેટલું બીજાને સોસવું પડશે, અને તેનો પણ ભાર ત્હારા પ્રથમ કામ ઉપરજ રહેશે. તેમજ ત્હારા સારા વિચાર, અને સારા કામ પ્રગટ થશે, તેની પણ અસર, આવતાં વખતના, મનુષ્ય માટે, તું તૈયાર કરી આપે છે, તેથી તેમાં સુખ મેળવતાં વખતે તેઓના આશીષથી, ત્હારો આગળ જતો વધારો, ઘણોજ અમૂલ્ય કરવા માટે, તું ભાગ્ય શાળી નિવડશે. માટે દુખમાંના તણાતો ! તે મોજ લાગે છે, પણ તે ખોટો ચમકાર છે. સુખ મેળવવું હોય, અમર સુખનો માર્ગ, હાંસેલ કરવો હોય, તો, ત્હારૂં પોતાનું જે છે, તે માટે, મ્હારૂં, મહારૂં કરવાનું છોડ ! કે જેથીજ તું સુખી થશે!"** આ તે મધુર રાગ રંગનો સાર હતો—અને જો તેને કાંઇ સંગિત આકારે પ્રગટ કરીશું તો, કાંઇ નિચલો ખ્યાલ આપતો ભાવ આ નિચલા સંગીતમાં જોશું.

ભેરવી દાદરો

દુખમાં જળો, કાંય ? પ્યારા ! જીવો ! = દુખમાં.
સંસાર સુખ કાજે છે રે, ઉલટા ચાલી વેઠ ભરો, કાંય = દુખમાં.
તનની મજાહ, માનો મિથ્યા, આત્મા ખિલવી પાર તરો, કાંય ! = દુખમાં.

આ દેવતાઈ નાદથી શહેરાનું મન કેવળ ખુશીમાં ગરકાવ થઇ ગયું. તેણી કયાં હતી, કોણ ગીત ગાતું હતું ! તે સમજી શકી નહી. તેણી મનથી વમાસણ કરતી હોય, તેમ કાંઈ હોઠ પરથી માલમ થતું હતું, કદાપી તે આ પ્રમાણે હોય ! " ઓ ગેબી દેવતાઓ, ઓ વ્હાલા ફીરેશતાઓ ! શું તમો મ્હારી પાસે છેઓ ! શું તમો મ્હને જોઇ શકો છો, છતાં છુપ્યાં કાંય ! ઓ કહો ! કહો ! આ શું દાદારનું ધામ છે ! ઓ કહો ! આ જગ્યાનું શું નામ છે ! ઓ ફીરેશતાઓ ! જો નઝરે ન પડો, તો તમારા ગેબી અવાજથી મ્હને ખાતરી આપો કે આ ગેતી કરતા, કોઇ બીજીજ જગ્યા છે ! ઓ તેમજ હોય, તો

આ બધો ખેલ નઝરે પડે છે, તેના નાથને, મ્હારા અહુરામઝદાને, તેના ધણીને મ્હારી આજીજી કરો, કે મને કાંઇ દર્શન આપે! એ જ્યારે મ્હારા ઉપર આ સુખી સંજોગનો આશીષ વરસાવ્યો છે, ત્યારે વધુ મહેરબાની કરી તે **અહુરાના નુરનો** કાંઇ ચળક આપો! " હઝારો કાકલુદી કરી, તેણી આશાવંત થોભી કે **"કાંઇ અવાજ કાંને પડશે"** પણ નહી! તેણી જરા થોભી! નિરાશીમાં ગરકાવ થાય, તે આગમચ કાંઈ ગણગણાટ પાછો કાને પડયો, તે આ હતો કે **"જે તું સઘળું જોય છે, તેમાંજ, તેમાંજ ત્હારા મ્હાન પિતા પાક દાદાર અહુરમઝદા છે!"** તેણી આસપાસ નઝર નાખે છે અને પાછી અસલ જગ્યા ઉપર નઝર પડતાં, સાંમે એક આકાર જોય છે, જોતાંજ તેણી ચમકી ઉભી થઈ. (આ કાંઇ ભય માટે ચમકી ન હતી) તેણી બેહદ તાજુબ થઇ, અને કાંઇ પુછવા જાયે, તેટલાજ, તે આકારની ડોકને વળગી પડી. આ કેમ થયું, તેનું ભાન તેણીને રહયું નહી. કોઇ અણદીઠા હુકમને તેણી તાબે થતી હોય, તેમ આ બનાવે, તેણીને તેમ કરવા સુજ પાડયું. તેણી જે આકારને **"અમ્રત સમ આસે"** વળગી છે, તે ખરેજ એક હાડમંડ આકાર છે, કે પોતે એક તેવોજ આકાર છે? તે કશું પારખી શકી નહી. તે આકારને ભેટી, જરા છુટી પડી, હાથમાં હાથ મળેલાં હતાં, તે લાંબા કરતી જરા દુર ટીંગાઇ, અને તરતજ, **સામસામેની આંખ્યોમાં, જે મહાબળ પ્રકાશ જોયો,** કે તરતજ એકમેકના ગળાંમાં હાથ ભેરવી, એકમેકની ચશમમાં **કરાર સાથ ઉંડા અમૃત ભિતરને નિહાલવા લાગ્યાં.**

ઓ તે ઘડી! ઓ તે પળ! કેમ વર્ણન થાય! આવા નિરાકારને આકાર શી રીતે આપી શકાય! આવી **મીનાઇની રંગત ચીતારવા, ગેતીના શબ્દો કેમ બસ પડે?** એવી વિશ્રાંતી સાથ, તેઓ બન્ને બેઠાં. બેસતાંજ પેલો આકાર બોલવા ગયો, પણ અફસોસ, પણ તેમ થયું નહીં. અને તે પ્રકાશિત આકારનાં આંખ માંહેથી, સ્વચ્છ મોતી જેવાં નિર ટપકયાં! અને નિશાસો બહાર નિકળ્યો!

" ઓ ભલા જીવ! કાં! એમ કાં" ! શહેરાએ પુછયું. (સ્વપનામાંજ બધુ થાય છે,)

"ઓ પ્રેમી જીવ ! તું સવાલજ ના કર !" પેલા આકારે જવાબ દીધો.

"કાંય ! મ્હારા વ્હાલા જીવને આજ હજારો, લાખો વર્ષે હું મળી, મ્હારા વહાલા પ્રાણુને, આજે અતિ માયાથી ભેટી, તેજ પ્રાણ મ્હારા સ્વાલનો જવાબ કાં ન આપે ! બોલ, વ્હાલા પ્રાણ, બોલ ! હુ ત્હારી દરેક વાત સમજવા હર એક હાલ જાણુવા માટેજ થોભી છું, બલકે રહી છુ" શહેરાંએ સ્વાલ કર્યો.

" ત્હારી સાથ સદાનો એક થવા, મ્હારા કાળમાં હજી સમો આવ્યો નથી, મ્હારા માર્ગમાં, જે ભોગવવાનું છે, જે તું સમજી શકતી નથી," તે આકાર બોલ્યો.

" વ્હાલા પ્રાણ, ત્હારા માર્ગની મુશકેલી, મ્હારા બદનના હજારો ભોગથી હું દુર કરીશ, ત્હારા મનની સપાટી ઉપરની મુજવન માટે, હું હઝારો સુખનો અનાદર કરીશ. ત્હારા પ્રાણુને એક ઘડીની ચયેન આપવા, હુ લાખો પળ અને ઘડીની પાર્થના કરીશ, માટે તું કહે ! પ્રાણ મ્હને કહો કે નિરાશ કાંય ! શું આ ઘડી સુખની નથી ? શું આ ઘડીનુ સુખ જાવેદાનતું નથી ! ઓ બોલો મ્હને ધીરજ આપો " ! શહેરાએ કરગરીને પુછ્યું.

" ત્હારી મ્હાબળ ધીરજ, ત્હારી મહાબળ માયાને લીધેજ હું આ ઉત્તમ ઘડી જોવું છું. પણ તે સદાની ભોગવવા માટે, હું થોડોક વાર છુટો નથી– એક ખોટી પળે, કાંઈ બનવાનુ હતું, અને તે બદલે બની શું ગયું ! અરે, મ્હારી **જીંદગીની મંઝલની, હું આટલો નજદીક હતો,** એ મ્હને સહેજ સુજ ન પડયું–" પેલા આકારે નીસાસા સાથ જવાબ દીવો.

" તમો શું બોલો છો, તે મ્હારે માટે અપ્યાણુંજ થાય છે. મ્હને સમજ આપો ! ભરમ ખોલો ! તમારા મનમાં જેબી કાંઈ છે, તેમાં મ્હારી રહાયતા લેવાતી હોય, તો લેઓ ? મ્હારે હવે કોણુ માટે જીંદગી બાકી છે ? મ્હારા મનમાં હમેશ ધોલવાતી તરસ, આજે પુર બાહરમાં રસ આપતી ભરપુર થઇ છે, માટે ખુલાશો કરો ?" શહેરાએ, તે આકારના માથાના અજબ પ્રકાશીત અને વળ પર વળ લેતાં બાલ પસવાડતાં પુછ્યું.

" વ્હાલા પ્રાણ ! પ્રીય પ્રાણ ! હુ સંસારી વ્યવહારમાં વિંટળાયલો છુ, અને તેથી ઘણો કાયર છું " પેલો આકાર બોલ્યો.

"યાને! સંસારી વ્યવહાર એટલે શું? હું સમજી શકતી નથી. શું. **આવી ઉંચ ગતી, અને મતિના બે જુદા જીવોને સંસારની વ્હેવારૂ ગતી કાઇ અચડણ કરતી છે?** મ્હને સમજાવો કે સંસારના વ્યવહારમાં વિંટલાયલાં એટલે શું"? શહેરાએ પુછ્યું.

"યાને હુ પરણેલો છું." એટલુ બોલી તે આકાર એક ચિત્તે શહેરાના ચહેરા સામુ ટગર ટગર જોતો વિચારમાં ઉભો.

"અને તેથી તે નડતલ કહેવાય કે? તેથી તે મુશકેલી કહેવાય કે વ્હાલા! શહેરાંએ પુછ્યું.

"ત્યારે તે શું કહેવાય? શું તે મુશકેલી નહી?" પેલા આકારે પુછ્યું.

"ખચ્ચીતજ નહી, બીલકુલ નહી. ભલે ગમે એવી સાંકળ હોય, તે સાથે મ્હને ગરજ શી છે, જે ફકત મ્હારે જોવાનું અને મેળવવાનુ હતું, તે **ઓ વહાલા, ત્હારો પ્રાણ તહારો જીવ આત્મા તહારો જાન તે અને તેજ પ્રાણ ઉપર,** આ **દુન્યાની શરૂઆતથી ટળપી રહેલો જીવ કુરબાન છે.** ત્હારી ચાલુ ગતિને હુ ધોકો પુગાડીશ નહીં. તે સાથે મહને કામજ નથી. ત્હારા **ચાલુ સમાગમના સાધનને, હુ જરાબી છંછેરવા માંગીશ નહી,** તેમ **કરવાથી મ્હારો પ્રાણ દુખી જાય!** મ્હને **ત્હારા કોઇબી સંબંધ સાથ કામ નથી. ફકત ત્હારા નેત્રો** અને **તે માહેથા નીકળતાં પ્રકાશિત "તેજ," અને તે તેજ માહેથી છુપ્યો દેખાતો ત્હારો પ્રાણ, બસ મહને વ્હાલો છે"**— શહેરાએ શાન્ત મનથી ખુલાશો કર્યો.

શહેરાના મુખ માહેથી, આવાં ઉંડા ભેદનાં ભાવથી સખુન નિકલતાંજ પેલો આકાર ખુશાલ બન્યો, તેનો, થોડી પળ અગાઉ સહેજ ઉદાસ થયલો ચહેરો, પાછો પ્રકાશિત બન્યો. અને હરખભેર ભેટી પડયો. તેમ કરતાં તે બોલ્યો "વ્હાલા પ્રાણ, ખરેજ તે મ્હારા માર્ગમાથી જમાનાઓની મુશકેલી કાઢી નાખી—જેને માટે અનેક જાતના કષ્ટ ખમી દુખ વેઠવા પડતે, તે બદલે ત્હારા ઉત્તમ વિચારથી મ્હારૂ દુખ નિર્મુળ થયુ છે. હુ ધાસ્તી રાખતો હતો, કે રખે ભુલ ખાઈ તુ પાછી હટી જાય! પણ ના! આજે, **કયામતની બહુજ**

**નજદીક હું અને તું આવેલાં છૈયે,** એમ મ્હને **યાદ આવતું સમજાય છે.** આજે ઉત્તમ પંકતી ઉપર લાવી નાખનાર **તુંજ મ્હારો વહાલો પ્રાણ, ફ્રાળ્યો છે.** તહારા અને તહારા વગરજ આ જગ્યા હું જોઇ શકતેજ નહી. ત્હારા અને ત્હારા ખ્યાલ વિના, **હું બેફામ બેધ્યાન બધું કરતો હતો,** તેટલાજ કોઇ દેવતાઈ આકારે મ્હારા બીછાણા આગળ આવી, મ્હને પીઠ ઉપર હાથ લગાડી ઉઠાડયો, અને કહયું કે, "ઉઠ, **અને, હયાંથી, સામેના ચેરાગ સામે સીધ્ધો જા?"** તે આકારને હું તાબે થયો, અને ઉઠયો, અને તે આકારના ફરમાવવા પ્રમાણે હું આ જગ્યા ઉપર આવી પુગ્યો. પુગતાંજ, **મ્હારો વ્હાલો પ્રાણ તું મ્હને નજરે પડયો.** તુને જોતાંજ મ્હારા શરીરના ભાગોમાં, કાઇ વીજલીક પ્રવાહ માફક રગે રગમાં, છીદ્રે છીદ્રે, મ્હે ખુશાલી પંઠરાતી અનુભવી !! એમ બોલત તે આકાર, શહેરાને ભેટી પડયો, કમ્મર માંહેથી સામ સામાં પકડીને, તેઓ એક ભાનમાં મસ્ત **થયાં** હતાં, તેટલાંજ, તેઓના શરીર માંહેથી હજારો ચપલ કમાન માફક, કાંઇ યંત્ર માફક ચાલવા લાગ્યું, અને જમીનથી તેઓ કાંઇ અલગાં ચાલતાં હોય તેમ લાગ્યું. તેઓ પોતે ચાલતાં હતાં, યા, તેઓ આગળથી સઘળી વસ્તુઓ પસાર થતી હતી, તે કાંઈ સમજાયું નહીં, પણ એટલું સમજમાં આવ્યું કે, તેઓની સામેથી કાંઈ પસાર કરી દેવામાં આવતું હતું, જેમાં હજારો દુખી જીવડાંઓનો કલપાટ, હજારોઓની ફોકટની લડાઈ, હજારોઓની ફોકટની દુશમનાઈ, ઈત્યાદી વહેવારૂ વાત જે ગેતીમાં બનતી, તેનું કાંઇ સાર રૂપ વર્ણન દેખાતું હતું, તેમ વળી જગ જગે, અતિ આનંદ જીવો સુખમાં સહેલ કરતાં હતાં. શું આ ખરેખરા બનાવો હતા? **યા જગતમાં પ્રગટ થતા વીચારોના, યા સ્થુળ બદન રહીતના આકારોજ હતા? શું ત્યારે મનુષ્યના દરેક વિચાર, વાચા, અને કાર્યનું, હયા આકાર, રૂપ, વર્ણન, સદા માટે રહેતું હતું? જો તેમજ હોય, તો ખરેજ હજારો આફ્રીન! આફ્રીન! એ તે ગેબી નુર,** ઉપર **કે જેને તે માટેની આગમજથી ચેતવણી આપવા, પ્યારા અષો સ્પિતામા જરાથુસ્ત્રને**

**એકલી આપ્યો હતો, અને જેને ખરેજ, હુમત, (નેક વિચાર) હુખ્ત, (નેકબોલવું) અને હુવરસ્ત (નેક કાર્ય કરવુ)નો ઉત્તમ બોધ શીખાડયો હતો. જગતની માંહે જેબી કાંઇ થાય છે, તેનો ખરેજ પડછાયો આ મીનોઇમાં રહેતો હોવો જોઇએ અને તેમજ જો બનતું હોય તો જીંદગીના છેડે, જ્યારે મોતના નિંદ્રા રૂપ અવતારમાં જઇએ છે, ત્યારે કદાપી, હયાંજ આવી, સઘળાંઓએ પોતાના વિચાર, વાચા અને કાર્યના આકારો જોવાના થતાં હશે !**

આવાં નહીં વર્ણવી શકાય, એવા બનાવો અને દેખાવો જોતાં શહેરા અને પેલો આત્માં આકાર, કાઇ અજબ રીતે આગળ અને પાછળ વધતા હતા, તેટલા એક નવીજ જગ્યા ઉપર તેઓ આવી લાગ્યાં. હયાં પેલો આકાર થોભ્યો અને બોલ્યો! "પ્રાણ ! આ તમારા રહેઠાણ માટે જગ્યાછે. અને હું ફરી મલું તેટલાં સુધી તમો હયાં રહેશો, અને આસાયેશ લેશો !"

"જેમ, તું વ્હાલો જીવ મ્હને ફરમાવશે, તેમ કરવા હું સદા તૈયાર રહીશ, પણ, તું હયાં પાછો આવશે કે નહી ? અને તે ક્યારે ?" શેહરાએ પુછયું.

"મ્હારા ઉપર જેમ હુકમ ફરમાવવામાં આવશે તેમ હું આવીશ" પેલા આકારે જવાબ દીધો.

"હુકમ ? કોણનો હુકમ વારૂ ! શું તું સ્વતંત્ર નથી ?" શહેરાએ પુછયુ.

"એક તો જેની સાથ વયવ્હારથી બંધાયલો છું, તે માટે, અને બીજો, તો, તે **સર્વના બાપ અને પિતા પાક દાદાર અહુરમઝદનો હોકમ"** એટલું બોલતાંજ તે આકાર શહેરાની નજરથી ક્યાં ગયો, તે શહેરાં ખ્યાલી શકી નહીં, પણ પેલા સુંદર મકાન માંહેથી, કોઇ બાઇ તેણીની સામે, હરખ ભેર ધસ્તી આવતી જણાઇ અને આવતાંને વારજ, તે બાઇ અતી, મધુર આવકાર આપી, શહેરાને વધાવતાં બોલી "તમો આવનાર છો, એમ હું પ્રથમથીજ જાણતી હતી. હું ખરેજ ઘણી ખુશી થઇછું."

"તમો કોણછો, અને મ્હને હયાં આવવું થશે, તે તમોએ કેમ જાણ્યું ? તથા તમારૂં નામ શું છેજી ?" શહેરાએ સામટા સ્વાલો કર્યો.

"મ્હારૂ નામ લક્ષ્મી છે," પેલી બાઇએ જવાબ દીધો.

આ નામ સાંભળી શહરા ચકીત થઇ, થોડી વાર મુંગી ઉભી. અને આસપાસ સઘળે નજર ફેંકવા લાગી.



## " લક્ષમીની સંગાત "

"તમારા નામ પ્રમાણે તમો હીંદુ બાઈ છો, પણ આ તમારો પહેરવેશ તો, કાંઇ જુદીજ ઢપનો છે!" શહેરાએ સવાલ કર્યો.

"હયાં કોઇ પણ જાતના વસ્ત્ર પહેરવા મનાઇ નથી. **હયાં જાત અને ભાતમાં કાંઇ ફેરફાર રાખવામાં આવતો નથી. હયાં ફકત કામ માટેજ હોશ રાખવામાં આવેછે. પણ તમોને હયા ગમેછે કે નહી?"** લક્ષમીએ પુછ્યું.

"કાંઇ ગમે યા ન ગમે, તે માટે કાંઇ ખ્યાલ લાગતોજ નથી, જે સામે આવેછે, તે જોઉંછું, અને મનને ઠીક લાગેછે, તેમ પીછાણી લઉંછું, પણ હયાં તમો શું કામ કરોછો?" શહેરાએ પુછ્યું.

"કોઇ આવતાં જતાંને, મ્હારે ધન, દોલત આપી, રાજી રાખવાનું કામ છે" લક્ષમી એ જવાબ દીધો.

"શું તમે એટલાં ધનવાન છો?" શહેરાએ પુછ્યું.

"ધન, નો તો કાંઇ પારજ નથી. તમને પણ જોઇતું હોય તો માંગી લેજો, કાંઇ મનાઇ નથી?" લક્ષમીએ જવાબ દીધો.

" શું હું માંગું તેટલું મને આપશો ? " શેહરાએ પુછ્યું.

" હા, જરૂર, પણ એક શરતે, તે આપીશ " લક્ષમીએ જવાબ દીધો.

" શું કાંઇ શરત પણ કરવામાં આવે છે ? તેમ હોય તો પહેલાં મને શરત સમજાવશો ?" શાહેરાંએ પુછ્યું.

" પણ શરત હું આગમજથી નકી કરૂં, તેને બદલે, તમે મ્હારા ઉપર વિશ્વાસ રાખી, મ્હને પહેલાંજ વચન ન આપો, કે હું જેમ કહું તેમ કરો ?" લક્ષ્મીએ જવાબ દીધો.

" કદી નહી ! એમા વિશ્વાસની શી વાત છે? વિશ્વાસ તો ઘણોએ છે, પણ કેવા પ્રકારની શરત છે, તે જણાવા સિવાય કોઈ, કેમ વચનથી બંધાય ?" શાહેરાંએ લગાર દમથી સમજાવ્યું.

" શું તમો માંગો એટલી દોલત હું આપવા જ્યારે પ્રથમ તૈયાર થાઉ, ત્યારે, હું જે માંગું, તે આપવા તમને વગર જાણવે ભારે પડશે ?" લક્ષ્મીએ પુછ્યું.

" એ કાંઈ વાજબી માગણી કહેવાય નહી, તમે મહને આપવાના શું છો, તે હું જાણું છું, પણ મહારા પાસેથી, જે શરતે આપ જે માંગોછો, તે શું હોય, તે હું કેમ જાણું ? માટે પ્રથમ કહો, પછી વાત" શેહરાં બોલી.

" ચાલો ત્યારે સાંભળો ! મ્હારી માગણી ઘણીજ સાદી છે, તમો માંગો એટલી દોલત હું આપવા તૈયાર છું. અને મહને મેળવવા મહારી એટલીજ અરજ છે કે, તમારી સંગાતમાં જે આકાર હતો, તે ઉપરથી, તમારો હાથ, યાને હક ઉઠાવશો !" લક્ષ્મી બોલી.

" શું ! શું બોલ્યાં ! તમે શું બોલ્યા ! તમે આવી માગણીઓ કરશો એવી કદી કદી પણ વકી રાખી ન હતી—તેના ઉપરથી હાથ ઉઠાવું ? તેના ઉપરથી હક છોડી દઉ ? ખરેજ સુર્યથી, તેના કીરણને છુટાં પાડવા સમાન છે. પાણીથી તેની નિર્મળતા દુર કરવા જેવું કદી નહી બનશે." શેહરાંએ લગાર દ્રઢતાઈથી જવાબ દીધો.

હયાં લક્ષ્મી છેડાઈ, નેણુ ચઢાવવા લાગી, અને બોલી "નાદાન છોકરી, મ્હારૂં માન ! વધુ વખત વહી જાયે, અને પસ્તાવો ન થાય, તે ધ્યાનમાં રાખ. તને એવી આગમાં હોમાવી દઇશ (એટલું કહેતાં તેણીએ સામે આંગલી કરી

કાઈ તરફ જોવા કહ્યું. જ્યાં આતશનો ઢગઢગતો જોશ કાંઈ પીલી ધાતુને ગાળતો હતો, અને મોટા, મોટા લાથા જેવા ચોસલાં તૈયાર થઈ, ઉલટ પાલટ થતાં હતાં. અંગારની આગનું વર્ણન કેવળ અશકત હતું. "જોઇ આ આગ! એમાં તુંને હું નાખીશ. તને બાળીશ, તને હોમાવીશ, બોલ, પેલા આકાર ઉપરથી હક છોડે છે કે નહી?" લક્ષમીએ ફરી પુછ્યું.

શેહેરાંએ ધીરજ રાખી, હિમ્મતથી તેણીને પુછ્યું કે "તે આકાર ઉપરથી હાથ, યા હક ઉઠાવવાથી તમને શો ફાયદો થશે તે જણાવશો?"

"હા!! ખચ્ચિતજ તે આકાર ઉપર હું માહરા પ્રાણ અને જીગરથી ફીદા છું, તે આકાર આગળ આ મ્હારૂં સર્વ બળ, ચરણ પર મુંકી દેઉ, અને તે આકાર તેમ કરવા નથી માગતો, કારણ કે, તે તુંને, તુંને, ઓ બાઇ, તુંને ચાહે છે, માટે તું હાથ ઉઠાવે તો મહને મળે" હયાં પેલી લક્ષમી ઘણીજ ગમગીન બની ગઇ.

"હું ખરેજ દલગીર છું, પણ હું કશી પણ શરત કરતી નથી, અને મ્હને ત્હારી દોલત જોઇતી નથી." શેહેરાંએ દ્રઢ જવાબ દીધો.

"મ્હારા મનની વાત જાણી લઇ, તું મ્હને પજવે છે? નાં, તુંને તેમ કરવુંજ પડશે? નહી તો તું ઠાર થશે!" લક્ષમી ક્રોધે ચઢી.

"ત્હારી મ્હને જરા બીક નથી, ત્હારાથી થાયે તે કર!" શેહેરાંએ જવાબ દીધો.

આ બોલ બોલતાંજ, તેણીની આસપાસ અંગારનાં ભભુકા ચઢતા ગયા, હર પળ નજદીક આવતા ગયા, આસપાસનું બાળતા ગયા, અને ત્રાસ મચાવી, હર વખતે તે આગના ભભુકા, શેહેરાંને પોતાની પાસમાં લઇ બાળવા બહુજ નજદીક આવતા ગયા, જે વેળા લક્ષમી, દુર ઉભી, રંગત જોવા લાગી. શેહેરાં જરાબી ડગી નહી, અને ખુલ્લી આંખે તે નિહાળતી ઉભી, જે વેળા, **પોતાના પાક પેદા કરનાર પાક અહુરામજદા સાથ, પાક સ્પીતામાનું નામ, મુખ ઉપર ભણવા લાગી,** જ્યારે તેણી સમજવા લાગી, કે મરવા યાને બળી, ખાખ રાખ થવા હવે એકાદ પળ હશે, ત્યારેજ તેણીના મુખ માંહેથી

( જાણે મરવા અગાઉનો છેલ્લો શબ્દ હોય, તેમ ) આંખ વિંચી, એક શબ્દ નિકલ્યો તે એજ કે " મ્હારા પ્રાણ, તુંને છેલ્લી........સ...લા...મ...!"

તેટલાંજ ત્યાં કાંઇ ધડાકો તેણીને સમજાયો, અને આંખ ખોલી જેયું તો તેજ તેણીના પ્રાણપ્રિય આકારને તેણીની ગરદન આસપાસ વિંટલાયલો દીઠો. લક્ષ્મી સામે ઉભી હતી, તેણી હરખથી, ઓવરણા લઇ શેહેરાંને વધાવવા લાગી, અને તેમ કરતાં બોલી **"ધન્ય છે; ધન્ય છે! ઓ વ્હાલી! કે તુંએ, આ અમ્મર પ્રાણ આગળ તકલાદી સોનું ખોહયું છે."** આ સઘળું કેટલી ઝડપથી થયું, તેનું ભાન રહયું નથી. અને ત્યાં વળી કોઇ બીજું હાજેર નથી, પણ પેલો આકાર, થોડીવાર થોભી, પાછો ગયો છે. શેહેરાં કોઈ સાધારણ જગ્યા પર વસવાટ કરની હોય, એમ અનુભવે છે-તે આ નવા ઘરમાં દાખલ થાય છે, કે વળી કોઇ જુદાજ વસ્ત્રમાં સજ થયલી બીજી બાઇને જુવે છે. આ બાઇની કાંન્તિ અને શરીર ખરેજ એવું મનોરહર, શેહેરાંએ દીઠું, અને કાંઇ ઘડી તેણી તાજુબ રહી. અને તેમ થોડી વાર જોઈ રહયા પછી, શેહરાંએ પુછયું "બાઇ, હું કયાં આવી છું, તથા તમો કોણ છો તે જણાવશો ?"

'તમો મ્હારા પરોણા તરીકે આવ્યા છો. નિર્ભય રહો! મ્હારૂં નામ પારવતી છે, અને મ્હારે ત્યાં સુખ શાન્તિના સર્વે સાંધણો છે, જેથી તમારૂં મન બહુજ આનંદ પામશે, આવો, બેશો!" એમ કહી પારવતીએ, તેણીને આવકાર દીધો.




શેહેરાંને થક ચઢી હોય એમ લગ્યું. તેણી ત્યાં હિંચોલા ઉપર લેટી, અને લેટતાંજ હિંચકો હાલવા લાગ્યો, જ્યારે તે માંહેથી અતિ સુસ્વરો નીકળવા લાગ્યા અને જેથી તેની મધુરતાંમાં ખુશી થવા લાગી. તેટલાંજ તેણીને માટે તરેહવાર, જાતના પીવાનાં વાણું આવ્યાં, જેમાં શરબતો સાથ, દારૂની દરેક જાતની

બાટલીઓ, પણ હતી. આ જોતાંજ શહેરાં, લગાર ચમકી, અને કાંઈ પ્રશ્ન કરવા જતી હતી, તેટલાંજ, પારવતીએ સમજાવ્યું "તમોને નવાઇ લાગતી હશે, કે અમે હિંદુઓના ઘરમાં આ કેફી ચીજો કેમ? ખરૂં કે? પણ ના! તેમ નથી, તમો મ્હારા પરોણા છો, માટે મ્હારે સર્વે સગવડ રાખવી પડે છે."

"અરે, પણ ભલે તમે સગવડ આપવા માંગો, પણ જ્યારે કોઇ માંગણી કરે ત્યારેની?" શેહેરાંએ જવાબ દીધો.

"માગણી કરે, યા ન કરે, પણ આપણે લાગણી જાણવી જોઇએ. **તમારો એવોજ રીવાજ છે,** માટે તેમ કર્યું છે" પારવતીએ સમજાવ્યું.

**"અમારો રીવાજ? અમારો રીવાજ એટલે શું? રીવાજ કાંઇ આકેબતનો કાયદો નથી. રીવાજ તો કાંઇ ચોકકશ ગરજ સારવાજ પળાય છે,** અને કદાપી અમારાં માહેલાં કોઇએ તેમ કર્યું છે, તેથી મ્હારે પણ કરવુંજ જોઇએ? શું કોમમાં એવો દારૂડીઓ રીવાજ ચાલું હોય માટે સઘળાંજ તેમ કરતા હશે! ના, બાઈ, પારવતી બાઇ! તમો અમોને ગેરઇનસાફ આપો છો." શેહરાંએ લગાર ભાર મુકી કહ્યું.

"ભલે તમને ન ભાવે, તો ઠીક, એ રહેવા દેઓ!" પારવતીએ જવાબ દીધો.

"પણ તમોએ, એ લાલચને માહરી સામે ધરીજ શા માટે?" શહેરાંએ ઠપકો દીધો.

સેવટે શહેરાંએ કાંઇ લીધું ન લીધું, એવું કરી આમ તેમ ફરવા માંડયું. અને પાછી તેણી તેજ હિંચોલાપર અસોટાઇ પડી. તેણી સુતી હોય એમ લાગ્યું પણ તરતજ ચમકી ઉઠતાંજ તેણીની સામે, જીંદગીની અંદર જે તેણીએ કાંઇ ખ્યાલ્યું હતું, તે જોયું. આ શું હતું? જે માટે તેણી ચકિત તથા ખૌફમાં પડી. પણ કોણને પુછે? પારવતી કાંઇ ત્યાં દેખાતી નહતી. ત્યાં તેણીએ જોયું, તે ટુંક વર્ણનમાં એવું સમજાવી શકાય, કે, શરીરના રૂપાળા કદ અને સોહામના ઘાટના મરદે અને ઓરતોની અજબ રંગરાગ સાથે નાચરંગ કરતી, શરાબ અને નીશાની મસ્તબાજીના, જાણે ત્યાં એક મોટી નગરી હળમળી રહી હતી. કપડાંનાં પહેરવાશના સકાર, કાંઇ આકાર વગરનાં મોજને ભાવતાં હતાં.

આ કોણુની જગ્યા હતી ? આ પારવતી કોણુ હતી ? એવી વમાસનમાં હતી તેજ વેળા, પોતે જ્યાં બેઠી હતી, ત્યાં પાછળથી એક અતિ કદ્દાવર ખુબસુરત મરદ, ગળાંમાં તરેહવાર ઝમકતાં હીરા જડીત હાર સાથ, હાથમાં ફુલોનો સિંગાર ધરતો ઉભો હતો. કોઇ દેવતા યા ફ્રેરેશતો હશે, એમ ધારી લઇ, પેલાએ વાંકી વળી નમન અદામાં ધરેલા ફુલો, જાણે તે ફ્રેરેશતો તેણીને આપવા માંગતોજ હોય, તેમ ધારી, શહેરાંએ લીધાં. શહેરાંએ ફુલોને પોતાના હાથમાં લઇ, પોતાના મોઢાં, તથા આંખ આગળ ધર્યાં, જે ઘડીનો લાભ માની લઈ, પેલા આકારે, તેણીને બાથમાં લેવાની કોશેશ કરી, તેટલાંજ શિંહન પેરે બહાદુર થયેલી શહેરાંએ, એક મજબુત આંચકો માર્યો, પેલાને દુર ખસેડી નાખ્યો. ફકત શહેરાંના નેત્રોજ, તેને બાળીને બસમ કરવા બસ હતાં. પણ પેલો દુરજ ઉભો રહ્યો. તેટલાંજ ત્યાં પારવતી દોડી આવી, શહેરાંને ગુસ્સે થએલી અટકાવી અને બોલી " કાંય બાનું, મ્હારા આ બાઇને આ અપમાન કાંય ?"

"એ મુર્ખ બાઈ, ત્હારા ઘરમાં, ત્હારા પરોણા ઉપર, બેમલાહજે, આવી નાપાક છુટ લેવાની રીતીજ, અપમાન છે, તે ત્હારે પ્રથમ જાણવું જોઇએ ?" શહેરાંએ ક્રોધથી જવાબ વાળ્યો.

" જ્યારે તેના હાથના ફુલો, તુંએ ત્હારી પાસે લીધાં, એટલે, અપમાન કરવા જેવો સમો રહયોજ નહી " પારવતી બોલી.

" એટલે ! ખોલાશો કરો, કે તમે શું બોલોછો ?" શહેરાંએ પુછ્યું.

"એટલે, એમ કે ફુલો કબુલ થયાં તેટલાં માટે તે ભલા શખ્સનો પ્યાર પણ કબુલ થયો," પારવતીએ સમજાવ્યું.

**"પ્યાર ! પ્યાર ! ઓ દોજખનાં પુતલાંઓ, શું ફુલને ભેટમાં આપી નિચ પ્યાર માટેનો પ્રથમ પુકાર સમજો છો ? શું આ ફુલો જે સ્વર્ગનો સિંગાર છે, તે આવાં ખોટાં ડોલઘાલુ પ્યાર માટે, પરશતેશ કરવા વિચાર કરોછો ? શું એ ફુલના સિંગારની પવિત્ર સુગંધને, તમારી ગંધાલી મોહબતને, આગળ વધારવા ભોગ્યો બનાવોછો ! ઓ બેવકુફો, આવાં સ્વર્ગને શોભાવનારા પુષ્પોને, તમારી તફલીદી**

**મોજને પેશ કરવા, પ્રથમ નિસાર કરોછો? ઓ થાભો! થાભો! એવા બદબોઇ ભરેલા પ્યારને પ્યાર કહેતા થાભો! એવા તમારા પ્યારને, લાખ વાર, દશ લાખ વાર, એ ફુલની એક પાતરી ઉપરથી ઓવારયા હોય, તોએ, તે પવિત્ર થવાનો નથી."** શહેરાંએ ઘણીજ દ્રઢતાઇથી કહયું.

"શું મ્હારા ભાઇના આવા ઉત્તમ પાક પ્યારને આવો ધિકકાર? શું ઘર બેઠાં, મ્હારી આ આગતા સ્વગતા ઉપર આ પાણી? આ અપમાન!" પારવતી છેડાઇને બોલી. **"ઓ મદભાવની મોહુકાનમાં, મસ્ત બનેલી મસતાન પાપીની પારવતી?** એવી ત્હારી પરોણાગતને, હજાર વાર સલામ!" શેહરાંએ રોકડું પરખાવ્યું.

"એટલે તું શું મ્હારા ભાઇને એમ તરછોડશે, એમ ધિકકારમાં ધરશે?" પારવતીએ પુછયું.

"ચોર પર સજોર! પરોણો ઘેરમાં આવ્યો, કે ભાઇનો માલ થઇ ગયો? ત્હારી એવી ચાપલુસીખોર બડાઇથી, હું ભમીશ નહી, ત્હારા ભાઇને કહે કે એવી બેલગામ ચાલ કોઇ ઠેકાણે ન ચલાવે?" સાંભળ્યું? શેહરાંએ કહયું.

"બાઇ! બાઇ! તું ખરેજ ભોલી છે," પારવતી બોલી.

**"ત્યારેજ તો ભોલવાઇ? અને ફુલોને પાસે લીધાં, નહી તો એવાની પાસ ઉભું રહેવું, એક બદબોઇ જેવું છે."** શેહરાંએ જવાબ દીધો.

"ત્યારે તો, એ બદબોઇ, આ ફુલમાં પણ ભરાઇ હશે, નહી વારૂ?" પારવતીએ પુછયું.

**"કદી નહી? કદી નહી? જમાનાઓ આવશે, પવિત્રતાઇને ગમે એવી બદબોઇ દખલ કરી શકેજ નહી, આ ફુલો, આ સ્વર્ગના સાથીઓ ગમે એવા બેલગામની સાથ રહેશે, તોપણ સદા તેઓ પમારતા, અને પવિત્ર રહેશે, જેમ મનુષ્ય અવતારમાં ત્રણ જાતના જીવડાઓ છે, એક સ્થુળ, યાને પોતાનુંજ જોનારા, એક જ્ઞાની, યાને, થોડું પોતાનું અને થોડું બીજાનું પણ સાચવનારા, અને ત્રીજો વર્ગ,**

**આત્મીક ધ્યાનવાલો, જે પારકાનુંજ ભલુ અને ભલું જોનાર છે, તેમ વનસ્પતી વર્ગમાં, આ ફુલો ઉંચામાં ઉંચા ભાનમાં આવેલાં વર્ગ માંહેલાં છે, અને જેમ આત્મિક ખ્યાલનાં માણસને, કદી કપટ, કીનો, હવસ, હર્ષ, આવતો નથી, તેમ આ વનસ્પતિ વર્ગના આત્મિક યાને ઉંચો વર્ગ ધરાવનાર ફુલો, કદીબી કોઇના નજીસાઇ, યા બદબોઇ લેતાં નથી."** શેહરાંએ થથરાવીને કહ્યું.

"બાઇ ! બાઇ ! બસ કર, ! બસ કર. તાહરી સફાઈ, થોડીજ વખ્ત પળમાં, તું નરમ મીન જેવી થઇ જશે. ત્યારે પછીજ તુંને બદબોઈ, અને બદબોઇની ખરી વાત માલમ પડશે, હાલમાં એટલુંજ મહારે જણાવવું છે, કે તુંને એ મહારા ભાઇ સાથ પ્યાર કરવોજ પડશે ?" પારવતીએ કહ્યું.

"કદી નહી ! કદી નહી ! ઓ બેવકુફ કદી નહી. **પવિત્રાઇ પ્યારને બે વાર ચાહી શકતી નથી, મહારા જાંન કે જેણે હું ચાહું છું, તે સિવા હું કયાંએ પ્યાર જોઈ શકતી નથી."** શેહરાંએ જવાબ દીધો.

"બસ કર તાહરી જબાન ! ઓ નાદાન ! હમણાજ જોશે, તું તાહરી શેખી કેમ તેજમાં રાખેછ ?" પારવતીએ કહ્યું.

"ઠીક છે, ત્હારૂં બન્યું કર" શેહરાંએ જવાબ દીધો.

તેહલાંજ ત્યાં હઝારો યંત્રનો ખણખણાત થયો, ઓ, તે ભયંકાર ઓજારો, તે નજરે પડતાંજ, તે માંહેથી ચીશાચીશ સાથે, હઝારો જીવડાઓ કપાતાં હતાં, રીબતાં હતાં, દબાતાં હતાં, લોહુ લોહાન થતાં હતાં, એવાં અનેક ચિતારો, ભયંકાર ચિતારો નજરે પડતાં હતાં—તેટલાં પારવતીએ પુછ્યું "કેમ આવે છે કાંઇ ધ્યાન? એમ મરવું છે? બીક નથી આવતી ?"

"બીક ! બીક ! પવિત્રાઇ, સચ્ચાઇ, કશાથી બીહતી નથી. ત્હારી એવી ધમકી નકામી જશે," શેહરાંએ કહ્યું.

"શરીર પર સહેજ અગન બળશે, ત્યારેજ ત્હારૂં ભાન ખુલશે." પારવતીએ સમજાવ્યું.

"જેને શરીરની જતન હશે, તેનેજ એમ લાગે. ભલે બદનપર વેદના થશે,

મ્હારો જીવ કશોએ દુખ જોનાર નથી, બલકે, મહને આજે નવોજ અનુભવ થયો છે," શેહરાં બોલી

" અને તે અનુભવ "। પારવતીએ પુછયું.

"કે તહારા જેવી, બહારથી દેખાતી, આવી ખુબસુરત, આવી ભલી, બાતેનમાં આવી કાળી નાગન કેમ નિવડી?" શેહરાંએ જવાબ દીધો.

" શું હું નાગન? શું હું કાળી? મ્હે તને આવું ઉત્તમ સુખ અપાવવા ધાર્યું." તે બોલવા જાએ એટલાજ શેહરાં બોલી, " ચુપ, ? તહારૂં ઉત્તમ સુખ! ધુલ પડી તહારાં એવાં સુખપર! સ્વાર્થના સેવડા! યાદ છે કે, આપણી ઉપર એક એવી દેવડી છે, કે જ્યાં પ્રપંચની પાંખડીની આખરે કેવી લેવડી લેવાશે?"

" કોણ દેવડી! ક્યાંની દેવડી?" પારવતીએ પુછયું.

" મ્હારા પાક પેદા કરનાર દાદાર અહુરામજદાની ન્યાય દેવડી" શાહેરાંએ મકકમપણે જવાબ દીધો.

"હવાં, અમારાં સ્વાર્થ આગળ, તેની અમને પરવા નથી. તે ખ્યાલી વિચાર ઉપર, અમે જીંદગી બાળતાં નથી. તે ન દેખાયલી ચીજ વીશે, અમને આજનો, કાળ માટે ભય નથી, એવી નબલાઇ અમને ડર આપતી નથી" પારવતી બોલી.

" ઓ બેવકુફાઇની ભૂખમાં, સુસ્ત પડેલી બેવકુફ ઓરત, ખામોશ રહે! શું તહારા શરીરમાં થતો ધપકારો, તહારી પોતાની માતની વસ્તુ છે! શું તહારી આંખથી દેખાતી વસ્તુઓ જોવા તહારી પોતાની શાકત છે? શું તહારી રગેરગમાં ફરતાં લોહીના નહેર તહારા યા મહારા કહેવાથી લહેર કરે છે યા કરવાની છે? સંભાળ, વિચાર! સેવટની ઘડી આવી જાય, અને જન્મનો પસતાવો થાયે તે આગમજ માની લે, જાણીલે, કે એ સઘળું તે અનદીઠ બાપ, સૃષ્ટિના સરજનહાર, પાક અહુરામઝદાથી છે, કે જેને તમો પ્રભુ કહો છો."

શાહેરાંએ અતિ ઘણા જૂસાથી સમજાવ્યું.

" તહારી એ માન્યતા ઉપર હું અફસોસ કરૂં છું" પારવતીએ ઉત્તર આપ્યો.

**" ત્હારી એ અજ્ઞાનતા ઉપર હું લાખો રહેમ કરૂં છું, કે ત્હારી આંખ ઉપર મસ્ત મોહની કાળી ચાદર ફરી વળી છે. એ ભાન ભુલી, તું માખ ના રાખ ! આજના ઠેકેરા ઉપર ના મલકાતી, એ નિર્મૂળ છે. બીજાની સેવા, સદા સુખ માટેની યાદી છે—હવસને છોડ ! હોશમાં બુરાઇ ના ભર ! પણ પરવરનું ભાન પિછાણી, મ્હારૂં માન, કે આ ત્હારૂ ક્ષણભંગુર અભિમાન રહેવાનું નથી."** શહેરાએ સમજાવ્યું.

" બસ કર ! હવે ત્હારી વાત સાથ મ્હને કામ નથી, બસ સેવટની મ્હારી સલાહ માની લે, અને મ્હારા ભાઇને પ્યાર આપ ! નહી તો આ ઘડીએ કંગાળ મોત માટે તૈયાર થા ! " પારવતીએ કહ્યું.

**" મોત ! કયાંનુ મોત ! એ નાદાન અવિચારી બાઈ ! ત્હારી કંગાળ સ્વાર્થી સ્થિતિ, તુંને મોતનો ખ્યાલ આપે છે. જેઓ આવા દુરાચારી વિચાર રાખે છે, તેઓજ માટે મોત, યાને, એકવાર-ની નિંદ્રાનું ઉંઘવાનું છે. અમો માટે નથીજ, અમો કે જેઓએ દાદારની હસ્તી માની છે, પિછાણી છે, અમો કે જેઓ કદીપણ લોભ અને લાલચમાં વશ થતા નથી, અમો કે જેઓના મનસે દુખ અને સુખ સરખું છે તેઓ માટે હમેશની જાગૃતી છે, અને મોતનો ભય નથી અને તેટલા માટે તેની હૈયાતી હોય, તે માટે અમોને ડર નથી. માટે તને જે ભાવે તે વિચાર, અને તે ઉપર અમલ કર !** અમારા ધર્મના ફરમાન ઉપર ચાલવુંજ, અમોને અમર્ગ આપે છે, યાને તેમા અમારૂ મોત, તે સદા કાળ જીવવા સરખું છે " શહેરાએ જવાબ દીધો.

આ પળે શહેરાં અધ્ધર ઉંચકાઇ હોય એમ લાગ્યું, અને બીજીજ પળે તેણીને એક યંત્રમાં આડી ગોઠવવામાં આવી હતી. તેણી પામી ગઇ, કે પગના તળીઆ આગળથી તેણીને યંત્રમાં કાપશે, અને એવી રીતે કાપશે, કે પાતલામાં પાતળી આપણે કાતરી કરીયે, અને તેમ કરવાથી તેણીને હદ બાહેર રીબાવશે, પણ તેણી પોતાના પાક દાદાર અહુરામઝદાનું નામ સ્પીતામાનું નામ મુખ ઉપરથી ભુલી નહી. આ પવિત્ર કલામો મુખપર લેતાંજ, ત્યા સઘળાં

યંત્ર થોભ્યાં અને બીજીજ પળે, જેમ પહેલીજ વાર મુખપર, પોતાનાં જાન માટે યાદી ધરી હતી, તેમ યાદી ધરવાથી, હાલમાં પણ તે જીવ સાથે, ભેલાઇ, તેણીએ પોતાને ઉભેલી જોઇ—ત્યાં સઘળું બદલાઇ ગયું અને પારવતી, હરખભેર, ફુલોના હાર સાથ શહેરાંને વધાવતી ઉભી "ધન્ય છે ! ધન્ય છે ! દીકરી શહેરા કે, આ તકલીદી મોહિનીથી તું ફસી નથી. સુખી રહે, ત્હારા સદા સદા અમ્મર સુધી મુકકર કરેલા, આ વ્હાલા પ્રાણ સાથ ! આજના મ્હારા આશિષ થયા છે. ત્હારો એ પ્રાણ હવે કદીએ ત્હારાથી જુદો પડશેજ નહી. એ દુવા કહેવા મ્હને હુકમ થયો છે." પારવતીએ કહ્યું.

"તે હુકમ કોણથી થયો હતો વારૂં ?" શહેરાંએ પુછ્યું.

"જેને ત્હારા ઉપર ફુલો નિસાર કર્યા હતાં, તેને," પારવતીએ જવાબ દીધો.

"હું માનતીજ..." શહેરા આમ બોલવા જતી હતી, તેટલા તેના પ્રાણ-પ્રીય આકારે, તેણીનું મોંઢુ દાબી દીધું અને બોલ્યો "ચુપ ! શહેરાં, ચુપ ! તે કોણ છે, તે તું જાણતી નથી."

"ઓ પ્રાણ ! કહો તે કોણ છે, કોણ હતો !" શહેરાએ કાકલુદી કીધી.

"ત્હારા મનમા તુ સમજી લે, એ અમારાથી નહીં કહેવાય" પેલા આકારે જવાબ આપ્યો, તેટલા ત્યાં કાઇ ધડાકો સંભળાયો. સઘળું ફેરવાઇ ગયું, અને સંસરારૂપ જેવું, કાંઇ ત્યાં થઇ ગયું, જ્યા એક પારસણ બાઈ શહેરાને દેખાઇ, તેણીના મોઢા ઉપર અને નેણ ઉપર ક્રોધનું ઝેન, પ્રગટ થયેલું હતું, અને તોછડાઇથી, શહેરાં અને તેણીની પાસે ઉભેલાં આકારને જોતી હતી.




"આજે કેટલા દીવસો થયા, ઘરથી બહાર રહેવાનું કારણ તો, ત્યારે આ હતું ?" પેલી બાઇએ બોલવું સરૂં કીધું.

"એટલે તું શું કહેવા માંગે છે, એમ બોલવામાં ત્હારી મતલબ શી છે?" પેલા આકારે પુછ્યું.

"વળી એમાં કહેવાનું શું, અને મતલબ પણ શી બળી છે, તમોને કાંઇ શરમ કે લાજ છે! હું કેટલાં દીવસ થયાં ઘરમાં વાટ જોયાં કરૂ, અને તમો હયાં આ ઇચમજી બાઈ સાથ ઠીક ઢીંગાણું કરોછ, ઘણાજ શોભો છો!" પેલીએ ટક્કારથી કહેવા માંડયું.

"બાઇજી, તમે આ શું બોલી ગયા, લાજ શું! શરમ શું! ઢીંગાણું"? શહેરાંએ વચ્ચે પુછ્યું.

"બેશો! બેશો! બાઈ સાહેબ! તમો ઘણા ભલા દેખાવો છો! પરાયા ધણી સાથ વાતે બેસવું, તેને નકામો રોકી રાખવો, તેને ઘરથી દુર રહેવા ફરજ પાડવી, એ કઇ કોલેજનો અભ્યાસ છે માય? જરા મ્હને સમજાવશો"! પેલી બાઇએ સામું પુંછ્યું.

"શહેરાં! શહેરા. એ બાઈસાથ ત્હારે ભાંજગડમા ઉતરવું નહી, એ મ્હારો હુકમ છે," પેલા આકારે શહેરાંને ફરમાવ્યું

"હુ મ્હારા પ્રાણને તાબે છુ, તમો જે ફરમાવશો, તે ઉપર અમલ કરવાનો મ્હારો ધર્મ છે" શહેરાએ જવાબ દીધો.

"ઓહો! બાઇસાહેબ! વાત તો છેડાની છેક સુધી ગઇ છે. પ્રાણ! અને ફરમાન! મરે પીટ? પણ બાઇ સાહેબ, હવે ફરીથી એવન સાથે ફરતાં ના? સમજ્યા કે માય? નહી તો નકામાં દારવાટલો થઈ જશો! તમારા એવાં પ્રાણ, અને જાનના ઘરાપરાં, તમારા હૈડામાંજ સમાવેલાં હોશે તો સારાં, નહી તો અમથા ચુઠાઈ પીખાઇ જશો" પેલી બોલતાં બોલતાં ચાલી ગઇ.

પણ આ સઘળું સાંભળી, શહેરાં હસ્તે ચહેરે ઉભા રહી, અને તેણીની એવી ઉંચ શાન્તિ જોઇ, પેલો આકાર અજાયેબ થયો અને બોલ્યો, "માફ કરજે, શહેરાં, મ્હારે ખાતરે તુંને ઘણું ખમવું પડયું, અને પડશે"

"મ્હને તો એમાં ખમવા જેવું કંઇજ નથી દેખાતું. એ બીચારીની, અદેખી આગ પ્યાલી છે, મ્હને એના ઉપર રહેમ આવેછે. વહેવારમાં વિંટલાયલી,

પોતાની ઉપર વિપતીજ લાવશે. એના માર્ગ માંહેથી, મેં કશુંબી ખસેડવા ચાહયુંજ નથી, પછી મ્હને એના ગમે એવા શબ્દોની બીક શાની ?" શહેરાં બોલી.

"ત્હારી ધીરતાથી મ્હને ઘણો જોર મળેછે. અરે આ વહેવાર રૂપ સાંકળ અને બાંધણ, મ્હને કેવી અગ્નિ આપેછે, એક ધરતી કંપનો આંચકો ઝટ અને પટ, બધું સમાવી દેછે, પણ હૃદય કંપનો આંચકો અને જવાળા, મ્હને રોજ દુખ અને વેદનામાં સતાવેછે." તે બોલ્યો.

"તેનું એક કારણ છે" શહેરાંએ કહયું.

"અને તે કારણ ?" પેલાએ પુછ્યું.

"ત્હારી અધિરાઇ! તું મનથી અધિરાઇ કાઢી નાંખ? ત્હારા શરીરમાં કોઇ જુદોજ પ્રવાહ જોશ કરતો રહેશે. તું કસીબી ચીજની ખાહેશ ના રાખ? તું શાન્ત થશે. તું કશાબી કોઇના બોલ યા સખુનથી મનને અસર ના આપ! ત્હારૂં હૃદય હર્ષથી ખીલતું થશે. વ્હાલા પ્રાણ! વ્હાલા જીવ! મ્હારી રાત દીનની ત્હારી તરફની ભકિત તુંને ત્હારૂં લાખો લાખ દુખ, રાખ રાખ કરવા શકિત આપશે, પણ તે આગળજ તું મ્હને કહે કે, તું ધીરજ રાખશે" શહેરાં બોલી.

"ત્હારા અતિ વહાલ, અને આ સુંદર સ્વરોથી હું શાન્ત થાઉછું, ત્હારી છુપી દુવાથી હું ટકી શકુછું. મ્હારા દીલમાં વસતો અધિરાઇનો જવાળા ત્હારા નિર્મળ સ્વરથી ઠંડા પડી જાયેછે. ઓ વ્હાલા જીવ! તુ અને તુંજ, મ્હને સ્વર્ગસ્થાન મેળવી આપશે, મ્હારીજ ચશમો, ત્હારીજ ચશમો બનશે, મ્હારૂંજ હૈડું, ત્હારૂંજ હૈડું લઇ ધપકશે! મ્હારી મનોવૃતિ, ત્હારીજ મહાબળ જ્ઞાની મેળવી દાદારની દરબાર જોશે. મ્હારા બદનના છીંદે છીંદ, તાહરીજ મધુરી વાણીમાં પુર થઇ, મધુરા સરોદો ગાતાં થશે. ઓ પરવર પિતા, મ્હે એવું શું કર્યું કે આજે આ પ્રાણથી હું જુદો? ઓ પ્રભુ પિતા, મ્હે એવું શું આરંભ્યું કે આ પ્રાણને આજે મ્હારો કરવામાં ઢીલ? કે જે ઢીલની એક ઘડી મ્હને જમાના

**જેવી લાગી? ઓ પ્રભુ, સદાના સાથ ખાતેર, હવે મ્હને આગલું માફ કર! અને આ જીવનાં સાથમાં, ઓ નાથ, હું ત્હારાં ફરમાન બજાવવા સદા** તૈયાર છું, તે માટેની દાદ લે ?" આ બોલતાં, આ જીવની આંખ્યો માંહેથી હઝારો આસું તુટી પડયાં, જે ખુશી સાથે નિહાલતી, શહેરાંને બેઠેલી જોઈ, તેમ જોતાં, પેલો આકાર પુછવા લાગ્યો "ઓ વ્હાલી, મ્હારા દુખને જોઇ તું હશેછે કાંય ?"

"વ્હાલા ! **હું સર્વદા હસતીજ રહીશ, એ ત્હારા આંશ્રુ નથી,** પણ ત્હારા **ભિતરમાં વહેતો અધિરાઇનો ઝરો** ખાલી થાયછે. જેટલો એ **ઝરો ખાલી થશે,** તેટલીજ ઓ પ્રાણ! **ત્હારામાં ધીરતા વધશે.** ખુશાલ **રહે** વહાલા!" એમ બોલી શહેરાં તે આકારને ભેટેછે, અને એક પાક ચુંબનથી તેને વધાવેછે, તેજ પળે ત્યાં કશું નહતું જેવું થઇ જાય છે. અને દુરથી એક ઝુંપડી, પણ સ્વચ્તાઇ અને પુષ્પોના ભાવથી ભરેલી ઝુંપડી જોયછે.



## સરસવતીની સંગાત.

આ ઝુંપડીનો સણગાર, ઓર નવાઇ આપતોજ હતો, જાણે એક બાજુથી ઠાઠ અને ઠઠેરા, સામે વિરૂધ ભાવ ધરતો સાડો સણગાર હોય ને ! જાણે ધનાધ્ય-પણા સાથ તુંડાઇનો તોર, ગંભીર ગૌર કરતી ગરીબાઇ સાથે ટકકર ઝીલતો હોયને ! તેમ આ ઝુંપડીનો સાદો, પણ મનને શાન્તિ આપનાર દેખાવ હતો. શહેરાં તે તરફ ખેંચાતી જતી હતી, તેમ આગળ વધતાંજ અતિ સંતોષી વૃધ્ધ, પણ તરૂન વયે જેવી ચપળ બાઈ બહાર આવી, શહેરાંને આવકાર દેવા લાગી: આ આવકાર આપવાનું નમન, શહેરાંને અતિ ગમત રૂપ થઇ પડયું, એવી તે વૃધ્ધ ક્રાન્તિ આકર્ષિત હતી.

"આવો બ્હેની! આવો! હું તમારી કેટલા દિવસ થયા વાર જોતી હતી!" પેલી બુઢ્ઢી બાઇ બોલી.

"માહરે માટે! શું તમો જાણતાં હતાં, કે હું તમારે ત્યાં આવનાર છું? અને જયારે હું આવી છું, ત્યારે કહો કે શા માટે વાર જોતાં હતા, અને મ્હારૂં શું કામ છે?" શહેરાંએ પુછ્યું.

"આજ કેટલો વખત થયો, મ્હારી વ્હાલી દિકરી, બેહદ ગમગીન ફરતી હતી. સઘળું બાજુ કરી મેલ્યું હતું. પણ આજે સહવારમાંજ સણગાર કરવા લાગી, અને બોલી "માજી, મ્હારી સહી આવનાર છે જેણીની હું બહુજ દિવસથી રાહ જોતી હતી."—અને વળી મ્હારી ખુશાલી એટલી વધી, કે બહુજ આનંદ દેખાવા લાગી; કે જેવો આનંદ મ્હારા દીઠામાં ઘણો લાંબો વખત સુધી આવ્યો નથી માટે, તે આનંદ ત્હારાથીજ છે, એમ જાણી મ્હને અતિ હર્ષ થાયછે." બુઢ્ઢી બાઇ બોલી.

"માતાજી! તમો ખરેજ માતાજી જેવા લાગોછો. દિકરી માટે, માતાને ન લાગે તો કોણને લાગે? તમારી દિકરી ખરેજ ભાગ્યશાળી હોવીજ જોઇએ કે, જેને માતા ચાહથી બધી ચાહે છે, અને વધુ ભાગ્યશાળી વાત એ છે, કે તમો આટલી વૃદ્ધ ગતિમા હજી હૈયાત છો." એટલું બોલી શેહરાંની કોઇ બાઇ સામે નઝર પડી. નઝર પડતાંજ પેલી નવી આવનાર બાઇને બે હાથે ભેટી પડી અને ચાંપીને બગલમાં બન્ને એ એકમેકને દાબી. ઓ તે બે વ્હાલા જીવની આ ભેટ!! ખરેજ એકએકના આકાર એવાં બન્યાં હતાં, કે જાણે બન્ને એક-એકસે ભેટતાં, એવા ચોકસ રીતે સમાઇ ગયા, કે બે આકારને ખાસ ઘડી કાઢ્યા હોયને!

હર્ષભેર ભેટીને શેહરાએ પ્રથમ નામ પુછ્યું તો જવાબ વળ્યો, કે "સરસવતી"

"સરસવતી! શું આપ સરસવતી કેહવાવો છો? ત્યારે તો આપ જ્ઞાનના દેવી હશો? કેમ ખરૂંની માજી!" માતા તરફ ફરીને શેહરાંએ પુંછ્યું. ઉપલાં શબ્દો સાંભળતાં સરસવતી શરમાઇને શેહરાંની બગલમાં દબાઇ ગઇ.

"હા ! શેહરાંબાઇ ! એ મ્હારી દિકરી સરસ્વતી બાઇ છે, એમને પ્રભુએ સરસ્વતી બનાવી છે, અને સર્વેને જ્ઞાન આપતી જાયે છે" પેલી વૃદ્ધ બાઇ બોલી.

"પણ તમો જ્યારે બધાને જ્ઞાન આપો છો, ત્યારે તમારી ઉમ્મર કેટલી !" શેહરાંએ પુછ્યું

"મ્હારી ઉમ્મરની કાંઇ ગણત્રીજ નથી, હું જ્યારથી એ કામ ઉપર રોકાઇ છું ત્યારથીજ એવી છું." સરસ્વતીએ સમજાવ્યું.

"પણ જ્ઞાન તો બહુજ પુરાણું છે, માટે તે વૃદ્ધ થવુંજ જોઇએ !" શેહરાંએ જીકર કરી.

"હા ! તેમ છે ખરૂં ! આરંભ કરવામા પુરાણું ખરૂં, પણ હમેશ તે નવુંજ અને જુવાન છે." સરસ્વતીએ ખુલાશો કર્યો.

"પણ માતાજીએ હમણા મ્હને ખુલાશો કર્યો, કે આપ બહુજ ગમગીન હતાં, પણ હવે આજે ખુશાલ કાં, અને કેમ થયાં ?" શેહરાંએ પુછ્યું.

"તમારા આવવાથી !" સરસ્વતીએ જવાબ દીધો

"મ્હારામાં એવું શું છે જે, તમે એમ ખુશાલ બન્યા ?" શેહરાંએ પુંછ્યું

"વ્હાલી શેહરાં ત્હારૂં જ્ઞાન, ત્હારી ઉંચી ડીગ્રી સાથ, ત્હારી તીવ્ર ચાલાકી, ત્હારો સાચ વચની ભાવ ! ત્હારી ધીરતાં ! ત્હારી ઉંચી નેકી !" સરસ્વતીએ જવાબ દીધો.

"ત્યારે બીજાઓએ શું ડીગ્રી મેળવેલી નથી ?" શેહરાંએ પુછ્યું

"એવી ડીગ્રી મેળવી તેમાં શું વળ્યુ ? તેઓની, તે સાથે તેવી ઉંચ ગતિ થવી જોઇએ. સેજ વાતમાં કાંઈ વિચારથી લપસી જાય, તે શુ જ્ઞાની કેહવાય ? સેજ વાતમાં ભય માની, પાછું હઠી જાય, તે શું જ્ઞાની કેહવાય ? દુન્યાના વહેવારમાં સામન્ય નિયમમાં જે ગમે તેમ ફરી જાય, તે શું જ્ઞાની કેહવાય ? દુખ આવી પડે, ચિન્તામાં ચચડવું પડે, તરેહવાર બહોતાન આવી પડે, તરેહવાર હાડેસા ખમવા પડે, તેથી નાસીપાસ થઈ, બીજાની ધમકીથી ડરી જઇ, પોતાના આત્માને ગબડાવી, ખોટી બાજી કરે, મતલબ મટે ફરે, તે શું જ્ઞાની કેહવાય ? ત્હારી છેલ્લી કસ થઇ, તેમાં તું ડગી નહીં ગઈ, એ શી થોડી જ્ઞાની

કેહવાય ? ના, વ્હાલી શેહરાં, આજે કાંઇ વર્ષો વિટયાં, ત્હારા જેવી એક, મ્હારી પરીક્ષા પસાર કરી શકયું નથી. અરે મેં જ્ઞાન અર્પણ કર્યું, તેને ખોટે માર્ગે વાપડવા ! અરે શું જ્ઞાન અર્પણ કરૂં, નિર્દોષને, દોષીત કરવા ? અરે શું મેં જ્ઞાન અર્પણ કર્યું, પ્રંપંચી દાવપેચ રમવા ? મતલબ ખાતેર સગાભાઇને કસાઇ સમજે છે, મતલબ ખાતેર, સાચ્ચા પ્રાણને થાપ આપી બીજી બાજી રમે છે, મતલબ ખાતેર નિર આધારને, કોઈ, દુખના દરીઆવમાં દુબાડી જાયે છે, જ્ઞાન મેળવી, બીજા સ્વતંત્રોની પુઠ પકડે ? મતલબ સગા સ્નેહને તરછોડી કાઢે છે, શું ત્યારે આ બધું, મ્હારી પાસેથી જ્ઞાન મેળવીને ?" સરસવતીએ લંબાન ખોલાશો કરયો.

શહેરાંએ, સઘળું ચુપકીદી સાથ સાંભળ્યું; પણ કાંઈ બોલવા જતી અચકાઈ. તેમ થતા સરસ્વતીએ ધીરજ આપી અને જે કાંઈ સંદેહ હોય, તે કુહેવા અને પુછી લેવા આગ્રહ કીધો.

"હા, મ્હારે કાઇ વિવાદ કરવો છે. તમે બધું બોલી ગયાં, પણ જ્ઞાન સાથ કર્મ છે, તેથી તેમ કરતાં હશે." શહેરાએ કહ્યું.

"જ્યારે એક ચીજ ઠીક થાયે છે, જ્યારે એક મતલબ પાર પડે છે જ્યારે કાઇ બંધબેસ્તું થાયે છે, ત્યારે જોશો તો અકકલ ઉપરજ નિયમનો ન્યાય રચાયલો હોય છે. જ્યારે કોઇ ઠેકાણે થાપ મળે છે, યા ખવાડે છે, ત્યારે કર્મપર ઇમારત બંધાય છે. પ્રથમ થયેલા અકકલના એક જોડાણમાં, ભંગાન કાય ? કાંઈ મતલબ ! અને મતલબ જ્યાં આવી, ત્યાં સ્વાર્થ, અને સ્વાર્થ જ્યાં ફાવવા માંગતો હોય, ત્યા જ્ઞાન દુરજ રહે છે—શું અમ્હએ બ્રહ્માંડ કર્મ પર રચાવ્યું ! શું ગતિને અમલમાં મુંકવા પોતાની મહા મતિ, જ્ઞાનની ગતિ, કામે નથી વાપડી ! શું જેમ ગમે એમ પ્રારંભ કરવા દીધું ! ના સઘળું કાયદા પ્રમાણે ગોઠવ્યું. હવે મનુષ્ય પોતાનીજ સદ અકકલે કામ કરી, પોતેજ પોતાને માથે સઘળું બાંધે છે, અને પોતેજ તેમાં ઠોકર ખાએ છે. તેમ એમ સમજો, કે એકને કોઇએ વિશ્વાસ આપી દુર કર્યો, પેલો બીચારો ગુપચુપ બેઠો, હવે ત્યાં કર્મ થયું, પણ પેલું બીજું કોઈ, કર્મ માની પોતાની મતલબ પાર કરી ગયું, તે શું સદાનું પાર થયું કે ? પાર પડયું કે ? નહી ! નહી !

તેને તો જ્ઞાન મારફતેજ પાછું સુધારવું પડશે, ઠોકરાવું પડશે ? અને ત્યારેજ, તે કર્મે, કર્મે, કરી આખેર જ્ઞાનની સહાયતા લેવા જશે. તે પરમ કૃપાળુ બાપને મળવા ગમે એટલા તબકકે, તમે કર્મના આધારે, આધાર રાખો, પણ આખર તેને જાણવા, જોવાને જ્ઞાન વિના છુટકોજ નથી." સરસવતીએ સમજાવ્યું.

"ત્યારે કર્મ ઉપર આધાર રાખવો ફોકટ છે?" શહેરાંએ પુછ્યું.

"કર્મ એ કોશેશ, યા આલસાઈ માટેનો પ્રકાર છે. કોશેશ કરવી એ ફરજ છે, અને ફળ આપવું એ જે ધણીનું કામ કરવું, તેની પાસે દામ મેળવવા જેવું છે. તમે કીધેલું કામ, તેનું ફળ ન મળ્યું, તેથી નિરાશ થઈ "કર્મમાં નહી તે કયાંથી" આમ બોલશો એ ઠીક નહી. કોશેશ કીધી છે, પણ તે કયારે ફલીભુત થશે, એ વખતને હાથ વાત છે. કાંઇબી જાતના બંધારણ યા, વખતની બાધ રાખવી નહી ? પણ કોશેશ કરી ચુકયાં હોય, તો ધીરજથી થોભવું ! તમારા માટે જે જે વસ્તુ નિયમસર તૈયાર કરી આપી હોય, અને તમેજ તેને તમારી અજ્ઞાનતાથી ચુંઠી પીંખી નાખો, પછી તે સમી થતાં ધીલ પડે, તે વેળા દોષ આપો છો, તો કર્મનો ! દરેકને પોતાની મતિ ખિલવવી, અને તેને માટે કર્મ ઉપર બેસી રહેવું, તેથી કાઇ અભ્યાસ થતો નથી, પણ પ્રયાસ કરવા માંડશો કે સઘળું સહેલાઇથી સમજ પડતું થશે–એકલાં ચોપડાં બગલમાં સમાવ્યાં એટલે પંડીત, અને પંડીતા બનતાં નથી. પછી ભલે કર્મમાં હોય ! પણ કોશેશ સિવા તેમ થતું નથી." સરસવતીએ સમજાવ્યું.

"તમારી સમજ માટે હું ઘણીજ ઉપકારી છું" શહેરાએ જવાબ દીધો.

ત્યાર પછી બન્ને વહાલા જીવો, ત્યાં ફરવા પડયા. અને કાંઇકિ દિવસો પસાર થયેલા શહેરાએ અનુભવ્યા. ત્યાંજ એક સાંજે શહેરા આનંદમાં એકલી બેઠી હતી, તે વેળા પોતાના બ્હાલા પ્રાણને આવતો દીઠો. હરખભર ઉઠી અને પ્રીતના પ્રેમાલ ઉભરાથી ઉછળી ભેટી પડી. પણ તે બ્હાલા આકારના મુખ પર ઉદાસીનો છાપ પ્રગટ દેખાતો હતો. "મેં તમને વારંવાર વિનંતી કરી, કે સદા ખુશાલ રહેવું, છતાં તમો કાં નથી માનતા !" શહેરાએ સધિઆરો આપતાં પુછ્યું.

"તાહરો સધિઆરો હવે થોડાજ વખતમા નિકલી જશે, જરા થોભ, હું

તેજ તૈયારીમાં છું" આ સખુનો શહેરા અને પેલા આકારે, પોતાની પછવાડેથી સાંભળ્યાં.

આ સાંભળી શહેરા હસી, અને પેલી બાઇ તરફ દયા કરતી દેખાતી ઉભી રહી. શહેરાંની આ શાન્તિ જોઇને, પેલી બાઇ સાંમી છેડાઇ, અને હદ બહાર ઉછળી, તથા ભાષા! એ કેવી ભાષા! વાપરવા મંડી ગઇ.

પ્રિય વાંચક! મ્હારે આ ભાષા, ત્હારે કાને પાડવી નથી. મ્હારે, અનેકના મુખ માહેથી નિકળેલા, આ બેહદ વિચાર વગરના અજ્ઞાની ઉભરા, જાહેર કરવા નથી. સમજી લે કે એક સ્વાર્થીનો સ્વાર્થ લુટાય, ત્યારે તેનાં મુખ માહેથી શું નિકળે છે? ખ્યાલી લે, કે કોઇને નામોશીમાં નાહક ઉતારવા ગમતું હોય, તો એવકુફ ઇનસાન, તેની પાછળ, તરેહવાર જાતનું ભુંડું બોલવાં કેવું ભમતું રહે છે? તેની ખુબીઓને ઢાંકી દઇ, તેની માહે સઘળો બેતાલ ભાવ ભર્યો છે, એજ તે સઘળાંને પિરસે છે. યાદ કરી લે, કે મતલબમા ફચાસ પડી જતાં, કેવાં ગંધીલા રસ્તા ઉપર મનુષ્ય ઉતરી પડે છે? ખ્યાલી લે, કે પોતાની મતલબ કાઢવી હોય, તો ગમે એવા એક ચહવાયલા ઉપર કેવો બેબલગામનો હુમલો થાય છે! એ, ઇત્યાદી જગમાં બોલાય છે, અને વાતાવરણમાં સમાય છે—તેવા શબ્દો ભલે પેલી કુમતિ ધરાવતી બાઇ બોલી! પણ તે પાછું બોલી, વાતાવરણમાં વધુ ભારબોજ કરવા, આ કલમ ચાહતી નથી. આ કલમ દુશમનને, દોસ્તીના દસ્તથી દાબશે, આ કલમ નિંદાને, ચુપકીડીથી ચાંપશે. આ કલમ ચાહે છે કે, ગમે એવું કોઇ બોલે, તે માટે ફકત તેના તરફ સુખનોજ સંદેશો મોકલવો, તેનું ભલુંજ ચાહવું ગુમરાઇ ધુંમી ધુંમી કયાં સુધી ધુંમશે! નિર્લજ ભાષા બોલી બોલી કયાં સુધી બોલશે? બોલવા દે, જેટલું ત્હારે માટે કોઇને બુરૂ બોલવું સુજ પડે, તેટલું બોલવા દે! કારણ કે, ત્હારા લીધેજ તે બોલે છે, અને તેમ થવાથી, તું તને ભાગ્યશાળી સમજ કે, તેના ભિતર માહેથી, તેના મુખ વડે, ક્રોધનુ વધુ ઝેર નિકળી પડે છે, યાને તું, તેમ તેની પાસે તેમ કરાવવાનું કારણ બને છે. તે મુખ માહેથી, જેટલુ ઝેર નિકળવાનુ હશે, ત્યાં સુધી તે બોલશે, અને ત્યાર પછીજ, તેજ, અને તેજ, એકવારના ગંધીલા મુખ માહેથી, પાકદાદાર અહુરામઝદાનું

નામ નિકળતું તું જોશે ! અરે એવું હલકું બોલનાર ફકત એકજ વાર, ધીરજથી ખ્યાલે, કે જે મુખ માહેથી, જે રસ્તેથી પાક દાદાર અહુરામઝદાનુ નામ વાપરવું છે, ત્યાંથી આવા ગંધીલા શબ્દો ઇનસાન કાં કાઢતું હશે ? જે મુખ માહેથી, એવા ઉમદા રાગ અને રાગણીઓ નિકળવી જોઇએ, તે બદલે દુખજનક, સંતાપજનક, શબ્દોને કાં રસ્તો અપાતો હશે ! થશે ! થશે ! એ બધુજ થશે ! કયાં સુધી ! અજ્ઞાનતા છે ત્યાં સુધી અને અદેખાઇ પણ અજ્ઞાનતા માટેજ છે !" એવા અનેક જાતના શબ્દો, પેલી બાઇ બોલતી ઉભી.

"બાઇજી, તમારે ગમે એટલું બોલો, અને ગમે એટલું સમજો, પણ તમારી જીદ ખોટી છે. તમારા પતિ સાથ, તમારા મનમાં તમોએ ધારી રાખ્યો છે તેવો, કશોબી એખલાસ નથી, છતાં તમો જોઇ શકતા હશો, કે તમારી આવી ભાષા, તથા તાણા જાણી સાથ, તમો તમારૂં વહાલ કેમ વધારી યા ઘટાડી શકો છો. તમારા પોતાનામાંજ એવા ગુણો રાખવાં જોઇતાં હતાં, કે જેથી એ જીવ આત્માને ચેન પડે. તમારી સંગતથી, તમો જોઇ શકો છો, કે એવન બેચન છે, તથા દુખી છતાં, તમારી તરફ લાગણી ન હોવાં છતાં, તમોને માન આપી વર્તે છે." શહેરાંએ જવાબ દીધો.

"હવે રહવા દે, તહારી બકબક ! માન આપે છે ? જેના ભિતરમાં એ વાત, તે શું માન કહેવાય ? અને જ્યારથી તું વચ્ચે કુદી પડી છે, ત્યારથીજ, માન અરમાન અને મ્હારા સઘળા વિચારો દુખી થઇ ગયાં છે. અને તે હું વધુ વાર સાંખી શકવાની નથી" પેલી ચીરડાઇ બોલી.

"તમારે ગમે તે મનમાં માની લ્યો ? પણ એવા મન વગરની મોજ ઉપર મારી કુદી જબરી કુગ્વાથી, મન સામુ ઉતરી જાયે છે. સંજોગને માટે, સઘળાં વરવહુ એકએકથી વસે છે. બાકી, તે માહેલાં ખરા ભાવથી, ખરા હિતથી કેટલાં હસે છે, તેની ગણત્રી કરીશું તો ખરેજ અજબ થતું પડે !" શહેરાંએ સમજાવ્યું.

"અને તેમાં, તમારા જેવીઓ એમ નિકળી પડે, તો ખરેખર મરે, દરેકને માય, નાસવુંજ પડે." પેલી બોલી.

" ત્યારે, તમો સમજો છો ખરા, કે બીજાના વચ્ચે આવવાથી જ્યાં ખરૂં સમજાતું હતું, તે પોકલ થઇ જાય છે!" શહેરાંએ કહયું.

" મ્હને ત્હારૂ બીલકુલ સમજ પડતું નથી" પેલી બોલી.

" એમ કે જેઓ ધણી અને ધણિઆણી કહેવાય છે, તેઓ એકમેક માટે જીવેદાન સુધી સરજેલાં છે, તે અનુમાન ખોટું છે. અલબત વહેવારથી, તેઓ સાથે મળે છે, કાંઈ સંજોગ ઠીક, ઠીક, ચાલે છે, તો પાંસરેપાંસરૂ સઘળું વહી જાય છે. પણ પરસપર ખરેખરૂં સુખ હતું, યા બન્ને માહેથી, એકનો પ્રાણ, યા જીવ જતાં, બીજુ બાકી રહેલું, તે જીવ માટે સત્ય રીતે, પાછળ એકલુંજ રહી જીંદગી ગુજારશે એ કવચિતજ બને છે" શહેરાંએ ખોલાશો કીધો.

" માય ! માય ! એ તમારી બધી ફીલસુફી, તમારી પાસે રહેવા દેવો ! અને હવે મ્હારી સલાહ માની, તમારે રસ્તે વાતે ચાલ્યા જાવો ! જો ફરીથી હું તમને સાથે જોઇશ, તો ખરેજ તમારી કમબખ્તી સમજશો !" એમ બોલી પેલી ચાલી ગઇ.

" શહેરાં ! શહેરાં ! જોયું ! આ કેવું દુખ ! બોલ, એમાં ધીરજ કેમ રહી શકે ? ભલે મ્હને ગમે તે દુખ થશે, પણ એવું અપમાન હવે, તુંને નહી થાય નહી થાય તે માટે મહારે તદબીર કરવી જોઇએ. હું તને થોડા દિવસ પછી, આજ જગ્યા પર પાછો ભેટીશ, અને પછી સદાનો હું દેશવતો લઇશ" પેલો આકાર ગમગીન થઈ બોલ્યો.

"તું અધીરો પડી, ધીરજ ખોહી દઈ, હયાંથી જવા માંગે છે, તો બેલાશક ત્હારે મનને ગમતું કર, પણ યાદ રાખ, વ્હાલા, કે જે સિતમ આપણાથી એકની હાજરી માટે નહી ખમાય, તે ગમ, યા સિતમ દુર જઇને ટાળી દેશે, એ બાબદ અસંભવિત છે. કારણકે જ્યાં સુધી હૈડામાંથી, ગમ યા સિતમ, કાઢી નાખવાની આપણી હિમ્મત યા ધીરજ નથી, ત્યાં સુધી ગમે, ત્યાં જવાં છતાં, તે દુખ યા ગમનું નિવારણ થતું નથી. તે માટે ત્હારા સંજોગો ઉપરજ તું કમ્મર બાંધ, અને તેજ જગ્યા, અને સાંધણોમાં રહી, ત્યાંજ તે ખમી આત્માને તે અનુભવ ભોગવતો કર!" શહેરાંએ સમજાવ્યું.

" ત્હારી સલાહ ઘણીજ નેક છે, અને તે પ્રમાણે હું ચાલવા કોશેશ કરીશ" એવા બોલ સાથ તે આકાર નજરથી ખસી ગયો.

જ્યાં શહેરાં એખલી હતી, તેટલાં સામેથી લક્ષ્મી, પારવતી, અને સરસ્વતી બાઇઓ આવતી જણાઇ. લક્ષ્મીના હાથમાં મોંઘરાનો, પારવતીના હાથમાં ગુલછડીનો, અને સરસ્વતીના હાથમાં, તમામ ગુલાબનો હાર હતો. ત્રણેએ આવીને, તે હસ્તે ચહેરે, શહેરાના ગળામાં નાખ્યો. આ ત્રણેના ભારે હર્ષમાં, ત્રણેની માનીતી ત્રગડીથી જાણે, શહેરાંએ હુમત, હુખત, અને હુવરસ્તનો, સિંગાર પોતાના ઉપર નિસાર થતો જોયો. હજી તો શહેરાં તેઓને કાંઈ પુંછવા જાયે છે, તેટલાં ત્રણેએ, એક પછી એક, શહેરાંને કોટી તથા ચુંબન કરી, ચાલવાં માંડયું. તેઓ પાછળ શહેરાં કાંઈ બોલવા જાય, પણ તેણીની જબાન બંધ થઈ, કશું બોલાયુજ નહી.

પ્રિય વાંચક, આ ઉપલી વિગતથી આપણે આગળ વધીશું, તે પહેલાં, શહેરાંના મુખ માહેથી, સ્વપ્નામાં નિકળેલા શબ્દો ઉપર, કાંઇ મનન કરીશું. " આપણે ઘણીક વાર જોયું છે, કે જયારે એક મનુષ્ય, પ્રથમ કાંઇ ચાકરી યા ધંધો સરૂ કરવા ધારે છે, અને તેમાં પછી જોડાય છે. જોડાતાં, કેટલાંકો, તે નવાં જોડાણમાં ખેચાણ જુવે છે, અને કેટલાંકોને, તે માટે અનગમો પેદા થતાં, ત્યાંથી વેગળા થઇ, બીજે કયાં ગોઠવાય છે. ઘણીક વેળા જોઇએ છીએ, કે એક હુન્નર સંપાદન કરવામાં, જેવો, મગજ શકિત પ્રબળ ધરાવે છે, તેઓ જયારે વહેવારમાં, તેજ ધંધા ઉપર અમલ કરવા બહાર પડે છે, ત્યારે સમુળગાં ફાવતાં નથી. તેજ પ્રમાણે, તકલીદી રીવાજના ગોઠવાયલાં લગ્ન, આખેર સુધી બધાંનેજ મધન કરે છે, એમ કહેવું, પણ થોડાજ સુખી થયેલાંઓનું કામ છે. જગતની વાતાવરણમાં લગન એક ખરેખર મોતેબર ભાગ બજાવવાને બદલે, ઘણીક વેળા, મુશકેલી લાવી નાખે છે. લગન માટેનાં સાથીઓ જેઓ સાથે, જોડાય છે, તે આ સંજોગની સરળતાને ખાતર, જોડાય છે, પણ ટુંક વખત સમી ગયા પછી, તેઓ વચ્ચે, અભાવ યા, રકઝકુટો પેદા થાય છે કે નહી' તે સવાલનો જવાબ દરેક જણ પોતેજ મનથી ખ્યાલી લેશે, અને રિવાજની

સાંકળ, એવી સખ્ત, તથા દુખ આપનારી કરવામાં આવી છે, જેને લોકો ઇશ્વરની આહેશનું જોડાણ કહે છે. ઇન્સાનના કાયદાને, ઇશ્વરના ભાનના કાયદાથી સરખાવી દેવા કેવળજ ખોટું છે, ઉપરાંત, જ્યારે, તે સાંકળ માહેથી મનુષ્ય ગમે એવાં અનગમાં છતાં છુટી શકતું નથી, પછી, કેટલાં ટકા જેટલાં સુધ્ધ સુખ ઉપર અમલ કરે છે ? તેનું કોઇએ અંશ કાઢયું હોય, તો માલમ પડશે, કે, લગ્નથી મેળવેલું સુખનું પાસુ દુખ કરતાં કેટલું ઓછું, યા વધારે છે. લગ્નથી જોડાયલાં, જીવની ગતિ ઉપરજ, પ્રિત, રૂડી રીત, સંસારની ફરજો, દુખ અને સુખની સંગતમાં, રંગરાગ ભર્યો છે, જોડાણ પ્રીતમાં હોય છે, તો દુખ નિર્મૂળ બને છે, પણ જોડાણમાં કચાસ, યા, બેદીલપણું હોય છે, તો ગમે એવું ચિત્ત ભ્રમીત બની દુખી બને છે.

ધણી અને ધણિઆણીઓના, કહેવાતા જીંદગી સુધીના કપાળે કાન ચોટાડેલાં જોડાણમાં જગતમાં કેવું ચાલી રહ્યું છે, તે વર્ણન કરવાની આ જગ્યા નથી.* પણ ધણીક વેળા, દુખના સંજોગમાં સબડીને આત્માં ઉપર ઘણીજ ગભડતી અસર થાય છે. તેવા જોડાણ એ **અહુરા આ ગેતીમાં ન થાય, તેમાં ત્હારીજ ત્હારીજ સહાયતાની જરૂર** છે. ગમે એવા સંજોગથી, તે જોડીઓ સંધાય, પણ સાંધણ થવા પહેલા, ઓ પાક અહુરા, તું **તે બન્ને નવા જોડાયલાંઓની આંખો,** અને **વિચારો,** એવા **બનાવી રાખે,** કે **તેઓ પરસપર હિતજ રાખે! અને જન્મ સુધીનું સુખ ચાખે** ! અરેરે, ઘણીક-વેળા ઘણા બચ્ચાઓ, તથા મોટી ઉમ્મર થવા છતા, પોતાની વ્હાલી ધણિ-આણી, ( જેને ચાલુ વખતમાં પ્રેમી સાથીની ઉપમાં હતી, જેના વગર કદી ચાલશેજ નહી, એવી વાત ઘડી ઘડી થઇ હતી ) મરણ પામે છે, કે થોડાજ માસમાં નવી આસ ઉભરી આવે છે, પછી કયાં ગઇ, પેલી ખાસ પ્રીત ? અનમોળ પ્રેમના પ્રકાશનું શું થાય છે ? કપાળે કાન ચોટાડેલા ભાવનું શું થાય છે ? જાય છે, અને બીજો પ્રકાશ સરૂ થાય છે, એવું ઘણું બને છે. ત્યારે એનું નામ જન્મ સુધીની પાર બાંધવાનો સાથી ? એનું નામ પ્રીત ? એ બધું થયું તેનું મુળ કારણ

* જો હું-(" લગ્ન " આગ કે બાગ-માં સમજાવીશ. )

એજ હતું કે, સંજોગથી ઠીક ઠીક ચાલતું હતું, નહી કે ત્યાં પ્રીત હતું? જ્યારે **પ્રીતના પ્રેમ રસ ભાવમાં મસ્ત થયેલું જોડું, "એક સાથીના જવાથી, કેમે કરી બીજે લક્ષ નથી આપતું. એવી રીતના પ્રીતના લગ્ન તેજ સરજતને આગળ, અને આગળ વધારનાર ખરેખરી સાંકળ કહેવાય. એવાંજ લગ્ન ભાવથી સંસાર, અને જગતનો રંગ, આજે છે, તે કરતાં ઘણોજ આળા થશે. જેમાં, બચ્ચાં અને સઘળાંની બોલબાલાંજ રહેશે—!** એવીજ રીતના જોડાણની સકડામણમાં, આપણે શેહરાં સાથે પેલા આકારની, પ્યાલી અવસ્થા જોઇએ છીએ. જોકે તે સ્વપ્ન ગત ગતિ છે, **પણ તેવી મતિમાં, રાત દીન સબડતાં ઘણાક જોડાંઓ, ખોડાં પડયાં છે. એનું નામ, તે રિવાજ—અને તેમાં સુધારો, ન કરવો, એ ઉંચ ભાન!** તે ગમે એવું એનું હોય, પણ **આત્મિકપણાથી તદનજ નાપાયદાર અને દુર છે**—એજ—




બોલવાની છેલ્લી કોશેશ છતાં શહેરાંથી કશું બોલાયું નહી, તે વિચારમાં, તે ઉભી હતી, તેહલાંજ તેણીનું હૈડું ધપકવા લાગ્યું. જાણે આ બનાવો, તેણી માટેજ કાંઇ છેલ્લા હોય, એમ લાગવા માંડયા. તેટલાં છાતીના ધપકારા વધવા માંડયા તે એટલાં સુધી, કે આખર એક મોટા પથરા ઉપર બેસી જવું પડયું. વિચારમાં, કેટલો વખત ગયો હશે, તેનું ભાન રહયું નહી, પણ પોતાના બરદાપર કોઇનો હાથ અડકતો લાગતાં, તેણી ચોંકી, અને જુવે છે તો, તેણીનો વહાલો પ્રાણ!

"શહેરાં! શહેરાં! શું, ત્હારો વખત, તું આ પ્રમાણે પસાર કરશે?" પેલા પ્રાણે પુછ્યું.

" વ્હાલા, તું શું બોલે છે તે હું સમજી શકિત નથી, મ્હને ખોલાશો કર !" શહેરાએ ખુલાશો માંગ્યો.

" એટલે એમ કે, તુંએ મ્હને માની લીધો, અને ધારી લીધો, તે સદા યાદ સાથ હૈડામાં રાખી મેળશે ? યા કોઇ દિવસ પસતાવો આવે, અને એક કંગાળ યા ઉતાવળી ભુલ સમજી, મ્હે તને દુખ કર્યું એમ માનશે ?" પેલા આકારે પુછ્યું."

" કદી નહી ! કદી નહી ! સ્ત્રીનો સાથી પહેલોજ તે છેલ્લો ! વ્હાલ એ વાર, વ્હાલ એ જીવ ઉપર આવી શકે નહી" શહેરાએ જવાબ દીધો.

" ત્યારે દુન્યામાં એવા બે જીવડાઓ, એક એકને તરછોડી શા માટે દુઃખ લાવતાં હશે ?" પેલા આકારે પુછ્યું.

" ત્યાં પણ ધીરજનીજ ભૂલ હતી, યા પ્રથમ, તેમના જોડાણમાં ગાંડી ઘેલછા હોય ! બાકી સાચ્ચા જીવો કદી એક એકને છોડ નહી. દુખને તેઓ સુખ માની લે છે—પ્રથમની બંધનતાને કદી ભંગાણનો નામ આપી શકેજ નહી. અને તેમ થાય તો, ઓ તે દુખ ! એ તે ભૂલથી પેલો જવાળા જેવો અગન ! બસ ! બસ ! તે ખ્યાલીજ શકિત નથી." શહેરાએ તે ચિતાર જાણે જોયો હોય, તેમ ધાર્યું.

"હું ધારૂં છું કે, જયારે ખરેખરી કસનો વખત આવે છે, ત્યારે એ સઘળું ભુલાય છે, બદલાય છે. અર્થનો અનર્થ કરી તરેહવાર રીતે મનને, સમજાવી દેવાની કોશેશ થાય છે. માટે એવી ઘડી, કે પળ તુંને મનમાં ઓછું માની લેવા આવે, તે કરતાં હું આગમજથી તુંને સાવધ કરૂં છું, તૈયાર કરૂં છું કે ચેત ! મ્હારૂં દુખ, મ્હારૂં પોતાનુંજ છે, હું ગમે એવી જુદાઇ ખમીશ, કારણ કે નિયમના બંધારણથી, તે ખમવા, તેની સાથમા રહી સહન કરવા, જાણે ઇન્સાનના કાયદાઓએ મ્હને નકકી કીધો છે, તે દાયકાઓ સુધી હું ખમીશ, પણ તું ! ઓ તું ! કે જેને મળતાંજ, મ્હારા સઘળાં કાળનું મ્હને યાદ આવે છે, ઓ તું ! ઓ તું ! કે જેના વિલાપમાં, મ્હારા મનસે ઉંઘ ભૂખ, કરાર, સાથે મળે છે, ઓ ! તું ! કે જેના નેત્રના એકજ પળકારથી,

વિજળી સમાન મ્હારી રગેરગમાં, પ્રકાશ થઈ આનંદ આપે છે, તેને મ્હારે માટે દુખી પળ નહી આવે." પેલા આકારે કરગરીને શહેરાને કહયું.

"ઓ નાસભુરીમા સજ થયેલા વ્હાલા, પ્રાણ ! તું આ બોલે છે, તે હ્રદયભેદક છે. તું આ બોલે છે, ત ખરેજ તેં દાખલા જોયલાં છે, તે અનુભવી બોલે છે. હા, એમ પણ થાય છે. પણ તું માન કે ન માન, મ્હને તું અને તું વ્હાલા જીવ વગર કશુંબી નકામું છે. ત્હારા નેણમાં, મ્હારૂં સાચ્ચું ઝેન હું રેડીશ, ત્હારા પ્યાલી દુખના, દરેક આશ્રુની ધારામાં હું મ્હારૂં શરીર ધોઇશ. તુંને મ્હારાથીજ સુખ છે, એમ જયારે હું ખરેજ માનતા શીખીશું, ત્યારથીજ મ્હારૂં સુખ તુચ્છ છે, એમ જાણું છું. ત્હારા હ્રદયને, જે ચિંતાથી, આશાયેશ નથી, તે હ્રદયને કદી પણ મ્હારાથી લેશ ભાર, દુખથી ધપકવા દઇશ નહી." શહેરાએ એમ બોલી તે આકારને પાસાંમાં લઈ, તેનું માથું પોતાની છાતી ઉપર ધરી આનંદથી વધાવ્યું. ઓ તે ચિતાર ! ખરેજ પ્રીતનો પહાડ સમ હતો.

ઓ તે ઘડી ! જેટલી આ બન્ને વ્હાલા પ્રાણ માટે દેવી પ્રકારના સુખની હતી, તેટલી તે ઘડી બીજાને મનથી વેર ભાવના ક્રોધના ધોધની હતી. તેજ પળે, તેજ પળે, પેલીજ બાઇ, ઝનુની ભાવ સાથ ધસી આવી, શહેરાના માથાં ઉપર, ગુંમાવી મારવા ગઇ, પણ તેજ પળે, તે આકારનું ઉઠવું થયું, અને ભાગ્યો દયે, તે ફટકો, પોતાના માથામાં તેને જીલી લીધો. થયો ! અંત ! અંત ! થયોઃ હા ! તે પ્રાણઘાટક ફટકો હતો. તે જમીન પર પટકાઇ પડયો. તે પેલા ભલા પ્રાણના શ્વાસની છેલ્લી શ્વાસો હતી. પેલી મુર્ખ બાઇની સુધ્ધ ઉવડી. તેણી હરણ ફાર બની ગઇ. શહેરાંએ તે આકારના શરીર પર વાંકી વલી, તેની તાસવીસની છેલ્લી ઘડી, ભારી પ્રેમાળ ચિત્ત સાથ ભોગવવા દીધી. તાસવીસ કરતો આકાર ભાગાં તુટાં શબ્દો બોલ્યો. "આ છેલ્લી ઘડી, મ્હારે માટે અતિ ઉત્તમ થઇછે, ત્હારા ખાતેર, આ કાલબુદે, પોતાની ગતિ ખોહી છે, જાણે સ્વર્ગ માટે મ્હારી ચિંતા ધોઇછે. સુખી રહેજે પ્રાણ ! મ્હારાં સઘળાં બાકી રહેલાં હોંશ સાથ—અને કદી કદી હવે એવી ભુલ કરીશ નહી, કે જેમાં ત્હારૂં, ત્હારા હસ્તા જીવ આત્માનું મુળ ન હોય. આખેર સલામ !"

"ઓ, કમબખત ઓરત, મ્હારૂં સઘળું લુટી લઇ, હવે તું નિરાંતે હસે છે ? મ્હારૂં નખોદ વાલી તું ધીરજથી હરખાયછે ? ઓ ન્હેસ્ત સુરતની અપસુગન વરસાવનારી ભુંડી, તુંએ મ્હારૂં સદાનું ઘર ભાંગ્યું ? ઓ દયાહીણ જેને તું વ્હાલો સમજતી હતી, તે જ્યારે આ પ્રમાણે મુવોછે, તે શોક અને ગમમાં દબી જવા બદલે હસેછે ? ઓ બેશરમ ! ઓ બેરહેમ !" ક્રોધથી પેલી બાઇ રડતાં, રડતાં બખાલતી હતી.

"મ્હને હસવાનું કારણ પુછે છે ! હું તો સદા હસતીજ છું. કારણકે મ્હને કાંઇ ખોહવાનું હતું નહી, અને મેં ખોહયું પણ નથી." શહેરાએ જવાબ દીધો "ઓ દયાહીણ દૈત્ય ! ખરેખર ત્હારૂં હતું શું, કે ખોહવાય ? ગયું તે મ્હારૂં ગયું. ઓ તું મુઇ, અવર કદમે આવી, મ્હારી ધીરજ, મ્હારૂં જોર, મ્હારી મતા લુટી લઇ, આખરે મ્હારા ઉપર આ સિતમ કીધો." તે બાઈ બોલી.

"તને જે ગમતું હતું, તેનો તુંએજ નાશ કીધો. આ બદન ઉપર તું મલકઇ બેઠી હતી, એ બદન કે, જે કાલબુતમાં, મ્હારી સાથ ફરતું હતું, તેનો તુંને ક્રોધ હતો, તે ત્હારૂ હતું, માટે, તે તેં ખોહયું, અને મેં તે માટે કશીબી આશ રાખી ન હતી-માટે તે હતું તો શું, અને ગયું તો શું ? મ્હારે મનથી તેનો પ્રાણ સદા સદા મ્હારા જાનમાં છે. તેજ, તેજ, ત્યાં રહેશે" શહેરાએ ઉછળતા સુખ સાથ સંતોષ જાહેર કર્યો.

"ઓ કરપીન ! આટલું બધું મ્હારૂં બુરૂં કરી, મશકરી કરતાં તું થોબતી નથી !" પેલી વધુ ક્રોધ કરતી બોલી.

"મ્હારી સાદી સમજ, તને મશકેરી લાગે, કારણ કે આકાર ઉપર, તેં ત્હારા મનની સઘળી મદાર બાંધી હતી, માટે તુંને ખોહવા જેવું લાગે છે. તે માટેજ તું અદેખી પડી હતી, અને તુંએજ તેનો છેડો શોધ્યો" શહેરાએ જવાબ દીધો.

શહેરાની એવી ઠંડક જોઇ, પેલી બાઈ પોતાના સવાર્થી સુખ માટેની ખોટ માટે, ઘેલી જેવી થઇ ગઇ, અને પોતાના હાથમાં જે લોખંડનો દાંડા જેવો સળિઓ ધર્યો હતો, તે સાથે, શહેરાને ઠંડી કરવા, ફરી આંગપર ધસી, પણ હયાં કાંઇ નવુંજ થવાનું બાકી હતું. જેવી તેણી ધસીને, શહેરાંના અંગ

ઉપર ગઇ, કે એક એવી તો જોરથી ઠોકર લાગી કે, ચીશ પાડતી, કેટલીક લાંબે જઇ તે પડી. પડતાંજ તેણીનું માંથું ફાટું અને, જીવથી ગભરાઇ સેવટના શ્વાસો શ્વાસ, ભરવા લાગી. ગઈ! ગઈ! આ બાઈની તકલીદી તાસવીશ ગઇ! ગઇ તેણીએ રાખેલી જગતની ભંગુર ગણુત્રીની નોંધ ગઇ!

આ છેલ્લો બનાવ બનતાંજ શહેરાનાં મુખ માહેથી ચીશ નીકળી પડી અને આપણે તેણીને, તેણીના ભાઈ સાથ સહવારના પહોરમાં વાત કરતાં દીઠી હતી. પ્રિય વાચનાર! આ તેણીનો સ્વપનો હતો. તેણીએ શું ધાર્યું હતું.

"વ્હાલા ભાઇ, હું છેલ્લી જાગતી હતી, ત્યારે લગભગ ત્રણ જેવાં સાંભળેલાં હતાં. અને ત્યાર પછી ઘણી વારે હું ચમકી ઉઠી, તો કંઇ કલાક પણ નહી ગયો હતો, છતાં, આવા સ્વપના સાથ, મેં જીંદગીનાં, ઘણાક વર્ષો ત્યાં ગુજાર્યા હોય તેમ લાગે છે." શહેરાએ કહયું.

"સ્વપનાની તાસીર, અને ગણુત્રી, સમજવાનુ હાલ મુશકેલ છે, છતાં આ ત્હારા સ્વપનાથી, મ્હને તો ઘણુજ ભેદ ભરેલું લાગે છે, આ સ્વપનો તુ ધારે છે, તેમ કંઇ, ત્હારા દિવસના ખ્યાલતની પાછી યાદી નથી. તુંએ એવું કશું કોઇ પણ દિવસે ધાર્યું પણ ન હોય! છતાં આ તો સઘળી તાજુબી લાગેછે. પણ તું કાંઈ એ ઉપર ઝાઝું મનન કરતી ના, બહેન!" હોમીએ સધીઆરો આપ્યો.

"ના ભાઈ, હોમી! તું ગમે તે સમજ, પણ ત્હારી મહારી તરફની માયા તુને મ્હને, ચિંતામાં નાખવા દેવા માંગતી નથી. આ સ્વપનૂ તું ખરેજ સમજે છે પણ મ્હને, રખે તેથી દુખ થાય, તે માટે અખારા કરે છે, પણ, વ્હાલા હોમી, આ સ્વપનાથી, મ્હાગ મનમાં ઘણી ઉકળ પાકળ થઈ છે. અને તે ભારે સુખ માટેજ કંઇ આગાહી છે." શહેરાંએ હસીને કહ્યુ.

"તે ત્હારી આગાહી હું વડાઇ, અને વધાઇ સાથે વધાવું છુ" એમ બોલી હોમી છુટટો પડયો.

---



## " પરણવાની પહેલી પેહેરામણી."

હોમી ખુરસી ઉપર બેઠો વિચારમાં લીન થયો હતો. વ્હાલી શહેરાંએ જે સ્વપનો દીઠો હતો, તેને ખરેજ, આ મસ મોટો સંબંધ હતો. વ્હાલી શહેરા ઉપર સંસારના વિઘ્ન આવે, તે માટે તે દુખી હતો, પણ તે દુખને ટાળવા તત પર હતો, તેટલાં તેને યાદ આવ્યું અને સાચા વિચાર, યાને હુમતને આધારે, તેને ખ્યાલ્યું કે, " **એ અહુરા મજદા ! એ પાકી** તુરા, આ મ્હારી ભલી ભોળી રાંક બહેન ઉપર, જેબી કાંઇ બળાના વાદળા આવે, તે તેના ઉપર ના વરસાવતાં, **મ્હારા જેવા જઈ બાંધા** ઉપર નાખજે ! જેથી મ્હારા વધારે **મજબુત સાંધા,** તેનો ભાર જીલી શકે ! તે વ્હાલી બહેનની કેવી **કોમળ કાંન્તિ છે,** કે જે જરાબી અશાન્તિ ભોગવી શકવા અબળ છે. એ રહેમીલા **બાપ** ! મુજ અદનાની અરજ સાંભળી, મ્હને યારી આપજે ! આ બોલ બોલતાં ભિતરથી, હોમીને કાંઇ એવો પુકાર થયો, કે " **એ જીવ** ! બીજા ખાતેર તું **શા માટે, દુખ હોરી લે છે !"** જેના જવાબમાં હોમી, બરબડયો. **એ એવા દુખ હોરી લેવા** હું **અહુરાના આશિર્વાદ સમજું** છું. **મ્હારા પ્યારા પયગમબર,** મ્હારા **વ્હાલા** જરાથુસ્ત્રાએ, **પોતાની જીંદગી દરમ્યાન** હજારો દુખો **અને સંકટો** વેઠયાં, **પોતાની દીનના હઝારો લાખો દશ લાખો ખાતેર, પોતાના દરેક સુખી સમયનો** ભોગ આપ્યો તો હું **તેજ મ્હાજ્ઞાની ધર્મમાં અવતરેલો, ઉધરેલો, અને ઉછરી મોટો થયલો, મ્હારી એક વ્હાલી બહેન માટે દુખ ન વેઠી શકું ? ના, ના, એ ભલા જીવ, મ્હારી બહેનને ખાતર,** તું પણ **કોઇ ગેબી શકિત હોય, તો અરજ સાંભળ અને મ્હને મ્હારાં કામમાં મદદ કરજે, તે મદદ મ્હારી સદાની વ્હાલી બહેન શહેરાના બદલામાં, તેણીના સઘળાં દુખ મને ખમવા માટે આપજે, યા અપાવજે !"**

હોમી માટે આ એક સધિયારો હતો. હોમી માટે, આવું ધારવું, હમેશ આંનદમય હતું. હોમી માટે નવી નવીનતામા ધસડાવવું, સ્વાભાવિક હતું. હોમી માટે ગમે એ કોઇ બોલે, ને ગમે એવું તે ગેરવાજબી હોય, તે માટે તેની તકરાર હતી નહી. તેમાં ને બીજાની અજ્ઞાનતા સમજતો હતો. હોમી સદાનો સબુરીવાલો હતો. દરેકને પોતાના આત્માની ઉંડાઈથી માપતો હતો. તેના સ્વભાવને ન સમજનાર સાથે તેને લડત હતીજ નહી. તે જાણુતો હતો, કે હિર્ષ, કીનો અને કપટ, સઘળાના હૈદામાંથી સદાના ગયાંજ નથી અને એવા વિચારવાળો હતો, માટેજ તેને બીજાનાં દુખ હોરી લેવાનો શોખ હતો કે તેમાં તે એમ ધારતો હતો, કે અહુરા **તેથીજ તેના ઉપર ખુશી રહે છે. અને તેમજ વર્તણ** કરવામાં, તે **મઝદીયસ્ત મહજબની મહાનતા માનતો હતો.**" આપણે, હવે હોમીને હયાં છોડી આગળ વધીશું, તેટલા થોડીક આશાયેશ લે, કારણુ કે સ્વપનો જોતા તું થાકયો હશે? અને હવે આપણુને થોડીજ વારમા, શહેરાની સાજવારીની સેસ પત્રિમાં સામેલ થવાનું છે. શાકર ટપકાની ધમાલમાં મધન મધન થવાનું છે. ધરમાં દોડા દોડ ચાલી રહીછે. ધરમાં તરેહવાર જાતના માણુશો, આવજાવ કરનાર છે, તરેહવાર પોષાકની રમુજી રંગત નિહાલવાની છે. હુન્નરને અભરાઇ ઉપર મેળી, નવીન કૌતકના સોકત ફેકતાં, આપણુને ધણું જોવાનું છે. હા, પણુ જોઇને બેસીજ રહેવાનું છે, કારણુ કે તેઓ વચ્ચે આપણાથી કાંઇ બોલાય તેવું છે નહી. બોલ્યા, તોયે વળી સાંભળનાર કોઈ છે નહી. સારૂં કેહેવાનો સમય નથી દેખાતો. હુન્નરની કદર કરાવવાનો ક્રમ નથી જડતો. બેઢંગા વિચારે, વગર હુન્નરની આંખે તપાસેલાં ચિતારનો વિચાર સાંભળી ચુપ બેસવાનો સમય ચાલે છે. જેઓ જેવું કરે, તેનેજ આપણે, તેઓને ખુશી થતા બોલોથી વધાવી આપ્યે, તોજ તેઓ ઠીક માને. હુન્નરનો છબરડો કર્યો હોય, એકને શોભીતી ચીજ બીજાને ન શોભતી છતાં, તેજ ચીજ પહેરવાનો અભખરો પંપાલવો જોઇએ, તો તેજ બાપા, હુન્નરમંદ કહેવાય! સંજોગના સાંધણુમાં શ્રેષ્ટ જેઓ હોય, તેઓજ જે કહે, તે ખરૂં, ત્યારે શા માટે આપણે વચ્ચે બોલી હારમાર થવું? હા, તું ગમે એવું બોલજે! પણુ સાથે દ્રવ્ય હોય તો ધણું

વણાશે. નહી તો નકામો તપલા ખાતો તણાઈ જશે. હા, ગમે એવું પિરસજે, પણ તને ન ગમતાં છતાં, થાવકુ મોઢું રાખી પિરસજે! પાચ લોકમાં, કોઇને નસીહત આપવાની બહાદુરી કરતોજ ના! અને કીધી, તો ડરતો ના! ગમે એવા રાગડા તાણે તેઓને બેશુર કહેતોજ ના! ગમે એવા પરચુરણ અઠાણા પિરશે, તેમાં કાઇ ઓછું વધતું કહ્યું, તો સંભાળજે! હા, તહાર કહેલું, ઘણાજ હાવ ભાવથી વખાણશે, પણ ભિતરમાં રૂચેલું નથી તો જોઇ જ્યો તમાશો! તું'ને હા પાડેલા કામનો પતો મળશેજ નહી. પાછો વળી પુછવા ગયો તો સાંભળી લે! સાંભળી લે! કે "હું ભુલ્યો, અરે હું ભુલી" ઇત્યાદી! ત્હારી પાછળ ગમે એ બોલશે, પણ ત્હારી સામે આવતાં, ઢોંગ કરી, તને સારૂ પિરસસે, તેજ વેળા તું તો જાણતો છે, છતાં એટલુંજ સુખ માનજે કે, ત્હારા મોઢા ઉપર જે સારૂં બોલે છે, તે, ત્હારી હાજરીને લીધે છે, તે, તેટલો વખત ત્હારી હાજરીથી સાચ્ચુજ બોલે છે, એ બી શંતોષ છે. પણ તું ત્હારા સાચ્ચા એતેકાદ ઉપર રહયો, ત્હારા આધાર માટે અહુરા પર મદદ ધારી, તો યાદ રાખ ભલા જીવ! કે **આખેર ફત્તેહ સચ્ચાઈનીજ છે**—ગમે એવાં **રત્નોને ધુળમાં** રગડાવી **નાખશે, ધૂળમાં ભેલાશે નહીં. હા, દતાશે, દ્રષ્ટિથી દુર થશે, પણ આગળ વધતો જમાનો, તેજ રત્નોને ખોડી ફરી દેખશે**! ગમે એવા હુન્નર **ઉપર કોઇ ના પસંદગી દેખાડે, બીક રાખતો ના**! કારણ, **આગળ આવતો જમાનો, હુન્નરમંદ જીવોનો જમેલો જમાવશે, તેજ વખતે, ત્હારા સારા હુન્નરની પિછાણથશે. હઝારોની ખુશામતની પરવા કરતો ના! માન યા ચાન ઉપર મલકાતો ના**! પણ ભિતરના કે **આત્મિક હુન્નરમંદ પુકારનો અવાજ સાંભળવા સદા તૈયાર રહેજે! જે અવાજમાં ખરો નાદ અહુરામજદાનો છે**! બસ હાલ તો હયાંજ થોભી, પેલી શાહેરાને અદરાવવાની ધમાલ ચાલી છે, ત્યાં જઇશું.

## સગનમાં સગન.

ઘરમાં સગાં અને સ્નેહીઓ, આજે પધાર્યા છે. ઘરમાં રંગ રાગ વાજ્યા છે. માતાજી કુંવરબાઇ, હરખાઇ, હરખાઇ સઘળાંને નવા લીધેલા કપડા, તથા વિંટી અને તે સાથેના સઘળાં સગનના વાણા દેખાડે છે. જમાઇજીની વાત જોતાં હવે સઘળાં બેઠાં છે. ત્યાંથી આવનાર સેસ પત્રિની સર્વે રાહ જોય છે. ટુંકમાં, ભલા વાંચક, અદરાત્તવા વખતનો દેખાવ, તુંને ખબર છે. તે માટે કાંઇ નવું જાણવા જોવાનું નથી. પણ આપણે જ્યારે આજના પ્રસંગ જેવો રંગ ઉડવાનો છે, તેને તૈયાર થતી વખતે, કેવો પોષાક, તથા ત્યાં કેવા ઉમંગભર્યો છે, તે જોવા તેણીના ઓરડા માહે જઇએ. અને જ્યારે આપણે, ઓરડામાં ડોકયું કરી જોઇએ, ત્યારે શું જોઇએ છીએ? શહેરા! શહેરા! બારીની બહાર, કાંઈ ખુબ ગૈરમાં બેઠેલી છે. આ પ્રસંગને માટે તેણીને નવું કાંઈ નથી. આ પ્રસંગ માટે તેણીને કશો નવો યા કશોબી, લેસ ભાર હરખ આવ્યો નથી. આ સ્યાની શહેરા કહો, કે ગમગીન, યા મુંગી શહેરા કહો, પણ કશું કોઇને જોવા જોવાનું મન કરતી નથી. પોતાના મનના આવા તુરંગમાં બેઠેલી હતી, કે પાંજરા માહેલા પક્ષી ઉપર તેણીની નજર પડી. ઓ તે પક્ષી! શું તે પાંજરે સુખીયારૂ હતું? શું તેની, પાંખો કાપી નાખી છે, જેથી તેનાથી વધું ઉડાતું નથી, તેથી તે ધીરજવંતુ થયું છે? શું તેનું છુટાંપણું લુટી લેવાયું છે, તેથી તે વનવાસ માટે તલપતું નથી? તેમજ, શહેરાને, સંસારના આવા બંધારણ માટે, કાંઇ ન ખમાવ એવી કડી લાગી. સદાનો ગળાંમાં ફ્રાંસ પડે છે, એવી તદબીર દેખાઇ. શું સંસારના જોડાણને પાક સુખન બસ નથી! શું સંસારના જોડાણ માટે, બિતરના સાચ્ચા પોકારનો એકલો શાક્ષી બસ નથી! એવા વિચારથી તેણી હસી અને બારી આગળથી ઉઠતી હતી, તેટલા ધમધમ કરતી મોટર આવી છે. હા, આ, તે યંત્ર રૂપી મોટર

હતી, કે અધીરા પડેલાં જીવને જલદી, કોઇ નિમેલી જગ્યાએ લઇ જનાર, ઉતાવલું સાંધણુ હતું. તે માહેથી શયાવક્ષને જોયો—જે ધસતો ઘરમાં આવતો હતો—તે ઘરમાં આવ્યો હશે, અને કોઇ ઓરડામાં માતાજી કુંવરબાઇ પાસ ગયો હશે, તેટલાં વારની ગણત્રીમાં, એક વિકટોરીયા ગાડી ત્યાં આવી, જે માહેથી, ઘણાજ મનોહર રૂપ અને બાંધાની પારસી બાનુ ઉતરી, શેહરાંના મકાનમાં દાખલ થઇ. થોડીજ પળમાં તેણીને કોઇએ શેહરાના ઓરડામાં પહોંચાડી. તેણીને બારણા આગળ આવતાં જોઇ, શેહરાંએ ડોકાંથી આવકાર આપી "કોણને પુછો છો, બાનુ ?" નો સ્વાલ કર્યો.

"જી ! હું મીસ શેહરાં મેહતાને મલવા માંગુછુંજી" પેલી બાનુએ ઘણાજ મધુરા અવાજમાં જવાબ દીધો.

"તે, હું પોતેજ છું, આવોજી, અંદર આવો ! બેશોજી ! તમો કાંઇ ઘણાંજ અગત્યનાં કામ માટે આવેલાં દેખાવો છો, તથા તમારો ચેહરો ઉસકેરાઇ ગયેલો જેવો માલમ પડેછે" શહેરાંએ બેસવા કહેતાં ધીરજ આપી.

"જી, હા ! પણ મ્હારો અધીરો જીવ, તમોને જોતાંજ ધીરજવંત થયો છે, અને મ્હારી આશામાં, હું નિરાશ નહી થઇશ, એવી મ્હને કાંઇ આગાહી થાય છે" પેલી બાનુ બોલી.

"તમને તેમ થતું હોય, તો ખુશીની વાત છે, પણ મ્હારામાં તેવું કાંઈ છે, એમ, તમો મને લાયકાત આપો, તો તે હું નાકબુલ કરૂંછુંજી," શહેરાં બોલી. "તેથીજ તમારી લાયકાતમાં વધુ ઉમેરો થાય છેજી." પેલી બાનુ બોલી. "એ તો તમારી નેકીની નિસાંણી દેખાય છે. ચાલો હવે આપ બાનુને મ્હારાથી શું કામ જાણવું છે. તે જણાવો તો મ્હારૂબનતું કરીશ !" શેહરાં બોલી.

"આજે તમારે ત્યાં કાંઇ સગન છે, અને, તેમાં રખે કાંઇ હું ખલલ કરીશ તે માટે ચિંતા થાય છે" પેલી બાનુ બોલી.

"અને તે માટે રખે તમો મુબારકબાદી આપવા આવ્યા હો, પણ તેમ તો બનેજ નહી, કારણ કે મેં તમોને કદી કોઇ દિવસે જોયાંજ નથી." શેહરાંએ જવાબ દીધો.

"નહી બાનુ! મ્હારૂ કામ ઘણુંજ બીકટ છે, અને સગનમાં રખે વક્ર થાય, તે માટેજ બીક રાખું છું–પણ મ્હને તમારી સ્હાયતાની ઘણીજ જરૂર છે, અને મ્હારા સાંભળ્યાં પ્રમાણે, તમો ઘણા ભલા છેઓ, અને મ્હારા કામમાં જરૂરજ મદદ આપશો!" પેલી બાનુ બોલી, અને એમ બોલતા ગડગડ રડી પડી.

શહેરા, ભલી શહેરા, આ બાનુના ગડગડતા હાલ માટે, બેચેન બની ગઇ, તેણીનું સદાનું મયાલું હૈડું, તે બાનુ માટે ઘણુંજ નરમ થયું અને વહેલી વહેલી આગળ ધસી, તે બાનુને પાંસામાં લઇ સધીઆરો આપવા લાગી. આ બનાવ બનતાંજ, પેલી બાનુ બારણા તરફ રડતી આંખોએ જોતી હતી. તેણીનો હાલ સમજી જઇ,શહેરાએ, પોતાના ઓરડાનું બારણું બંધ કીધું, કારણકે, કંઇ ખાનગી અને ગંભીર બાબદ તેણીને લાગી. પછી પેલી બાનુને ઘણીજ ધીરજ આપી ખોલાશો કરવા કહયું તે આગમજ શહેરાએ તેણીનું નામ જરબાનુ ડોકટર તરીકે જાણ્યું.

આ ખાનગી વાતને કાઇ થોડો વખત લાગ્યો નહીં. આ ખાનગી બાબદ જેમ જેમ લાંબી થતી ગઇ, તેમ તેમ શહેરાંને વધુ હિમ્મત આવતી ગઇ, જે જેમ સાંભળતી ગઈ, તેમ તેમ તેણીના મુખ પર હસવાનો દેખાવ પ્રગટ થતો ગયો, જે ઉપરથી પેલી બાનુ કાઇ માંહું સમજીને પુછવા લાગી "કાંયે, શહેરા બાનુ, તમો હશો છો કાંય?"

"ના, વહાલી જર!" આ બોલ સાંભળ્યાં, જરબાનુના મોહપર રતાશ ચઢયો, તેણીએ, આ ભલી શહેરાની તરફથી ખરેજ સંગીન મદદનીજ આશા રાખી. "જરાબી બીક રાખ ના! તું આવી લાગી તે સારૂંજ થયું, ત્હારા કામને મદદ આપીશ, એટલુંજ. પણ ત્હારા મનની મુરાદને હું પાર પારવા જેવી રીતે સ્હાય કરીશ. હાલ તો તું હયાંજ રહે? અને આ મ્હારા, અંદરના, નાના ઓરડામાં બેસી રહે! કામ પડવે હું તુને બોલાવીશ, તેટલાં ગમે તે થાયે, છતાં ધીરજ ખોહી ના દેતી! અને તેમ કરશે, તો જે પરિણામ આવશે, તે માટે હું જોખમદાર નહી રહીશ–પણ એટલું તુંને ખોલાશે વાર પ્રથમથીજ કહી દેઉછું કે, જે કામમાં તું ધારતી હતી કે હું ફાંચડ મારીશ, તેમાંથી સરિયામ, તુંને બીક વગરની થવા અરજ કરૂંછું." શહેરાએ ખોલાશો કીધો.

"વ્હાલી શહેર ! વ્હાલી શહેર ! મ્હારા ધારવા પ્રમાણે તું એ જે ડીગ્રી મેળવી છે, તેના સંબંધ પ્રમાણે, ત્હારાથી હડધુતની મેં આશા રાખીહતી, પણ ખરેજ મ્હારા સુખનો રાહ બતાવનાર, તું નેક ફીરેસ્તો નિવડી." જરબાનુએ હરખથી શહેરાને ચુંમી લેતાં કહ્યું.

"ચુપ ! જર, કદી ઇનસાનને ફીરેસ્તો નહી કહીએ ! ચાલ, હવે તું હયાં બેસ ?"—એમ કહી શહેરાએ બીજી એક ખુરસી ઓરડાના અધવચમાં ગોઠવી, અને ઘંટ વજાડયો—તે સાંભળતાંજ નોકર હાજેર થયો, અને હોમીને બોલાવવા મોકલાવ્યો. પણ તેટલાંજ હોમી ત્યાં આવતોજ હતો--હોમીને શહેરાએ ઉપલી બાનુ સાથ કીધેલી, કાંઇ ખાનગી વાતની હકિકતની વિગત વિશે માહીતગારી આપી, તેની સલાહ લીધી. શેહરાંનો ખુલાશો સાંભળતાં હોમી ગંભીર બન્યો અને બરબડીઓ, જેનો ખોલાશો માંગતાં એવું જણાવ્યું કે "ગઈ કાલે વાંચેલો પેલા લેખકનો લેખ, કાંઇ હયાં નવી સરૂઆત કરતો દેખાતો હતો." આ સાંભળી શહેરાં, ગંભીર બની ગઇ.

પેલી બીજી જરબાનુ કોણ હતી ? આજે તેણીનું શહેરાં સાથે શું કામ હતુ ? શહેરાંએ શી વાત કીધી ! હોમીને કાં બોલાવ્યો ! આ શી ગંભીર બામદ હતી ! એવા ઇત્યાદી વિચારો, હયાં પાછા ફરી વલતા હતા. પણ જવાબ દેનાર કોણ હતું ! વાત શી હતી ! તે કોણ કહે ! છતાં થોભીશું. આ ઉપલી બીના ચાલતી હતી, એટલાંમાં, માતા કુંવરબાઈ, શહેરાને બોલાવવા આવ્યાં. "ચાલો દિકરી શહેરા, હવે વખત થયો છે, માય !" તેમને શહેરાને બોલાવતાં કહયું.

"જરા ધીરજ રાખો મ્મમાં ! હું આવું છું, તે પેહલાં, જરા મી૦ "સ્યાવક્ષને હયાં મોકલજો, મ્મમાં, અમોને કામ છે" શેહરાએ મ્મમાને અરજ કીધી.

"હવે તો, દિકરી, જરા લાડથી બોલ ? મી. સ્યાવક્ષ, હવે ત્હારાથી બોલાય કે !" મ્મમાએ મધુરો ઠપકો આપ્યો :—

"વાર છે ! મ્મમાજી ! વાર છે ! તેટલાં મીસતર બોલનો માંન રાખવો જોઇએ" શહેરાએ જવાબ દીધો—મ્મમાં રમુજમાં કાંઈ બબડતાં, બબડતાં ચાલી ગયાં. મી૦ શયાવક્ષ આવે, તે પહેલાં હોમી ઓરડા માંહેથી બહાર નિકળી પડયો.

"આવો! મી. શ્યાવક્ષ! આવો! મ્હારે તમારી સાથ કાંઇ ઘણીજ ખાનગી કામની વાત કરવી છે" શહેરાં બોલી.

"શું તે બપોર, યા કાલ પર નહી રખાય?" શયાવક્ષે પુછ્યું.

"નહીજી! તેની, એ વખતની આગમજ જરૂર છે—અને તે માટે તે બાબદ પ્રથમ હાથ ધરવી છે" શહેરા બોલી.

"ત્યારે તમારે મનને ગમતું કહો!" શયાવક્ષ બોલ્યો.

"મ્હારા મનને ગમતું કરવા તમો સદા રાજી રહેશો?" શહેરાંએ પુછ્યું.

"મ્હારી જીંદગીના છેડા સુધી" શ્યાવક્ષે જવાબ દીધો.

"તેની સાબેતી શી?" શહેરાંએ પુછ્યું.

"મ્હારો સાચ્ચો પ્યાર!" શયાવક્ષે દ્રઢતાથી જવાબ દીધો.

"શું તમો મ્હને ખરા દિલથી ચાહવોછો?" શહેરાંએ પુછ્યું.

"તેમાં જરા પણ શક નથી" શયાવક્ષે જવાબ દીધો.

"ત્યારે સાચ્ચા દિલથી ચાહનારના બોલને સાચ્ચા દિલથી માન આપશો?" શહેરાંએ પુછ્યું

"માન શું! જાન આપવા તૈયાર છું" શ્યાવક્ષે જવાબ દીધો.

"આમાં તમો નહી ફરશો?" શહેરાંએ પુછ્યું.

"કદી નહી?" શયાવક્ષે જવાબ દીધો.

"વચન આપશો?" શહેરાંએ પુછ્યું.

"આ લ્યો!" શયાવક્ષે વચન આપ્યું.

"હું પુછું તે સાચ્ચું કહેશો?" શહેરાએ પુછ્યું.

"તદનજ સાચ્ચું, તમોને એટલા સાચ્ચાં વ્હાલથી ચાહવા શિખ્યો છું કે તમો આગળ જે બી કાંઈ એકરાર કરૂં, તેજ ખુદા પાસે પણ કરૂં," શયાવક્ષ બોલ્યો.

"ત્યારે કહો કે, હું તમો સાથે સદાની એક થાઉ, તે આગમજ મ્હારે તમારી પાસે શું મેળવવું જોઇએ?" શહેરાએ પુછ્યું.

"મ્હારો સાચ્ચો ઇતબાર?" શયાવક્ષે જવાબ દીધો.

"તે આપશો ?" શહેરાએ તે માટે માગણી કીધી.

"એક નહી પણ દશ વાર ?" શયાવક્ષે જવાબ દીધો.

"શું તમોએ મ્હને પ્રથમથીજ ચાહી છે–?" શહેરાંએ એકદમ પુછ્યું. હયા સ્યાવક્ષને ઘુંગલાત થયો, ને ગુંચવાયો, અને થોડી પળ થોભ્યો પછી બોલ્યો "નહી."

"ત્યારે, શું તમો કોઈ બીજીને ચાહતાં હતાં ?" શહેરાંએ પુછ્યું.

"હા." શયાવક્ષે જવાબ દીધો.

"તેને કાં છોડી ?" શહેરાંએ પુછ્યું.

"મેં તમને જોયા ત્યારથી મ્હારી પહેલી પ્રીતિ તકલીદી દેખાઈ" શયાવક્ષે જવાબ દીધો.

"ત્યારે કોઇ બીજીને જોતાં, હું પણ તકલીદી નહીંજ દેખાઉ ત્હેની શી શાબેતી ?" શહેરાંએ પુછ્યું.

"મ્હારો પાક અને હૈડાના ઉચ્ચારનો સાચ્ચો અવાજ બસ છે" શયાવક્ષે જવાબ દીધો.

"ત્યારે તે સાચ્ચા અવાજના આધારે, તે જાન, કે જેને તમો સઉથી પ્યારો ગણુવા શિખ્યા છેઓ ને જે કહે તે અમલ કરવા તૈયાર છો ?" શહેરાએ પુછ્યું.

"તે જાન, યાને તમો પોતે જેબી કાંઈ આ વખતે હુકમ કરશો, તો કદીપણ નહી ફરવાને, હું પાક અહુરાના નામથી તમોને ફરી કહું છું." સ્યાવક્ષે જવાબ દીધો.

હયાં શહેરાએ તાલી પાડી, જે પડતાંજ જરબાનુ જેણી અંદર બેઠી હતી તેણી બહાર નિકળી આવી. તેણી જરા ધુજતી હતી. આ જરબાનુને જોઇ, સ્યાવક્ષ પણ જરા ચમકી રહયો, પણ શાન્તિથી ઠાવકું મોઢું રાખી, શું પરિણામ આવે છે તે રાહા જોતો મુંગો ઉભો.

"તમો આ બાનુને ઓલખો છો ?" શહેરાએ પુછ્યું.

"જી હા !" સ્યાવક્ષે જવાબ દીધો.

"અને એ બાનુને તમોએ પ્રથમ ચાહી હતી, તે ખરું ?" શહેરાએ પુછ્યું.

"તદનજ ખરું !" સ્યાવક્ષે જવાબ દીધો.

"એ બાનુનું દિલ આપણા બન્નેના સાથે થવાથી દુખાશે, એમ તમો માનો છો કે નહીં?" શહેરાએ પુછ્યું.

"ખરેજ દુખાશે!" સ્યાવક્ષ જવાબ દીધો.

"ત્યારે એના પ્રાણનુ શુ? એની લાગણીનું શું! તેણીને દુખ થશે, તે માની તમોને ચયેન પડશે!" શહેરાએ પુછ્યું.

"તે લાગણીનું જે દુખ થશે, તે કરતાં જ્યારે એ બાનુ પાછળથી જાણતે કે મ્હારો પ્યાર, એ બાઈ માટે સંગીન રહયો નથી તેનું દુખ વધુ થતે." સ્યાવક્ષે જવાબ દીધો.

"ત્યારે, તમે એ બાનુને સદાની નિરાશ કરી છે, અને તેમ કરવા તમો રાજી છેઓ, નહી વારૂં?" શહેરાંએ પુછ્યું.

"માણસ પોતાની ભુલ થયલી જોય, અને તે ભુલથી કંઈબી મામલો વધુ બીગડતો હોય, તો, તેને અટકાવવાની ફરજ છે." સ્યાવક્ષે જવાબ દીધો.

"જેમ તમો ફરજ વિચારો છો, તેમજ બીજાને પણ ફરજ જેવું લાગે, તો, તે પ્રમાણે તેનો ને અમલ કરવાની ગરજ છે કે?" શહેરાએ પુછ્યું.

"જરૂરજ છે. તેમ કરવુંજ જોઇએ?" સ્યાવક્ષે જવાબ દીધો.

"ત્યારે મ્હારી ફરજ છે, કે એ બાનુ સાથ, તમો શેહાદી કરી, હમેશના ગાંઠથી જોડાવ, કારણ કે મ્હારા હુકમને માન આપવા માટે, તમારે માથે પ્રથમનુંજ ફરજ છે." શહેરાએ કહયું.

પોતાના આપેલા વચનથી સ્યાવક્ષ બંધાઈ ગયો હતો. પ્યારના પંજરનમાં તે એટલો બધો તણાઇ ગયો હતો, કે પોતે શું બોલતો હતો, તેનું શું પરિણામ આવશે, તે ગણત્રી તે ચુકયો હતો. તદબીરથી શહેરાંએ પેલી બાનુની ચિંતા ટાળી હતી. જોકે મુશ્કેલીઓ ખ્યાલી રાખીજ હતી.

મનમાં વિચાર કરી, ગંભીર અવાજે, ખોખરા સાદે, સ્યાવક્ષે જવાબ દીધો. "બાનુ શહેરાં! તમારા હુકમને હું માન આપવા બંધાયલો છું, અને હું વધું કશું બોલવા માંગતો નથી. મેં તમુને વચન આપ્યો, અને તે પાળવા હું તદનજ તૈયાર છું. તમને ઘટતું હોય તે પ્રમાણે પુરૂં કરો!"

"ત્યારે તમો રાજી છેઓ ?" શહેરાએ પુછ્યું.

"મ્હારા વચનના બંધણમાં તમો મને પુછી શકશો, તે બંધણની હદ બહાર તમારેથી જવાશે નહી. મ્હારી ખુશી યા ગમી સાથ આપને કશું લાગતું વળગતું નથી. ફકત તમારે જાણવાનું અને જોવાનું બાકી છે, તે એજ કે, તમારો સખુન મેં પાળ્યો છે કે રદ કર્યો છે?" સ્યાવક્ષે ઠરેલ જવાબ દીધો.

"ત્યારે મ્હારી ખુશી છે, કે તમો જરબાનું સાથ હયાંજ અદરાઇને સાથેજ ઘરે સિધારો" શહેરાંએ કહ્યું.

"તમારા સખુનને હું માથે ચઢાવું છું. બાનુ શહેરા!" જરા હસતે ચેહેરે સ્યાવક્ષે જવાબ દીધો.

આ જવાબથી, જરબાનું ઘણીજ ખુશી થઈ, અને તે સાથેજ શહેરાએ બન્ને હાથની પોહોંચી બંન્નેના હાથમાં મેળી, હર્ખથી વધાવી લીધા.

"એક સાચ્ચા ગ્રહસ્થને છાજતાં સ્વભાવ સાથ, બાનું શહેરાં, તમોએ જે ફરમાવ્યું તે પર મેં અમલ કર્યો છે, અને તેના એકલાં, યાને મ્હારાજાનથી ચાહેલાં, એકલા સાથીને મેં શાક્ષી તરીકે પિછાણ્યો છે. અને તે તમો છો, માટે મ્હારા સદાના સાક્ષી તરીકે, તમો કબુલ થયા છો, નહી વારૂં ?" શયાવક્ષે પુછ્યું.

"ખચ્ચીતજ ! તમે તમારા બોલે બોલ ને માન આંપ્યું છે, અને, તમોને તે માટે ખરા જીગરથી મુબારકબાદી આપું છું, તે સાથે આ મ્હારી આજથી નવી થયેલી સહીનું સઘળું સુખ ચાહું છું" શહેરાંએ જવાબ દીધો.

"એમનેજ તમે પુછી લેશો, કે એવન પોતાનું સુખ શામાં સમજતાં હતા. ?" સ્યાવક્ષે પુછ્યું

"મ્હારા મનના ઉમંગ પ્રમાણે જે ધણીને મેળવવા માંગતી હતી, તે ખ્યાલના સુખમાં મ્હારૂં સુખ સમજતી હતી" જરબાનુંએ, જરા શરમાઇ જવાબ દીધો.

"તે તમે મેળવ્યું ?" સ્યાવક્ષે પુછ્યું.

"મ્હારા ખરા દિલથી મ્હારા સઘળાં સુખ સાથ, જે માટે મ્હારી વ્હાલી શહેરાની જીવે જાનની હું આભારી રહી છું." જરબાનુએ જવાબ દીધો.

એટલાંમા, ઘરમાં સઘળાં અધિરા પડી ગયેલાં, ત્યાં આવી લાગ્યાં—પણ

જ્યારે ટુંકમાં ખોલાશો થયો, ત્યારે સઘળાંઓની મૌજ અને મજાહ, રંગત સઘળી બદલાઇ ગઈ, જોકે ત્યાં, રંગ તો બન્યોજ હતો, પણ જુદાજ પ્રકારનો થઈ રહયો હતો. હયાં મમ્માં કુંવરબાઇને ખીજવાત ચઢવા લાગ્યો, પણ ઘરના સઘળાની આગળ તેમનું કાંઈ ચાલ્યુંજ નહી. જે સઘળો ખુલાશો કુંવરબાઈએ સાંભળ્યો, તેના પરિણામ માટે પોતાના સાવકા દિકરા હોમી ઉપર મનમાં કહેર લાવ્યાં. કારણ કે, તેના આચાર વિચારે, શહેરા બદલાઇ ગઇ હતી. એમ તેઓ સહેજમાં સમજવા લાગ્યા—તેમની એખલાની કાંઇ હયાં જીદ ચાલી નહી. પણ જરબાનું અને શ્યાવક્ષને, ત્યાંજ શહેરા જાલ, અને હોમીની ખાહેશથી અદરાવી ખુશી ખુશાલી કરાવી, ભેટ શોગત આપી કરી, બન્નેને સાથે વિદાય કર્યા.

આ અજબ રંગનો જમેલો પ્રિય વાંચક તું જોઈ વળ્યો. સ્વપનાનો ભેદ પણ તુંને કાઇક, ખોલતો માલમ પડયો ખરો. જેમ શહેરાંએ, પોતે સ્વપનામા ભંગાણુ જોયું, ત્યાં બીજે દીને સહવારે, તેણીનાજ હાથે સુભ કામ પાર પડતું જોયું—અને આ બનાવો એટલી ઝડપે બન્યા કે, હવે, તે ઉપર જરા વિચાર કરવા આપણે થોભીશું !




ભલી શહેરાએ, એક તદનજ ન પિછાણુ થએલા જીવને સુખી કીધો. એટલુંજ નહી, પણ પોતે તે કામ કરીને પણ સમજવા લાગી, કે આ "સઘળા બનતા બનાવો ત્યારે શું હશે" આ શબ્દો તેણી સમજતી હતી, કે મનથી વિચારતી હતી પણ ના તેમ કાંઈ હતું નહી. આ શબ્દો તેણીનાં મુખ માંહેથી ખુલ્લા નિકળેલા કોઇએ સાંભળ્યા, અને ત્યાંથી જવાબ વટીક મળ્યો કે "સ્વપનું !" તે બોલનાર તેણીનો ભાઇ હોમી હતો.

"શું ! સ્વપનું !" શહેરાએ પુછ્યું.

" હા, સ્વપનુંજ, વ્હાલી શહેરા, આ સઘળાં સ્વપનારૂપી પડનાં પડ ચઢતાં જાય છે, તેજ સંસાર ! આ અપાર જગતના, એ ખેલો, મનુષ્યની આંખને, રંગ સાથ અડકાવતાં, ખરાંજ જેવાં લાગેછે, અને તેજ ઉપર, આપણે મળકાઇ મળકાઇ જઇયે છિએ–અને તેમજ આપણને જીંદગીમાં આગળ વધવાનું છે—તેં પોતેજ જે સ્વપનો દીઠો, તેમાં, કેટલી થોડી પળોમાં, કેટલા દિવસો યા અઠવાડયાં યા વર્ષો, જેવા અનુભવ્યા !" હોમીએ સમજ આપી.

" ત્યારે શું આપણી આ જીંદગી પણ, કાંઈ પડના પડોનો ભેગો જમેલો હશે ?" શહેરાંએ પુછ્યું.

" તે શું હશે, કે નહી હશે ! તે સ્વાલનો જવાબ આપવાનું કાંઇ જરૂરનું નથી, પણ જીંદગીનું દરેક કામ, દરેક વિચાર, અને વાણી કામનાજ છે. જેટલો અનુભવ થતો જાયે છે, તેટલુંજ માણસનું હ્રદય હલકું, અને વગર ભારનું થતું જાયછે. એક દોષીત, યા અજ્ઞાની મનુષની જીંદગી તપાસ ! એક નિર્દોષ અને જ્ઞાની મનુષ્યની જીંદગી તપાસ ! બન્નેની રાતડી કેવી જાય છે ! બન્નેનો ગુજરતો દિવસ કેવો પસાર થાય છે ? તેજ દેખાડે છે, કે મનુષ્યની આગળ વધતી જીંદગીને સ્વપનારૂપ દેખાવો જોવાનાં, તપાસવાના, વાપરવાના અને અનુભવવાના છેજ, અને તેમ કીધાથીજ, તે મહાબાપનું તોળ કરવા જેવી ગતિમાં આવેછે—ઘણાજ જ્ઞાની માણસો દ્રવ્યવાન હોવા છતાં, બીજા માટે રાત દીન ઝહેમત કાં કરે ? તેમજ તેની વિરૂધ્ધ અસર તપાસતાં આપણે જોઇશું, તો એક બીજોજ માણસ, એક નાના સિકકા માટે, બીજાને વિંધી કાં નાખે ?"

આ તકે મ્હારા પ્રેમી લેખકના શબ્દો, વ્હાલી શહેરા, મ્હારા મુખ પર ધાઇ આવ્યા છે તે તુંને સંભળાવું–એક સંગિતમાં તે લખી જાય છે કે

ગઝલ ઝીંઝોટી–તાલ તીવ્રો.

" ખુદા જાણે, એ જગકાં, કયુ બેહાલ હોતાં હય
બને નાદાન કયું, બેધ્યાન, ખ્વાબે માલ ખોહતાં હય=

*　　*　　*　　*

કઇ ભક્તિ કે બહાને હઝારો રંગ ઉડાતે
કઇ મજદુર લે મહેનત, દેરમ મીલનેકા ટોટા હય=
કઇ શબ્બો કરારીસે, નિવાળા સાફ ચબાતે હય
કઇ હર રોઝ નયે પકવાન–ખાતે વખ્ત રોટાં હય=

કેટલાકો જ્યારે, ભકિત ભાવના દાવમાં, હઝારો રંગની રંગત દેખાડેછે, ત્યારે કઇ બિચારા મજુરોને, એક પૈસો મેળવવો કેવો કઠણ છે! કઇકો જ્યારે સબુરીથી, એક સાદો રોટલો, સુખથી ખાયેછે, ત્યારે, કઇકો, દશ વીશ જાતના પકવાન ખાતાં પણ રડેછે—એવું આ જગમાં ચાલ્યું જાયછે. એ પ્રમાણે હોમીએ ઘણું સમજાવ્યું.

"ભાઇ! વ્હાલા હોમી! ત્હારી તકરાર ન તુટે તેવી છે, જેવી ત્હારામાં અહુરાએ ગ્નાની ભરી છે, તેવીજ ત્હારામાં માયા પણ ભરી છે બસ ફકત મ્હને કહે કે "એ કોણથી અને કયારે શિખ્યો?" શહેરાંએ પુછ્યું.

"કયારે શિખ્યો, તે જવાબ પ્રથમ આપીશ, કોણથી શિખ્યો, એ પાછળથી આપીશ. આજ ત્રણ વરસની વાત ઉપર એક ખડકના ભાગ ઉપર હું બેઠો હતો. સાંજનો વખત હતો, અને ચંદરમાં વાદળામાંથી બહાર નિકળતા જાણે બીજા પોતાની પછવાડે આવતા વાદળાઓથી "નાસા ગોસાનો" દાવ રમતો દેખાયો—એમ કરતાં સાંજનો વખત આગળ વધતો, રાત્રીમાં ફેરવાતો ગયો. પેલા વાદળાઓ જાણે પુંઠ છોડી ચાલી ગયા હોય, તેમ દેખાયું, અને તેમ થતાં, નજદીકના તારાઓ, ચંદરમાની પડોસમાં જગ્યા લેવા લાગ્યા. આ વખતના દેખાવો, મ્હારા મન ઉપર કાંઈ અજબ રંગત પ્રસારતાં હતાં. જાણે મધુર મોહિની ઉપર, જીણા જીણા તત્વથી જે સૌંદર્યતામાં વધારો થતો આપણે જોઇએ છીયે, તેમ મને લાગ્યું–અને આવી કુદરતી મોહકતા ઉપર એટલો નિસાર થયો કે, આવીજ મોહિની, જે આકાશ પર દેખાયછે, તેવીજ, શી, આ જગત પર ન હોય અને હોય તો તે મ્હારી શું, નહી થાય? આ વમાસણ કરી મુંગો રહેતાંજ મ્હારે કાને અવાજ પડયો કે "હું જરૂર થઇશ." શહેરાં! વ્હાલી શહેરાં! આ જવાબથી હું ચોંકયો. ત્યાં કોઈ હતુંજ નહી, પછી જવાબ કયાંથી?

મ્હારો પોતાનોજ કાંઇ ધખારો હશે, અને મેં એમ ખ્યાલ્યું પણ હોય! પણ ના તેમ નહી હતું. હું મ્હારા ખ્યાલ પર હસતો ઉઠ્યો અને ઘર તરફનો રસ્તો લીધો–થોડાજ પગળાં આગળ વધ્યો કે ફરી અવાજ! તે એમ કહેતો હતો કે હયાંથી દશથી બાર કદમ આગળ વધો, પણ સિધ્ધાજ વધજો! મેં પ્રથમ ચોંક ખાધી, હું આગળ વધ્યો, તો, ઓ ખુદા હું શું જોઉંશું, યા મેં તે વખતે શું જોયું?" એમ બોલી હોમી આંખ વીંચીં ઉભો.

શહેરા હોમીના અંગ ઉપર ધસી ગઇ–અને પુછ્યું "વ્હાલા ભાઇ, શું છે? બોલો બોલો! તમે શું જોયું?"

હોમી આંખ ઉઘાડી જરા હસ્યો અને બોલ્યો "તુંને"

"શું મ્હને ત્યાં જોઇ?" શહેરાએ અજબ થઇ પુછ્યું.

"નાં, તુને નહી, પણ ત્હારા જેવી એક નારને!" હોમીએ હસીને કહ્યું

"તે કયાં છે?" શહેરાંએ પુછ્યું.

જવાબમાં હોમીએ, પોતાના મોઢા ઉપર અજબ છાપ સાથે, પોતાનો હાથ, પોતાની છાતીની વચ્ચો વચ્ચ ધર્યો. તે ત્યાં ધરતાંજ આંખમાંથી આશું પડયા. હોમીનો આ મુંગો પણ અજબ લાગણીનો જવાબ હતો, જેથી શહેરાં વધુ પુછી શકી નહી અને ચુપ ઉભી.

"ના! વહાલી શહેરાં! ગભરા ના! આ કાંઈ મ્હારી દીવાનગી નથી. એ મ્હારી છુપી ખુશાલી છે. મ્હારી રગોમાં સમાએલા તે આકારને મેં મેળવ્યો નથી, પણ તે આકારના મળવા પછી મ્હારી રગોનું લોહી ઓર રીતે દોડે છે. ગમે એવું મિષ્ટાણ ભોજન મને સાદાં અને સુકાં ભોજન જેવું દેખાય છે. કોઇનું પણ દુખ, મ્હારા પોતાના જેવુંજ દેખાય છે. મ્હારી ગતિમાં ગમે એ ફરક આવે, પણ મ્હારૂં હૈડું, તે વહાલા આકારના વિચારમાં, દુન્યાના તમામ રંગના, ખેલો, અને સુખો જોય છે." હોમીએ ખોલાશો કીધો.

"તે મને દેખાડશે? તે મેળવવા તુંને કાંઇ અડચણ છે? કાંઇ વિલંબ છે? તેમાં હું તને મદદ નહી કરીશ?" શહેરાંએ કાલાવાલા કરી પુછ્યું.

"હું પ્રથમ બોલી ગયો, કે જીંદગી પણ, પડ ઉપર પડની ચઢેલી બની

છે. તો જેવાં પડોની અધવચમા કાંઇ વચ્ચે આવી જવાથી પડના ઉપલા ભાગ ઉપર કોઇ ઠેકાણે ટેકરાં જેવુ' થઇ ગયુ' છે, જે ક્યાં પડમાં હશે, તે સોધવુ જોઇએ !" હોમીએ જવાબ દીધો.

"ભાઇ, તુંને સમજી શકિત નથી." શહેરાંએ કહયું.

"એટલે એમ, કે કોઈ પણ મ્હારા સ્વભાવથી, હાલના સમયની જે ઢીલ થાય છે, તે મેં હાથે કરી માથે હેરી લાંધી હશે, યાને મે કોઇબી ભુલ કરી હશે, જેથી તે સુખથી હું હજી દુર છું" હોમી બોલ્યો.

"પણ તુંને તે મળશે નહીં?" શહેરાંએ અધીરી બની પુછ્યું.

"તે મ્હારા પાક અહુરામજદાના હાથમાં છે, તુંજ જો, વહાલી શહેરા, કે પાક સ્પિતામાંએ આપણુને અષોઈ શિખવી છે કે નહી?" હોમીએ પુછ્યું.

"શિખવી છે." શહેરાએ જવાબ દીધો.

"તે પ્રમાણે આપણે ચાલવું કે નહી?" હોમીએ પુછ્યું.

"ચાલવું." શહેરાએ કહયું.

"આપણે ચાલ્યે છીયે કે નહી?" હોમીએ પુછ્યું.

"ખચ્ચીતજ નહી" શહેરાએ નીચી નઝરે જવાબ દીધો.

"શું આપણા ધર્મમાં કોઇ પણ ઠેકાણે લખ્યું છે કે, વડીલને માન ન આપવું? ગરીબને ધીકકારવું? અદેખાઇ કરવી? પવિત્રાઇ બાજુ મેળવી? પોતાના સ્વાર્થ માટે બીજાને મારવો? બહારના આવકારના ઢોંગમા હાવભાવ દેખાડી પાછળથી તેની ગીબત કરવી, નિંદા કરવી, તેના સુખને આડે આવવું? શું ઘરડાં માત પિતાને તરછોડી, ચકચકતી ચાઇચાઈ માટે, આપણાં વહાલા ખેસીઓને આપણી આગળથી ખશેડવાં? રોજ સાજ વધુ મળ્યું કે વડીલને લાત મારી સાથ છોડવી? લુન હરામ મતલબ માટે, પારકા સાથ ફરી પોતાના, કે જેઓએ પાળ્યા, હોય તેઓનો તિરસ્કાર કરવો! મોટા મોટા નામના ઓઠામાં, પોતાનીજ મતલબ કાઢવી!? એ શું મ્હારા ધર્મમાં લખ્યું છે?" હોમીએ પુછ્યું.

"ના, કદી નહી!" શહેરાએ જવાબ દીધો.

"ત્યારે વહાલી બહેન, આજે તું એ માટે સેનસસ કાઢસે, તે, ઉપલી દોષીત

બાબદો માહેથી, કોઇથી જાતનો કોઇને ચેપ નથી, એમ તું કેટલાંકને સોધી કાઢવા નસીબદાર થશે ? અને, છતાં આપણા ઉપર પ્રથમથીજ, પાક અહુરા મજદાએ, મહા અષો સ્પિતમાને, મોકળાવી અષોઇનો તેપ માર્યો છે. તે છતાં એમ કાંય ! માટે મ્હારી પણ એવીજ કાંઇ કસુર હશે.'' એમ સમજાવી શહેરાંને બગલમાં પકડી હોમી વાડીમાંથી ઘરની અંદર ગયો.



## મોહન મહાલની મધુરતા.

ઉપલી બની ગયેલી બાબતોને ઘણોક વખત વહી ગયો છે, જે અરસામાં કોઇપણ અખબારમાં, જરઆનુ અને શિયાવક્ષના લગન થયેલા, હજી આપણે વાંચ્યાં નથી. અને તેમજ હતું. તે પ્રસંગ આવે છે કે નહી, તે માટેના સમયની વાર જોતાં આપણને કાઇ બેસવું નથી. પણ મોહન મ્હાલમાં શું બન્યું છે અને બને છે, તે આપણને જોવાનું છે. હોમીને છેલ્લાં આપણે જોઇ વળ્યા, તે વેળાએ, તે પોતાની સાવકી બહેન શહેરમાય, સાથે દુન્યાના દૌરની વાતો કરતો ફારેગ થઇ, ઘરમાં ગયો તે આપણે જાણ્યે છીયે. ત્યાર પછી, તે પાછો પોતાના કામ માટે, બહાર ગામ ગયો હતો અને હાલમાં પાછો આવ્યો છે. એક સાંજે તે મોહન મ્હાલની વાડીમાં લટાર મારતો હતો, ત્યાંથી ધીમે ધીમે ફરતાં, મોહન મહાલમાં આવેલાં બીજા નાના ફ્લાટો તરફ ચાલવા લાગ્યો. અને એવા એકાદ ફ્લાટમાં તે ગયો હતો, પણ તરતજ ત્યાંથી પાછો નીચે ઉતર્યો, જે વેળા તેની બાજુમાં અતિ અનુપમ સુંદર ઘટમની એક બાનુ હતી. આસુંદર બાનું, રૂપમાં જાણે એક અપસરાજ હતી. ખુદરતના હુન્નરની કળા, તે કરીમ કીરતારે, જાણે આ સુંદરીમાંજ ભરી દીધી હોય એમ, રૂપ ઉપરથી તરતજ માલમ પડતું.

હોમીના ઉંચા બાધામાં, તેના હાથમાં હાથ નાખી આ સુંદરી ફ્લેટના બગીચા તરફ અતિ પ્રેમાલ ભાવે ચાલતી દેખાઇ. અંધારૂં વિશેશ હતું, અને આ મનહર મુખડાં, એક બાજુએ બેસી વાત કરતાં હતાં.

"પ્રિય હોમી! બાવાજીને આવતાં એક કલાક છે, તેટલાં તું થોભશે કે ?" પેલી નાજુક કળીના મુખમાંથી ઉપલો સવાલ નિકળ્યો.

"તે માટે હું આવ્યો છું, વ્હાલી" હોમીએ જવાબ દીધો.

"વ્હાલા! આટલાં વર્ષો થયાં, મ્હારૂં હેત, મ્હારૂં પ્રેમ, ત્હારા ઉપર વધુ અને વધુંજ વહેતું જાય છે, એનો શો ભરમ હશે ?" નરગીશે પુછ્યું.

"પ્રેમ, પોતે અહુરામજદા, યાને પરમાત્મા છે, પરમાત્મા હરદમ સર્વે વ્યાપક અને મયામાં મસ મ્હોટો થતો જાએ છે, માટે જે પ્રેમ, પાક અને એકવચની છે, તેમાં હંમેશ ઉમેરો થતોજ જશે. પણ હું પુછું, વ્હાલી નરગીશ કે, એવા સવાલો કરવાથી તુંને શું થાએ છે?" હોમીએ પુછ્યું.

"આનંદ! વ્હાલા હોમી! આનંદ! પ્રેમીલા હોમી, આનંદ! પ્યારા! સ્ત્રી જાતીના હૈડાંની, એક રગ માત્રનો ખ્યાલ, તું વ્હાલો કદી કરશે કે? સ્ત્રીના અંતકરણમાં, પ્રેમ માટે કેવી જાતની જવાળા ધકધક છે, તેની તુંને ભાસ કેમ આપું વ્હાલા?" તેણી બોલી

"તે આપવાની કાંઇ જરૂર નથી, વ્હાલી નરગીશ, તે હું જાણું છું" હોમીએ જવાબ દીધો

"તું કેમ જાણે! હોમી! મ્હને કહે!" નરગીશે પુછ્યું.

"તે જ્વાળા ઉત્પન કોણે કીધી ?" હોમી બોલ્યો. હયાં નરગીશ ગુંચવાઇ ગઈ, જરા વિચારમાં પડી અને બોલી "ખરેજ મ્હારા વ્હાલાં હોમથી"

"તે હોમી ત્હારો કોણ થાએ, વ્હાલી ?" હોમીએ પુછ્યું.

"મ્હારો પ્રાણપ્રિય પતિ!" આ સમજ આવતાં સાથ, તે ઉછલી, હોમીને અખંડ પ્યાર સાથ બાઝી પડી.

"પતિ! કોણનો પતિ! નરગીશ!" હોમીએ પુછ્યું.

"મ્હારા જાનનો પતિ!" તેણીએ જવાબ દીધો.

"જાનનો પતિ તે કોણ!" હોમીએ પુછ્યું.

"વ્હાલા હોમી! એનો જવાબ આપતા હું અશકત છું, એટલું કહું છું કે તું મ્હારો જાન છે" તેણી વ્હાલથી ભેટીને બોલી.

"વ્હાલી નરગીશ ! જે જવાળા ત્હારી રગોમાં છે, તેજ જવાળા મ્હારે છેજે પ્રતિ ત્હારી આખમાં ચમકે છે, તેજ મ્હારી નસો માટે ધાઇ ઉછળે છે. ત્હારી અને મ્હારી નજર સાથ, ત્હારૂં અને મ્હારૂં જીગર એક થયું, અને લહોચુંબકના ખેચાણ મીસાલ, ચિત અને પ્રિત ચુંબકનું જોશ ધાયું, અને તેમ થતાંજ, ત્હારો અને મ્હારો જીવ, સાથે એક મળ્યો" ! હોમીએ ખુલાશો કર્યો.

"અને તે અપાર જગામાં, અપાર આવતાં વખત સુધી સાથેજ રહેશે?" નરગીશે પુછ્યું.

"તે રહયો હતો, અને રેહશે. કદાપી એકની વિચિત્ર વલણથી, ઘડી ભર છુટાં થઇએ, તોએ પણ તે "મુળ રસો પાછાં ભેગાં મળવાનાજ !" હોમીએ જવાબ દીધો.

"વ્હાલા, તે માટે મ્હારા તરફથી કશોબી શક નથી, અને ત્હારા મ્હાન પ્યાર માટે, પણ મને શક લાવવાનો કશોબી હક બાકી નથી. હું સદા ત્હારીજ છું" નરગીસે અતિ પ્રેમ ભાવથી કહયું.

"પણ વ્હાલી યાદ રાખ, કે આજે, તે દિવસ છે, આજે તે વખત છે કે જ્યારે, ત્હારા પિતાજીનો એક બોલ, તે પ્રસંગને આગળ યા પાછળ લઇ જઇ શકેછે." હોમીએ લગાર ગંભીરાઇથી યાદ આવી.

જો "હા" નો જવાબ હશે, તો વ્હાલા હોમી, મ્હારાં સુખનોજ પાર નથી, પણ !" તેણી અચકી.

"પણ શું, વ્હાલી નરગીશ ! બોલ ! વ્હાલી બોલ, જરાબી અચક ઉચક ના કર !" હોમીએ ધીરજથી પટાવી.

"એટલે " ના " કહે તો " ? પાછી અટકી.

"તો શું ?" હોમીએ પુછ્યું.

"તોએ પણ નરગીશ ત્હારીજ છે," એમ બોલી નરગીસ પાસામાં સમાઇ ગઇ.

"ઓ પાક અહુરા ! તુંએ ખરેજ મ્હને સુખી કીધો" હોમીએ કાંઇ ગેબી શકિતને દુવા ચાહી. ત્યાર પછી આ વ્હાલા જીવો, એક એકથી ધીમે વાત કરતા બેઠાં, તેટલા ફ્લાટની પાછળી બારી ઉઘડતી તેઓએ દીઠી–હોમી અને નરગીશ અંદર ગયા. હોમી, તેણીના પિતાજી પાસે ગયો જ્યારે નરગીશ

પોતાના કામમાં પડવા બીજા ઓરડામાં ગઇ. ત્યાર હવે આપણે જાણ્યું છે કે, પ્રથમ હોમીને આપણે મળ્યા, તે વેળા તેનાથી બારી આગળ જઇ, હાથ કરી આશિષ દેવામાં આવ્યા હતા, તે **આ** બાનુ **નરગીશ** હતી.



## શએતાનની સીફત.

હોમી અંદર ગયો છે, પણ બારણાં બંધ હોવાથી આપણે કશું કાંઇ જાણી શકતાં નથી. અને કદાપી કાંઇ ગુસગુસ ચાલતી હોય, તો તે ઉપરથી કાંઇ જાણ્યું અજાણ્યું તોલ કરી, ખોલ કરી દેવા પણ આપણે ખુશી નથી વગર સબંધનાં વાકયો ઉપર મદાર બાંધવી, એ પણ એક ન માફ થઈ શકે એવી બીના છે. પણ જગતમાં શું થયું નથી, શું ગોઠવવામાં આવ્યું નથી? બારણાની ફાટમાંથી કાન ધરી, સાંભળવા દશ માહેથી કેટલા હશે કે તેવું ન કરશે? ચાવાચીવીને ચચરતી રાખવા કેટલાં બેપરવા નિકળશે? સંસારના કંકાસમાં માત અને પિતાના ન ગમતા સ્વભાવ પછી, પિતાએ કાનાસોરી કરવા પોતાના બાળકને માતાની પાછળ રોકવાનો ચેંપ નથી લગાડયો! માતાની મમત, અને ધણી તરફના ખોફે પોતાના બચ્ચાંને ઉસકેરી, પિતાની ચાલ ઉપર નઝર નાખવાની ભુંડી ટેવ આપવા કદી આંચકી લીધી છે? નાના કોમળ બચ્ચાના કોમળ હૃદયમાં આ બચપણથી જાસુસી કરવાની, છુપી ઝેરી રીતી તેના બદનમાં પેવસ કરવા, કદી પોતાની મતલબ ખાતેર ભુલ્યા છે? પછી તેજ બચ્ચાઓ મોટા થઈ ગમે એવા પ્રપંચમાં દાવ પેચ રમે, અને અંત સમય દુખી થાય, તો તેના દુખનો વિલાપ તે અસલ બીજ, તે ખુદ માબાપ બન્યા છે, તે કાંઈ શોધશો? ના, આ જગતમા થતાં પ્રપંચો, નવાં અવતરેલા બાળકોએ કેમ જાણ્યા, કેમ અનુભવ્યા? ભલે કાંઈ આગલી પાછળી કરણીની આંકડી ગણાવે, પણ ચાલુજ જગમાં દગે દગ આઇતા સબકો, તેઓ લીયે છે, પછી સંતાપ માટે ખેદ શો

ટુંકુ જ્ઞાન ધરાવી, મોટી બાબદોમાં ટીકા કરવાની, આસપાસનાઓથીજ તાલીમ લીધેલી, એટલે તે માહેથી જાલીમ જમેલો ઉભો થાય, તેમા નવાઈ શી ? પણ ના ! જગતમાં આવું બનેછે કે નહી તે માટે જાણવા આપણે ખોટી નથી, પણ જગતમાં એવું બનતું કયારે દફે થશે, તેજ માત્ર જોવાની ઉમેદ રાખીશું. આપણી હાલની ઈંતેજાર નજર તો બારણું ઉઘડવા માટે છે. તે કયારે ઉઘડશે ? તથા હોમીનો ચહેરો કેવો હશે ? તૃષ્નાં ઉભરી રહી છે. અને આપણે સાથે મળી અંતકરણથી ચાહીશું કે "પાક અહુરા આ બંને જીવડાઓને તેઓની નેક ધારણામાં પરીપુર્ણતા આપે !" જે વાણી આંપણે તેઓના મુખ માહેથી નિકળતી સાંભળી તેવીજ દરેક ઠેકાણેથી નિકળની હશે, પણ "પાર ગતિ" માં કેટલાક મળતાં હશે ? કંઇક વંચાયું છે, જોવાયું છે, સંભળાયું છે, કેવા ભારે પ્યારમાં મસ્ત થયેલાં આપણે જોયલા છે, અને જગતની પેલે પાર, અપાર ભવમાં જવાની વાત તો, સ્વપ્નેજ રહી, પણ આ ધરતિ ઉપરજ તેઓના બેવિશ્વાસના કેટલા પડધા પડયાં છે. તેટલાં ઓ ...

પિસ્ટલનો અવાજ ! ઓ ખુદા ! આ લોહી-રેડ ! જીવલેન હથિયારનો પુકાર ? રાત્રીની શરૂઆતજ જાણે કાળી ધરાની બલીહારી આપવા સદા તૈયારજ હોયને ? તેમ "એક વાર" અને સઘળું એક પળે તે ધડાકા સમેત ચુપચાપ ! પણ ના, આ ચુપકીડી રહી નથી ! એક પળ પછી, બુમરામ, બુમ, શોહોર બકોર થયો છે ! પણ આ અવાજ કયાંથી આવ્યો ? તે પ્રથમ પળમાં જણાયું નહી પણ દમ ખાતાંજ તે, તેજ ફ્લેટમાંથી આવ્યો, કે જ્યાં હોમી ગયો હતો. દોડાદોડી થઇ રહી. બુમાબુમ ચાલી રહી. શું થયું ? ખુન ! જખુન ખુન ! કોણનું ? સૌ કોઇ પુછતું "કોણનું" અને "કોણે" ?—ખરેજ ખુન થયું હતું. તે કહેવા ખરેજ ગમગીની લાગે છે પણ કહેવા વગર આગળ ચલાતુંજ નથી. તે ખુન, વ્હાલી બાનુ નરગીશના બાપ પેસુતનજી પટેલનું. અવાજ આવતાં ઓરડાની આસપાસ ફરતાં માણસો અંદર દોડી આવ્યા છે, દરેક જણ એકમેકની સામે અજબ રીતે હરણ ફાર થઇ જોય છે. હોમી પણ ત્યાંજ ઉતરેલા ચહેરા સાથ ઉભો છે. તેની માતા

કુંવરબાઈ પણુ અચાનક ત્યાંજ આવી નરગેશના ગભરાતમાં ભાગ લઇ દિલાસો આપે છે. નરગીસ સુધ્ધ વગર જેવી ખુરસી પર ફસડાઇ પડીછે. તેણીની **'સુંદર સાંજ' રાત્રીના રણમાં** બદલાઈ છે. પોલીસ આવી પુગી છે. કોઈથી કોઈ પરપુછ કરે છે, ડોકટર પણુ પડોસથી આવ્યોછે, જે ઇનસાન જાતના કુશાળી ઉપાય કામે લાગે એમ નથી એમ કહી ઘોબ્યો છે. સઘળાં હયાં ત્યાં જાવ આવ કરે છે ...........

આવા ભયંકાર બનાવની ક્રીયા માટે કોઇ વાચક અજાણો છે? તેમજ આવા ભયમાં આવી પડેલી બાનુ નરગીશ માટે દયાનો ઝરો વરસાવનાર કોણુ નહી હશે? એ બધી બાબદ ઉપર અફસોસનો પરડો નાખી, અષો પાક રવાનને તેની આરામગાહ ઉપર લઇ જઇ સદાના આરામ માટે ક્રીયા થઇ છે. સેકડોની આવ જાવ અને દિલસોજી નરગીસે જીતી છે. પણુ પોતાના પ્યારા પિતા આજે તેણીનાં પાસામાં નથી. તેણીનાં પ્યારા પિતાની હાજરી લોકના ગમે એવા દિલાસાથી મળતી નથી. તે હાજરી તો ગઇ છે. પિતાનું માયાલું હૈડુ તેણી પાસે આજે નથી............

પ્રિય વાંચક સઘળું દાયમાય થયું. પણુ પોલીસનું અને જ્યુરીનું કામ હજી બાકી હતું. તે પણુ ચાલે છે. અને દિવસે દિવસે જ્યુરીની બેઠક લંબાતી જાયછે. જેમ દિવસ જાયે છે, તેમ અફસોસ, આપણા પ્યારા હોમી ઉપર શકની નજર આપસ આપસમાં વધતી જાયે છે. હરેકની જુબાની લેવાઇ છે તેમાં એવો સેવટ ખેંચાતો લેખાયો કે બાર, ગોલી બાર થવા આગમજ તેજ ઓરડામાં હોમી હતો એમ ચાકરથી શું પણુ ખુદ હોમીએજ પોતે જણાવ્યું હતું કે તેનું બહાર નિકળવું થતું હતું, નિકળતા વારની એક બે પળ અગાઉ, બાર થયલો, શાક્ષીથી કહેવામાં આવ્યો—તે વેળા આ જગ્યા ઉપર કોણુ જાણે શા કામે, માતા કુંવરબાઈની હાજરી આવી ચઢી હતી. તેણીની જબાની ઘણીજ બીકટ હતી. ધ્રુજતી હાલતની હતી. સર્વે કોઈ જોતાં હતાં, કે, પોતાના સાવકા દિકરાને બચાવવા કોશેશ કરતી હતી. પણુ જેમ જેમ તેવન વલણુ લેતાં હતાં, તેમ તેમ દિકરો સપડાતો હતો. અને તેવનનાજ મુખ માહેથી શબ્દો નિકળ્યા કે ધડાકાની સમેત, હોમીને ઓરડામાંથી બહાર આવતાં, તેવન સામે થયાં હતાં.

"તે વખતે તેનો ચહેરો કેવો હતો, બાઇજી ?" કોરોનર સાહેબે સ્વાલ કીધો.

"આ ગભરાત વખતે, ચહેરો કેવો હોય ?" માતાએ જવાબ દીધો.

"તમુને ફક્ત જવાબ આપવાનીજ જરૂર છે. તમારા દિકરાનો ચહેરો કેવો હતો ? તેનો જવાબ આપત્રા અગાઉ, તમે જાણો છો કે, તમારી ધર્મ પોથી ઉપર તમોએ સોગંદ લીધા છે !" કોરોનરે સમજાવી પુછ્યું.

માતા કુવરબાઇએ જે જોયું હતું, તે સઘળુ કહયું. અને તેનો સમેલન માર્ગ કોઇજ નહી હતો–તે સઘળાં સમજતાં હતાં. આ વખતે હોમીની શાન્તિ, હોમીનો દેખાવ, એક ચિતાર રૂપજ હતો–તેના ઉપર આવેલા આ વિઘ્નથી, ડગી નહી જતાં, તે અજબ પ્રકારની ધીરજે ત્યાં ઉભો હતો. તથા ગમે, તે થાય, તે સાંમે કશુંબી બોલવા તે માંગતોજ ન હતો. જે સઘળું ,ત્યાં શાક્ષીઓથી જણાતું હતું, તે સાથે, હોમી પોતે ત્યાં શું કામ આવ્યો હતો, તેજ માત્ર શોધી કાઢનાર કોઇ હતું નહી. ટુંકમા, આ બન્ને જીવોને, કોઇ છુપી શકિત, ચુપ રહેવાને સુચવતી હતી.

આ શાક્ષી વખતે, છાપાની ચર્ચાથી, એક ભલો અંગ્રેજ બચ્ચો ત્યાં આવ્યો હતો. હોમીનો તે અંગત મિત્ર હતો. હોમીના કેસમાં એવી દલીલ આવી હતી, કે હોમીને તે કામ આવે. તે દલીલમા હોમીની ઉંચી ભાવિક શકિત, તેની મયાલુ અને ધાર્મીક વલણ, તેના પ્રમાણિક ગુણોની સરટીફીકેટ હતી. પણ ન્યાયે, તે કબુલ રાખ્યું છતાં, પડતી જુબાની સાથ તેઓને કામ હતું.

આજે જુરીનો અભિપ્રાય બહાર નિકળવાનો હતો. લોકની આવન જાવન ભારે હતી, તોપણ ચુકાદો સહેજમાં અને જલદીજ નિકળ્યો. તે બહુ મતિનો હતો, અને જેમા "હોમીએ તકરારની આવેશમાં આવી, ગુસ્સાથી પેસ્તનજીને ઠાર કર્યો છે" અને તે માટે તે ગિલ્ટિ થર્યો છે, અને કોર્ટમાં તેને નોધ્યો છે—

થોડા દિવસો પછી વડી અદાલતમા તે આવ્યો, કેસ પુરો થયો, અને હોમી ઉપર જુરીના અભિપ્રાય જેવોજ સેવટ, બહાલ રહયો, પણ તેને માટે સર્વથી ઉંચ ગુણુ ધરાવતી સરટીફીકેટની નોધ લેવાયલી હતી, જેથી તેને ફાંસી દઈ મારી નાંખવાને બદલે જન્મ સુધીની ટેંપ પડી છે.

••• ••• ••• •••

સરજત ઉપર આધાર રાખી બેઠેલા, આ હઠીલા જીવે, પોતાનો બચાવ જરા પણ કર્યો નથી. તે ખુની થયો છે, તેની બીક ન હતી. પોતાની ચાલ ઉપર, લોકને ગમે તે નજરથી જોવા માટે, તેને જાણે તેઓને ખાસ "પાસ" આપી હતી. તેને એક ઓરડામા પુર્યો હતો, અને તેથી હવે પછીની મુકરર કરેલી જગ્યા ઉપર લઇ જવામાં આવે, ત્યાં સુધી, સગાં અને વ્હાલાઓને મળવા છુટ આપી હતી. માતા કુંવરબાઈ આવી ગયાં હતાં, પણ ભાઇ જાલ અને બહેન શહેરાની મુલાકાતનું વર્ણન કેમ કરી શકાય !

શહેરા રડતી આંખે, ભાઇના, ન જોવાઇ શકાય એવા ઓરડામાં દાખેલ થતાં, તેના અંગ ઉપર ધસી, અને ભેટી પડવાં દોડી. હોમી, એક જગ્યા ઉપરથી સિધ્ધો ઉઠયો, અને પોતાના આખ્ખા બદનની ગંજાવર ઉંચ્ચાઇએ વધી, શહેરાને પોતાની પાસે આવતાં, અટકાવી, બોલ્યો. "શહેરા ! શહેરાબાનુ ! દુરનો દુર ! મ્હારા આ હાથ, એજ ન્યાયથી અપવિત્ર થર્યો છે–તે ત્હારા બદનને અઠડવા દઇશ નહી ! "

"ઓ વહાલા ભાઇ ! તું નિર્દોષ છે ! તું કદીબી એવું કામ વિચારે નહી, તો કરે શું ? ભલે, તું ગમે એવો હોય, પણ મ્હારો દિલજાન ચેરાગ ! મ્હારા ભાઇ ! મ્હરા પિતા જેવો આશરો આપનાર, મ્હારા બાપ તોલ જેવો તું વડીલ ભાઇ કહેવાય ! " શહેરા ફોકેફોક રડી.

"શહેરાં ! શહેરાં, શહેરાબાનુ ? હું આજથી અપરાધી છું. હું એક કેદી છું. મ્હારી ઉપર જગતની હેકની બેદી છે, તે ભોગવવાનો વખત સરૂ થવા વાર છે, તેટલાજ ખ્યાલી લે, કે હું ત્હારો ભાઈ નથી ! ત્હારી છાતીમાંથી સદા મ્હને દુર કર ! અને કદીબી યાદ કરતી ના !" હોમીએ એમ બોલી પીઠ ફેરવી.

"ના ભાઈ ! એમ ના કર ! આ ખોખું કે જે સદા ત્હારે માટે છે, તેને એમ ના કર ! ના કર ભાઇ અને મ્હને ભેટ ! એક છેલ્લી ઘડી પણ ઓ ભાઇ ! ભાઈ, વ્હાલા હોમી, મ્હને ભેટવા દે ! " શહેરાં ફુસકાઇ પડી.

"ત્હારી ઉંચ કીસમની કુદરતાઇ કયાં છે શહેરબાનું ! આ હાદેસા માટે તું શું કાંમ એવો કકળાટ કરે છે ? તે નિરઉપયોગી છે. તુંને અને મ્હને તે

કુશ્રાબી બંધણુ કરતાં નથી. જગતની બત્રીશીએ ચહડેલો હોમી, ગુનાહગાર હોમી પોતાના ઉપર આવા આવી પડેલા કોર્ટના શેનટન્સ સાથ તું ભોલી પવિત્ર, અને પાક બાનુને હાથ લગાડી, મયામાં મઢી દેવાં રાજી નથી. અને હવે તે માટે કશો ઉપાયજ નથી." હોમીએ જવાબ દીધો.

"છે ભાઇ છે, વ્હાલા ભાઇ, તે ઉપાય છે, હું પણ "મને ન કરવો જોઇતો સંતાપ કરૂં છું ખરૂં કે નહી ભાઇ?" શહેરાંએ પુછ્યું.

"હા, તેમજ છે," હોમીએ જવાબ દીધો.

"ત્યારે તે પણ મ્હારો વાંક કહેવાય કે નહી?" શહેરાંએ પુછ્યું.

"હા ખરેજ તે વાંકજ કહેવાય?" હોમીએ જવાબ દીધો.

"ત્યારે તે વાંક કરનાર ગુનેહગાર થયું કે નહી?" શહેરાંએ પુછ્યું.

"ખરેજ થયું!" હોમીએ જવાબ દીધો.

"ત્યારે વ્હાલા ભાઇ, તું પણ એક વાંકનો ગુનેહગાર જયારે થરેલો જેવો સમજી મ્હને દુર કરે છે, કે જ્યારે હું બીન ગુનેહગાર હતી; પણ જ્યારે હું પણ એક ગુનેહગાર ઠરી છું, ત્યારે બે ગુનેહગારો એકમેકને ભેટે તેમાં શી અડચણ છે વ્હાલાં ભાઇ?" શહેરાંએ પુછ્યું.

હયાં હોમી અટકયો, અને, આખેર તેને નિશાસો નાંખી દમ ખાધો "શહેરાં! વ્હાલી બ્હેન શહેરાં! ત્હારી દલીલ ન્યારી છે, ત્હારા અખંડ પ્રેમથીજ, હું આજેજ આવ્યો છું, આવ! જગતથી હિણાયલા જીવને ભેટવાથી, તુંને શાન્તિ થતી હોય, તો ભેટી લે!" તેને રજા આપી.

આ બન્ને, એક બાપના પણ બે માતાના જીવો, ભેટયા છે. આ ભેટ કરતાંજ શહેરાંને શાન્તિ થઇ છે. "વ્હાલી શહેરૂં! મ્હારી એકજ અરજ છે કે ત્હારે હવેથી ગમ નહી કરવો, અને અહુરાના કામ ઉપર ઇતબાર રાખી વખતને તાબે થઇ ચાલવું!" હોમીને સમજાવી કહ્યું.

"હું તેમજ ચાલીશ, અને તેજ પ્રમાણે અમલ કરીશ. હું જાઉં છું વ્હાલા ભાઈ. પણ જતાં જતાં, એક સવાલ કરવાની રજા આપ!" શહેરાંએ રજા માંગી.

"અને તે સવાલ!" હોમીએ પુછ્યું.

"વ્હાલા ભાઈ ! શું માતાજીએ એ કામમાં શાક્ષી પુરતાં, કાંઇ થાફ આધી ?" શહેરાંએ સવાલ કીધો.

"ચુપ ! શહેરાં ! ચુપ ! માતાજીના કામ માટે, બાળકોને સ્વાલ કરવો જોઇતો નથી ? તેઓની મમતા અને માયાની ગણત્રી કરવાની, આપણને સરકશી કરવી જોઇતી નથી." હોમીએ જવાબ દીધો

"હું તો ધારૂં છું કે, તેવન" તેટલાંજ હોમીએ, શહેરાને બોલતી અટકાવી, "ત્હારૂ ધારવું, કોઇનું નથી. દરેક કામ જે થાય છે, તે ઉપર શુક્ર કરી વખતને આધીન થવું જોઇએ. ચાલ સિધાર ! શહેરાં, આપણે પાછા મળ્યે તેટલાં છેલ્લી સલામ." આ બોલ બોલતા, હોમી અચક ખાઇ, તેને શા માટે એમ બોલવું સુઝ પડયું, તે માટે તે પોતે બેફામ હતો. તેટલાંજ, શહેરૂએ હરખભેર જવાબ દીધો કે "જરૂર."

વ્હાલા ભાઇ બેહન છુટા પડયા છે. પ્રિય વાચક, ઉપલા ભાગ ઉપરથી તું સમજી શકયો હશે, કે હોમીને, નરગીસના બાવા સાથ તકરારની ગરમીમાં સ્વાલ જવાબો કરતાં, ધરનાઓએ સાંભળ્યો હતો. પણ જે અવાજ મોટે સાદે આવતો હતો, તે મરહુમ પેસ્તનજીનોજ હતો, જયારે હોમીનો ધીરો અવાજ, શાન્તપણે આવતો હતો. સ્વાલ જવાબોના ખુલ્લા બોલો કોઇ સાંભળી શકયું હતું નહી. પોતાને ગમે એવું પુછવાં આવતાં, તે સાફ મુંગો રહયો હતો, અને પોતે કશું કહેવાંજ માંગતો નથી, એમજ તેનું પ્રથમથી સમજાવવાનું હતું. ન્યાય આસાન પર બેઠેલાંઓએ, એમા પકકી, બહેલાઇ દીઠી, અને જેમ જેમ તે ગંભીર બનતો ગયો, તેમ તેમ તેના ઉપર વાંક સાબેત થતો ગયો. તેમાં દેખઇતી રીતે, માતા કુંવરબાઇની બચાવ કરવા જેવી બારી, વધારે ખાતરીથી, તેનો વાંક પુરવાર કરવામાં મદદ આપતી ગઇ. તે વાંકમા હતો તેટલુંજ આપણે જાણ્યું છે, અને તે માટે તેને સજા પણ ભોગવવાની સરજત જોઇ છે

તે પોતાની જગ્યા પર બેઠો હતો અને શું ખ્યાલ કરતો હતો, એ કાંઇ જણાતું ન હતું. તેટલાં ત્યાં એક સિપાઇએ દરવાજો ખોલી, કાગજ લાવીને તેના હાથમાં મુકયું.

સિપાઇના જવા પછી, આમ તેમ તે પત્ર જોયું, અને ઉખેડી વાંચવું કે નહી, યા ફાડી નાખવું કે નહી ! એવા વિચારમા તે હતો—"ખરેખર હવે મ્હને એવાં કાગળ સાથે શી જરૂર છે—મ્હારી જીંદગીમાં તે મ્હને શા કામનું છે ? એવો ઇત્યાદી વિચાર કરી, પાછું તે ફાડવાં જતો હતો, તેટલાંજ મનને આખેર કાબુમાં લાવી, તેને ઉખેડયું. નીચલી સહી વાંચી તે વિસમય પામ્યો—અને વાંચવાંજ માંડયું.

"પ્રીય હોમી ! હું જે ભાષા લખીશ, ને વચનો સંભળાવીશ, તે ત્હારા હાલના, થયેલાં પ્રવેશમાં. તદનજ નકામાં છે–તું વ્હાલાંએ, એક શબ્દ પણ કાઢયો નહી, તેનું કારણ હું તદનજ જાણું છું. પણ ત્હારી ચુપકીડી, ત્હારા અને મ્હારા બુરા માટે બદલાઈ–પણ તેથી શું, મ્હારી સરજત પણ બદલાઈ ? ના નહી ! મ્હારા મરહુમ પિતાનું સીર છત્ર મેં ખોહયું છે, પણ તેના પ્રાણને જુતવી દેનારને શી જપ મળશે ? તે તો તેજ જીવ જાણે, કે જેનાથી, તે વ્હાલો ગુજર પામ્યો છે- ત્હારી આગળ નથી આવી, એજ તું વ્હાલો ચાહતો હતો, અને તેથીજ હું નથી આવી ! જેવી ત્હારી ચુપકીડીથી, તું ફસ્યો છે (હા વ્હાલા, જગ, તુંને ગુનાહગાર કહે–પણ આ કલમની લખનાર કોમળ કળી કદી કદી, તે ખ્યાલમાં પણ લાવી શકે નહી) , તેજ ચુપકીડી માં ડહાપણ સમજી, હું તુંને છેલ્લી વાર નથી મળી. પણ તેમાંજ તું ખુશી છે, અને જે માટે હું પણ ખુશી છું— 'આપણે ક્યારે મળશું !' એ સવાલ વતીક, તું વ્હાલાંના શિક્ષણને આધારે હું કરી શકિત નથી. આપણે મળેલાંજ છૈયે, એમ સમજી મ્હારો શક હું આગળ રાખીશ—મ્હારી અને ત્હારી વાત ખોદા સિવાયે, કોઇએ પણ સમજી નથી, અને મ્હારી કેવી વલણ રહેશે, તે માટે ગમે એવો પણ કોઈને વિચાર આવે, તોએ પણ તું વ્હાલાંને, મ્હારો સેવટનો, અને છેલ્લો પ્રિય વિચાર જણાવું છું કે, તું વ્હાલો ત્હારો સીતમ ઘણીજ આસાનીથી ટાળશે—નરગીશ, વિચારમાં, ત્હારી આસપાસ વિંટલાયલી રહેશે–નરગીશ, ત્હારા પાછળની પળે પળ, ત્હારા નામે દમ ખાશે, નરગીશ, ત્હારા પડેલા પંગળાની ખાકની રજકણ નિહાલી ત્હારી પ્રીતિ ગાશે. નરગીશ, તુંને મળવાનાં સમયની ઘડીને, જો વરસોમા બદલાઈ જતી જોય, છવાં, તે ઘડીને ધીરજથી પસાર કરવાં, ત્હારા મુખની તસવીર, જે કાળજામાં કોતરી રાખી છે, ત્યાં જોઇ સદા મળકાતી રહેશે. બસ ફકત, મ્હારા આશિષ તુંને ફળો, કે તું ત્હારા નબોળા આવેલાં ફટકાને, ભુલાવવા, પાક અહુરા અને પાક સ્પિતમાને સદા જીગરમાં યાદ રાખજે, જે માટે તુંને તાકીદ કરવાની જરૂર

નથી, કારણકે ત્હારીજ તે શીખનું ફળ છે—આ સાથે મોકળેલી જુની વસ્તુ, સદા છાતીમાં પહેરી રાખજે, જેમાં તે પાક પયગમબરની તસવીર છે, અને તે નર કે જેને કેવાં દુખો વેઠયાં હતાં, છતાં તે સઘળાં કોણને ખાતેર! વ્હાલા હોમી કોણને ખાતેર? આપણેજ ખાતેર. કે તેના ઉપર પડેલાં દુખની વાત જ્યારે આપણે સદા જાણતા રહીયે, ત્યારે અને ત્યારેજ આપણું દુખ તુચ્છ છે, એમ ખ્યાલ લેવાથીજ આપણને શાન્તિ થાયછે. ચાલ! સલામ! વ્હાલા તુને મ્હારી ભવપાર થાય ત્યાંવેરની સલામ! પોહોંચો— લા૦ ત્હારી "નરગીશ"

આ પત્ર વાંચી, હોમી, ધીરજવંત અને હિમ્મતવાન હોમી નીચે નઝર નાખી ધરતિને જોય છે અને બોલે છે "ઓ **ધરતિ માતા,** ત્હારા હઝારો, લાખો રજકણ માહેથી મ્હને પેદા કરી, ત્હારી સપાટી ઉપર ચાલતો, બોલતો કરી, તરહેવાર જાતના શિક્ષણો આપતો કરી, દુખ અને સંકટના સપાતામાં હાળતો કરી, વળી પ્રેમ અને પ્રિતની પ્રેમાળ ભકિતની નવાજેશ કરે છે, તો ઓ પ્યારી **ધરતિ માતા,** ત્હારો પાર કેમ વાળીશ! મ્હારી જીંદગીના કરેલા સઘળાં કામો પુરાં કરી, હું ફરી ત્હારા પેટના પાતાળમાં આવીશ, ત્યારે, ત્હારા આશિષ દેવા જેવાંજ કામો મ્હારી પાસથી થાય, તેમ મ્હને, ઓ **ધરતિ માતા** સાચવજે! મ્હારા શરીરમા વસતા સ્નાયુઓ, જે જે કાર્યો કરે છે, તે સઘળાં જગતની દ્રષ્ટિએ, ગમે એવાં હોય પણ મ્હારો ફરી વળતો ફેરો, જ્યારે તુંજનાં પાસમાં આવશે, ત્યારેજ તુઝ પિછાણશે, કે તેજ સ્નાયુઓના, રગેરગમાં, કેવા હાલ છે? જગતના વિચારની મેં તુંભા રાખી નથી, પણ સેવટની મંઝલ કરી, ત્હારી પાસ આવતાં મ્હારૂં મોઢું હસ્તું રાખી, ત્હારી પાસ, ઓ **ધરતિ માતા** આવવાની મેં ઉમેદ રાખી છે, અને હઝારો લાખો જીવ, જ્યારે આજે છાપામાં વાંચી, વંચાવી અજબ વિચાર ફેલાવતાં હશે, ત્યારે મ્હારા ભિતરને હોશ અને આરામ આપનાર, મ્હારો સદાની વ્હાલી નરગીસના, આ બોલો, ન સમજાય એવી ખુશાલી આપનાર, વિજળીક બળ પ્રવાહ રૂપ છે.

અહુરાના આપેલા જીવ સાથના સમાગમનું, આ શરીરનુ ખોખું ગમે એ સ્થળે જશે, પણ સદા ત્હારીજ સાથ છે અને, દરેક સ્થળમાં તુને નિભાવી રાખશે, એજ મ્હારી પાક ઉમેદ છે-જે રંગ મ્હારી ઉપર ચઢાવવામાં આવ્યો

છે, તે પણ મ્હારીજ માયાનું એ ધરતિમાતા પરિણામ છે, એમ જાણું છું કારણકે કોઇ બીજાજ સ્થળે લઇ જવાનું એ કાઇ બહાનું છે, અને જે બહાનામા, કાઇ મ્હારા ભલાં કાજેજ થશે એમ માનું છું –" એમ ઉપલી વાચાવાણી હોમીના મુખ માહેથી નિકળેલી સમજાઇ હોય એમ માલમ પડે છે –હવે એ દુખી ભાગને કશાબી લાગમાં લઇ આપણને હયાં થોભવું નથી– પણ ટુંકમા ટપકાવી દઇશું કે હોમીને જ્યાં લઇ જવાનો હતો, ત્યાં લઇ જવામાં આવ્યો છે. જાલ સાથના મેળાપનો સાર પણ બહેન શહેરા કરતા કાઇ ઓછો દુખદાયક નિવડયો નથી, પણ એ સંતાપ એક અને અનેક તરાહના ચાલું છે, અને તે માટેની માહીતી પુખ્ત મનનો વાંચક જાણે છે.

ગયો છે–પ્રિય હોમી–ગયો છે–શહેરા અને જાલ ભિતરમાં દુખનો ડામ લઇ, ફરે છે–નરગીશ આજે શહેરાની વ્હાલી અને પ્રેમી સહી નિવડી છે. –(પોતાના બાપનુ ખુન કરનાર, જે મરદ, તેનીજ બહેન શહેરા સાથ નરગીશની ધાડી પ્રીતિ, લગાર આસપાસનાઓના મનમાં વિચિત્ર વિચાર આપે, પણ શહેરાં અને નરગીશના આપણે સમાગમમાં આવ્યા છૈયે, અને તેઓની ચાલચલગત, અને ગુણની આપણે વાતાવરણ જાણ્યે છૈયે, જેથી તેઓ પ્રેમાલ ભાવમાં સાથે ફરે, એમાં આપણે નવાઈ જોતાં નથી)–અને, બન્ને, એકમેકના સમાગમમાં ભિતરનો ગમ પસાર કરેછે, કરાવેછે–બાપના મરણથી નરગીશે તેવનના ઓરડાંનું, જેમ તેમ વગે સગે કર્યુંછે, પણ તે વખતે પસાર થયેલી પોતાની આંખની સામેની ચીજોને, બરોબર જોવાની દરકાર રાખી નહી. આવી રીતે દિવસો પસાર થાય છે, પણ એકજ વિચાર, આપણી છાતીમાં જે ખડખડીયાં કરે છે, તે એજ કે " હોમી જ્યારે ઉપલી વમાસણથી, આપણને નિર્દોષ માલમ પડે છે, ત્યારે શા માટે, ખુલાશો તેને કર્યો નથી? ઘડીભર તે ખુલાશો કરતાં, તેની પ્રિતની વાતને આપણે જાણ્યે છીયે તે જો જગ જાણતે, તેમાં તેને કાંઇ ખોટું વિચારયું હશે? યા તેમ કબુલ કરવાથી, સામુ તેના ઉપર, આલ વધુ મજબુત થયુ હોત! [illegible]થી, તે ન બોલ્યો? યા તે માટેની બાબદ કબુલ કરવા પછી, રખે નરગીશ, જન્મ સુધીની, તેની સાથના સંબંધથી

દુખી થાય, યા, તેણીને માટે ભવિસ્યના કોઇ જોડાણુ વખતના અવાસરમા ખલલ પડે ? તે પોતે તો જાણુતોજ હતો, કે તેણી, જન્મ ભવથી, અનંત કાળ સુધી તેના પ્રિતમાજ છે, ત્યારે શા માટે તેને ખુલાશો ન કર્યો ? એવા ખ્યાલ થતાં, નથી માલમ પડતું, કે, આ ચાલતો હાલ," કાઇ સ્વપન સિંગાર છે, યા ખરેખરી પેદાયશોની સંસાર રચના છે !" ભેદ ભવિસ્યમા છે, "કાળ," કાલ માટે આગળ વધવાનો છે, અને એકંદર ખ્યાલ, આજ નો આજ કરી દેવો, ઘણો બેતાલ છે." માટે એ બનાવ પર આપણે આંખ વીંચી, બીજા દેખાવો ઉપર દ્રષ્ટિ નાખીશુ !

કાલની વાત-"કાળે" છે—આજ " સિંગાર " ઔર છે
અજબ ભાત વાતમાં--સંસારનો"આ-"—તૌર છે
કાલની વાત-"કાળે" છે—એતો તેનો દૌર છે.
આવી પડે શું ભલા ? = એ, "કાળ"નો શોહોર છે =



## " હોમીની રેપની સરૂઆત "

હોમીને આખરે, જયાં તેને સજા ભોગવવાની હતી, ત્યાં લઇ જવામાં આવ્યો છે. તે જગ્યા, યાને માણુસ જાતના કરેલા ગુનાહની સજા ભોગવવાના સ્થળના નામ સાથ, કોઇને કાંઇ જરૂર નથી. એ માટે તે સ્થળનું નામઆપવાની જરૂર નથી. એટલુંજ, કે જયાં હોમી રહેતો હતો, ત્યાંથી ઘણોજ લાંબે છેટે રાખવામાં આવ્યો. તેની કેદી તરીકેની હાલત થવા પછી, પોલીસના અમલદારના સંબંધમા આવતો હતો, પણ દરેક ઑપીસર, ખુદરતી રીતે હોમીને-જોઇ, કાઇ જુદીજ લાગણી ધરાવતો હતે, અને તે લાગણીથી, હોમીને કાઇ ફાયદોજ થતો હતો.

તેને જયાં રહેવાનું હતું, ત્યાનાં જેલર મી. સ્મીથ આગળ જયારે તેને ઉભો કરવામાં આવ્યો, ત્યારે આ પાકટ અનુભવ ધરાવનાર, જેલનો વડો, હોમીને જોઇને તાજુબ થયો. હોમીનુ કદ, તેનો દેખાવ, તેની વાતચિત કરવાની

સાલેસાહી જોઇ, આ દદ છાતીવાલો જેલર પણ જુદોજ વિચાર કરવા લાગ્યો પણ હયાં કોઇના વિચાર સાથ કામ શું છે. ન્યાયથી સજા પામેલા બધાજ સરખા. પણ ના, હોમી માટે આગમજથી કાઇ જુદોજ ખ્યાલ પુગી ગયો હતો. જે ભલા અંગ્રેજ બચ્ચા એ, હોમી માટે જુરીના વખતે ઉંચુ મત આપ્યું હતું, તેજ ભલા અંગ્રેજે અનેકના તારા તોડી, હોમી માટે ખાનગીમાં બહુજ લડત ચલાવી હતી, અને જોકે તેનું ધારવું બધુંજ બન્યું ન હતું, છતાં હોમી માટે ઠીક બંદોબસ્ત કરવા ફતેહ પામ્યો હતો. અને તે એજ કે હોમીને જેલમાં જુદીજ કીસમે રાખવો. તેને ત્યાં જવા પછી એવી તાબેદારી, એવી ઉલટ, એવી ખંત દેખાડી તથા જે કામ તેને પ્રથમ આપવામાં આવ્યું તે માટે, તેની એવી ખુશાલી પ્રગટી નિકળી, કે જાણે સકમાઇ કરી, સુમાર્ગે પેટ ભરવા ખુશી હોય, તેમ ખંતીલી રીતે કામ કરતું સરૂ કરતો હતો. તદન કઠોર થઇ ગયલી છાતીવાલા અમલદારો પણ છક થતાં હતાં, તથા, જે તે કરતો, તે ન દેખી શકે, એવું ધારતાં હતાં અને તેમજ હતું. વળી જે કેદીઓ તેની સાથે કામ કરતા હતા, તેઓ પણ તેની સંગતમાં સંતાપ ભુલી જઈ બસ મકમ ઠરાવથી સબુરીથી કામ કરવાને ઉલટમંદ થયા.

એમ કરતાં કશી પણ જાતની તકલીફ ન થતા, ત્યના કેદીઓમાં સુધારો થતો ચાલ્યો, અને જેલર પણ દયાથી તેઓ સાથ વરતવા, ઉલટ લેવા લાગ્યો જાણે પોતે એક મસ મોટી મીલનો મૅનેજર હોય, તેમ ન્યમીત જેલનું કામ ચાલતું, જોતો થયો. એથી જેઓની ટેંપ ને બે ત્રણ વરસ બાકી હતાં તેઓનો ટાઇમમાં પણ સારી ચાલચલણ માટે ધટાડો થતો ગયો.

જેલર અને હોમી વચ્ચે, ગમે તેમ વિચારો, પણ દોસ્તી જેવુ નાતુ થતું ચાલ્યું. હોમીની સલાહ પ્રમાણે, પેલા માણસોને કાંઇ કામકાજમા રોકવા માંડયા. હોમી ઘણો કુશળ હતો, ખંતીલો હતો, ચાલાક હતો, ભણેલો હતો. પ્રથમ, તેને જેલરના હુકમ મેળવ્યા પછી સઘળાંને એક બાજુએ ભેગા કર્યા, અને કહયું "ભાઇઓ, આપણે જે ગતિમાં આવ્યા છેએ, તે ભોગવવા સિવાય આપણો છુટકો નથી, આપણે જે ભુલ કીધી, તેના બદલા-માં જે શિક્ષા ભોગવવી છે, તેથી એમ નહી મનમાં રાખવું કે

આપણું હૃદય જર્દ થઇ જાયે. ભુલની તોજેશ આ શિક્ષાથી પુરી કરી દઇ, નવા વખતે નવા સુધ્ધ વિચારે ચાલશું કે પ્રભુ ખુશીજ થશે. આપણા ઉપર દંનસાફથી આવી પડેલી જે તકલીફ છે, તે તકલીફ ઉઠાવતાં, આપણને કંટાલો લાગશે, પણ તેમ કંટાલો કરવાથી આપણો કાંઇ તે કામથી છુટકારો થવાનો નથી, પણ સામી કઠોર કહાણી અને માથે ગુજવનથી, આપણે સુસ્ત થઇ, વધારે, પિડા સમાન થઇ પડશું. તેથી આપણનેજ વધું વેઠવું પડશે સખતાઇમાં આવવું પડશે, માટે ભાઇઓ હું તમોને કાંઇ ભણવા ગણવા શિખવવા રાજી છું. અલબત એ ફરમાન આપણાં ભલા જેલર મી. સ્મીથ સાહેબની ઉંચી ભલામણથી મળ્યું છે. અને તેમને કંટાલો ન આપતાં આપણે સાથે ભેગાં મળી, તેમને આપણું ઉપયોગીપણું દેખાડીશું તો આ અંધારાંમાં પણ આપણે ઉજાશ થશે, યાને, આપણે એટલુંજ વિચારીશું કે કોઇ નવીજ દુન્યામાં આપણે વસવાત કરીએ છીએ, અને સંતોષમાં, પણ તેમ કરતાં વધારોજ થશે. તમો બધા ભાઇઓ જે દશામાં આવ્યા છો, તેમાં તમારો બધાંનોજ જાણી બુજીને વાંક થયેલો, એમ હું માનવા ખુશી નથી. પણ હયાં એટલોજ સંધિયારો લેજો કે જે કાંઇ થયુ તે ન થવાનું નથી અને વિલાપ કરી, હૈડાને કઠોર ન બનાવતા ઉપયોગી થઇ, બીજાની ખુશી હાંસેલ કરવાથી, તમો પણ ખુશીજ રહેશો.

ભૂલ્યા ત્યાંથી પાછું ગણીશું તો આ જગતમાં કાંઇ અને કાંઇ ઘણુંજ સુંદર, નવું આપણે માટે તૈયાર છે, એમજ સમજો! કેટલી વાર તમારા ઉપર, ન સહન થાય એવા હાંદેસા આવ્યા હશે. કેટલી વાર ભુખ અને તંગાશીમા, તમો શું કરતા હશો, તે ભાન ન રહયું હશે! કેટલીવાર, ખરી મહેનતનું દામ પેદા કરવા ઉલટમંદ રહયા હશો, પણ કોઇએ તમોને કામ ન વરતાવવામાં સુસ્તી કરી હશે, તેથી લાચાર નિરાધાર બની, કાંઇને કાંઇ તમોએ કર્યું હશે

**પણ તેની ચિંતા નહી. જેટલો વખત તમો હયાં છેઓ, તેટલાં મ્હારી પાસે જે હુન્નરો છે, તે હું તમને શિખવીશ, અને તમો બાહેર પડતાં, તમારૂં રળી ખાવા જેવી સ્થિતિમાં આવશો. માટે નિરાશ ના થાવો ! અને તમારા હાલમાં ચાલતા વખતમાં, સુખ માનતા શિખશો તો તમારા બુઢાપણાના કાળમાં, તમોને ઘણું જ ઠીક લાગશે."**

ઉપલા સુખનથી, ઘણાકોના મનમાં ઘણો વિચાર આવ્યો, કેટલાકોના આંખમાંથી આંશુઓ ટપકી પડયાં. જોનાર ! પ્રિય જોનાર, તેઓ માહેલા કેટલાકોના, કદાવર બાંધા તરફ જોતાં તથા તેજ હિમ્મતવાન, કદાવર ચહેરા માહેથી, ખરી પડતાં નિર જોઈ તને કેવું લાગે છે ? અરે, તેઓની આ દશા, શા માટે થઈ હશે ! કાં તેઓને એવી ઉલટી ઘડીએ એવું કરવાનું સુજ પડયું હશે ! ખરેજ મનુષ્યએ, પોતાના બળ, જરના બળથી કરી લીધેલી હદમાં, એઓને જવા ન મળ્યું હોય ! સુખના સંજોગો ગ્રહન કરી લેવા, એઓ જન્મથી કદાચ પાછળ રહયાં હોય ! જનમતાંજ સર્વના સંબંધો જુદાજ હોય છે, અને તેવી ગતિમા મતિને ઘણીક વાર ધોકો પણ પુગે, તેમ હયાં પણ બન્યું હશે. પણ હયાં આજે, હાલ, તેઓને હોમી જેવો, રાહબર મળ્યો છે, જેને પોતે પોતાનું દુખ વિસરવા સાથ, સેંકડોને સુખી કીધા. પ્રિય વાંચનાર, તેઓ સુખી છે, તું વિચારશે કે, જેલમાં કોણ સુખી હોય ! હા તેમતો હતું, પણ જે સુખ તેઓને હાલે મળ્યુ છે, તે શાન્તિનુ સુખ, ધીરજનું સુખ સાલેસાઇનું સુખ હતુ જેવુ સુખ, રથ અને ધનાઢ્ય તૌરમા ફરનારાઓ પણ કદાચજ ભોગવી શકે છે. તેઓના મનમાં નવો ઉંમગ નવો રંગ નવો અને પ્રેમાળ સંગ મળ્યો, તે આપણો હોમી હતો. અને વિશેશ ધ્યાન ખેંચતી બીના, અને બનાવ, જે જેલર સાહેબે જોયો, તે ખરેજ, કેવળ સુખવંતો હતો, તે એજ કે, " દર સહવારે, બામદાદે, હોમીએ ન્યમીત તેઓને એક રૂડું કામ કરવાની ટેવ પાડી હતી, તે એજ કે દરેક જણ સક્કારે ઉઠી, થંડા પાણીથી મોઢું હાથ સાફ કરી, એક નેમાયલી જગ્યા ઉપર સાથે મળતા હતા. દરેક જણુ ભેગા થઇ, એક ચિત્તે પોતાના પેદા કરનારની, રાત્રીની નિરાંત નિંદ્રા, અને

તેઓની મનની સુધરેલી સ્થિતિ માટે, પોતાને આવડે તેવી પોતાના મનમાં એક ચિત્તે ભક્તિ કરતા હતા. આ ભકિત થોડીક મીનીટ માટેની હતી, પણ પોઠા ભરી, ડોળ દેખાડતાં ઓઠાં કરતાં, લાખ ધણી ભવ્ય હતી. જે વખતે હોમી પણ સાથે સામેલ થઇ, તેઓની બાથોબાથ ઉભો રહી પોતાના પાક અહુરાને નમન દેતો, સ્પિતમા જરથુસ્ત્રને, યાદ કરતો શાદમાન થઇ, વ્હાલી નરગેશની આપેલી લોકીટ માહેથી, તે અષોનુરની છબી એક ચિત્તે જોઇ કાંઇ ભણતો. એ તે દેખાવ, કેવો દિલપઝીર, કેવો ભાવીક, કેવો જુસ્સાદાર, તેબી આ કઠોર થએલા જીવોમાંથી? શું આ દેખાવ જોતાં, જેલરના મનમા અસર ન થાય! થાય, જરૂર થાય, જેલર પણ ત્યાં આવતો હતો, અને વારંવાર, તેની ધણિઆણી, અને દિકરી પણ ત્યાં હાજર હતી. થોડાજ વખતમાં, આ સાચ્ચા જરથોસ્તી ઝેનના એકીન ધરાવનાર, જરથોસ્તી હોમીને, તેઓએ ખરા માનથી જોવા માંડયો, અને મા અને બેટીએ, જેમ પોતાના ધણી અને પિતાને સલામ કરે તે માફક, હોમીને સેકન્ડ કરવા હાથ લંબાવવા માંડયો. આ હોમીનું કર્તવ્ય હતું. બહારના ત્રાહીતો શું ધારતાં હશે! હોમીની આ ભલી વર્તણુકની વાત જો કીધી હોય, તો કોઇ માને કે? અરે તે કયાં છે, શું કરે છે, તે કોઇ જાણવાની કોશેશ વટીક કરે છે કે? બસ, જ્યારે તેના ઉપર આવી, ત્યારે ફકત ચાવાચીવી, ગીબત, નિંદા ન થયેલાં વિચારોનાં, ત્યાં ભાથરા ભરી દેવા તેયાર હતાં—પણ આપણી વાર્તાનો નાયક હોમી, ત્યાં સુખ આપી સુખી રહેતો હતો—અને એમ ધીમે ધીમે વખત પસાર કરતો હતો—તેનો ભલો અંગ્રેજ મિત્ર તેને હમેશ મળવા આવતો હતો, અને કાંઇબી ખબર અંતર પુગાડવાં, તે તૈયાર હતો પણ હોમીનો કોઇ માટે પેગામ હતોજ નહી—તેને કોઇબી આશા મનમાં રાખી ન હતી. સરજતની શમશેર, તેના માથે લટકતી હતી. તેટલા વર્ષો ગયા, તે અગાઉ, તે કશુ વિચારવા માંગતોજ નહી હતો—પણ તેની યાદમાં મગન રહેતાં, થોડાક જીવડાંઓ હતાં, જેઓ ખરેજ હરદમ યાદ કરતા હતાં. અને તેની જીંદગીની સલામતી ચાહતા હતા—તેઓ શહેરા જાલ, અને, નરગીશ હતાં—!

આવો ઉપલો દરસાવેલો વખત ધીમે ધીમે પસાર થાય છે. હોમી સઘળાંઓને

વ્હાલો અને માનીતો થઇ પડયો છે, દરેકને ધીરજથી સમજાવતો રાહ ઉપર લાવવાનોજ તેનો નિયમ ચાલુ છે. અને તે છતાં, પોતાની અથાગ થાક પછી તે પોતાના એકાંત ઓરડામાં, તરેહવાર જાતના પુસ્તકો, ઉથલાવતો હતો, અને પોતાના મનને પુસ્ત બનાવતો હતો. નામાંકિત વિદ્વાન લેખકોના લેખ વાંચી, તે મેંખતો હતો, એટલુંજ નહીં, પણ, તેઓ જાણે તેની પડોસમાં હોય, તેમ સંતોષ માનતો હતો. આવી બુધ્ધિનું મન, પ્રિય વાચક, કદી દુખ જોતું નથી. તેમ હોમી આસુદો અને શાન્તિમાં રહેતો હતો. અલબત આ કામમાં જેલર મી. સ્મીથ, તેને બહુજ મદદ આપતો હતો અને તરેહવાર ચોપડી ચોપાન્યા મેળવી આપતો હતો. આવાં અનેક રીતના ઉપયોગીપણામાં તે હવે વખત ગાળવા લાગ્યો. પણ એ બધામાં, તેને એક વિચાર ઘોલતો હોય, એમ એક વખતના તેના એકાંત વમાંસણમા શબ્દો નકળિ પડયા તે નીચે મુજબના સારના હતા.

"હા, હું પેસતનજી પટેલની મુલાકાત લઇ, બહાર પડયો, અને તરતજ તેવનને ગોલી લાગી હોય, એમ મેં જાણ્યું. છતાં એ ગોલી કોણે મારી હતી, શા માટે મારી હતી ? અને, તેમ કરવાની નેમ શી હતી ? શું કોઇએ કાઇ વેરભાવથી મારી હશે ? શુ કોઈ લુટ મેળવવા ત્યાં આવ્યો હશે ? તેમ હોય, તો મતા ચોંરાઇ ગઇ, લુટાઇ ગઇ તે માટે થયલા બનાવ પછી કાંઇબી ખોલ ખાલ નરગીશે કરી હોય તો માલમ પડતે, પણ આ ભેદ એમનો એમજ છે, શું એમા છેડ નહી પડશે ! શું સરજત મ્હારા ઉપર હમેશ, આ વાદળ વિંટેળુ, રાખશે ? ના, કદી નહી. મ્હારૂ યકીન, મ્હારી આસ્થા, મ્હારી પાક અહુરા ઉપરની આશા, મ્હને જરૂરજ ટાળશે. કહે છે કે "ખુદ પયગમબરો, સંતો, અને જ્ઞાની માણુસોને, પણ તેઓના જમાનાના લોકોએ શકની નઝરથી જોયાં છે. કવિઓ, અને કવેશ્વરો, ઉપર ધિકકારનો ધોધ, અને અગનનો આવેશ રેડયો છે, પણ તેજ મહાજ્ઞાનીઓનું તેજ કવિઓનુ, વ્યાખ્યાણ હઝારો વર્ષે કોઇ સોધે છે, અને સોધી નિષ્પક્ષપત વિવેચન કરી, જગતને જાગૃન કરે છે. ચાલુ જમાનામા નામાંકીત માણુસો, બાહોશ લેખકો, અને કવિઓ, ઉપર કહેરનો

ઝેર વરસાવતાં, એક નહી પણ અનેકો તૈયાર રહે છે. તેઓના લેખમાથી કશું, પોતાના ઝેર ને વધુ ઝેરવાળુ તેજ બનાવવાનુ હોતું નથી, ત્યારે અનેક રીતે, ખોડ અને ખાપણ સોધી વગોવવાનુ ચાલુજ છે." એમ કાં થતું હશે ! એ સઘળો ભેદ કયારે ખુલ્લો થસે ? એ વચારવું, અને કળ્પવું મુશકેલ છે.

**"કર જગનો ઉચ્ચાર, પલટ ત્હારી છે, "મને" ભર ઉદગાર-સલતનત ત્હારી છે**
**વાણી અને વેણુ-જો બીજાની ખારી છે, મળ કાઈનુ સુખ લે કે ત્હારી સારી છે**
**લેય બીજે એમ, પોતાની પ્યારી છે, પ્રભુદ્વારે તો સતનેજ આખર યારી છે"**

ગમે તે હોમી માટે ધારો, પણ હોમી એક ગુણી જોનારની આંખે ખરેજ ત્યાં સુખી હતો, કારણકે બીજાના સુખ પાછળ ઘણું કરતો હતો. તે કડવું બોલતો, પણ કડવું કદી ન પિરસતો અને જ્યારે વખતના આટલા તબકકે આવ્યા છૈયે, ત્યારે આનંદની વાત છે કે, જેલર સ્મીથની દિકરી "મોહીર"ને ગુજરાતી શિક્ષણ આપેછે-આ ચંચળ જવાન છોકરી, ખરેજ ચંચળ અને મધુર સંગતનો સાથી હતી. હોમીથી ફકત તે કાંઇ ગુજરાતીજ શિખતી ન હતી, તેની સાથે વાદવિવાદમા પણ ઘણોજ રસ લેતી હતી, અને ગમે એટલો વખત વહી જાય, છતાં હોમીના બીજે ઠેકાણેના રોકાણ ખાતરજ તેને જતો મુકતી હતી. આપણે તેઓને કાંઈ ખુલ્લી તકરાર કરતી હાલતમાં હાલમાં જોશું.

મોહીરે પુછ્યું "મી હોમી, માણુસ જાતને માટે ઉત્તમમાં ઉત્તમ શું ?"

"જ્ઞાન" હોમીએ જવાબ દીધો.

"તેના કાંઈ તબકકા છે, કે એકજ પ્રકારનું જ્ઞાન છે ?" મોહીરે પુછ્યું.

"તેના ઘણા પ્રકારો છે, પણ મુખ્ય ત્રણ છે" હોમીએ જવાબ દીધો.

"અને તેના નામો તથા સમજ !" મોહીરે પુછ્યું.

"**સારીરીક, માનસીક અને આત્મિકજ્ઞાન.** પહેલું, શરીરની સેવા કરવાનું, યાને પોતાના મોજ શોખને પાળવા પળાવવાનું જ્ઞાન- બીજું, મન શક્તિને ખિલવી, વધારે અને વધારે દરેક જાતની પ્રાપ્તી કરવાનું જ્ઞાન, જેથી તે પોતાનો સ્વાર્થ સાંધતો સાંધતો, બીજાને માટે પણ કોઇવાર લક્ષ આપતો થાય છે, અને ત્રીજું, આત્મિક જ્ઞાન ! જે સુખ દુખ, ઉંઘ અને

સુખ, થાક અને રંજ, સંકટ અને સેવા, એ બધું એક સરખું માની, પોતાનો સ્વાર્થ બાજુએ મેગી બીજાને માટે બલું કરવા, મનને રોકે છે, તે જ્ઞાન." હોમીએ ખુલાશાથી જવાબ દીધો.

"તેવાં નરો, અને નારીઓ હશે?" મોનીરે પુછ્યું

"ઘણાકો એવાં છે" હોમીએ જવાબ દીધો.

"તેઓ કેમ નજરે પડતાં નથી?" મોહીરે પુછ્યું

"તેઓ, એવાંઓને નઝરે પડે છે, કે જેઓ, તેઓના જેવાજ હોય. જ્યાં સુધી, એવા વિચારથી કોઇબી પુખ્ત થતું નથી, ત્યાં સુધી તેવાં ભલા આત્મિક ખ્યાલ ધરાવનારાઓ, તેઓના સમાગમમાં આવી જાયે છે, છતાં જોતાં નથી. નિંદા, અદેખાઇ, તેહકરાઇ, એકના કેહવા પ્રમાણે ચાલનાર ટોળીદારોમાં એવી સમજ કયાં છે, એવી વિચાર શક્તિ કયાં છે, એવી તુલનાં કરવાની લાયકાત કયાં છે, કે તેઓને ખરા, ખોટાં દેખાઇ આવે?" હોમીએ ખુલાશો કર્યો

"પણ ત્યારે, હું એક રમુજ ખાતેર સવાલ કરૂં?" મોહીરે પુછ્યું

"જરૂર! જરૂર!" હોમીએ જવાબ દીધો

"તમો સ્વાર્થી છો કે નહી?" મોહીરે પુછ્યું

"એ જવાબ તમે પોતેજ મનમાં સમજી લેવો" હોમીએ જવાબ દીધો.

"ખરેખર મ્હારાથી કદી એમ નહિં કહેવાય, કે તમો સ્વાર્થી છેઓ, પણ કોઇ વખતે બીજાનું ભલુંજ થતું હોય, અને તે તમારા હાથે પાર ઉતરતું હોય તો, આપ તે કરશો?" મોહીરે લગાર અધીરી પડી પુછયું

"આ હાથો, તે કરવા લાયકાત ધરાવતાં હશે, તો જરૂર કરશે. કદાચ મન હોય, પણ લાયકાત ન હોય, તો જેવું જોઇએ તેવું ન થાય" હોમીએ જવાબ દીધો.

"વારૂ આત્મિક તબકકામાં આવ્યાથી શું હાસેલ થાય!" મોહીરે પુછ્યું.

"તે મ્હારા કહેવા કરતાં, તે તબકકામાં આવીને તપાસજો! કેટલીક વાત એવી છે, કે આગમજથી જાણી, યા જણાવવાથી, તેની ભલી અસરો તુટી જાયે છે, માટે અમસ્થુ જાણવા કરતાં, તે માટેની કોશેશ કરતાં રહો!" હોમીએ કહયું.

"તમે કહો છો તે પ્રમાણે હું ચાલવાની કોશેશ કરતી રહેવશ, અને તે માટે મ્હારી જીંદગીની મોજ સમજીસ" મોહીર બોલી.

"તમે જેબી કાંઇ બોલો, તેવાં હઝાર સારા બોલ બોલવા કરતાં, એક રૂડા કામ ઉપર અમલ કરતાં શિખો! હઝારોને તમો સારી શિખામણથી ચલાવવા માંગોજ છો, પણ, રૂડા કામ કરવા કોઇ પછાત રહે છે, ત્યારે તે સારા શબ્દોની અસર પણ, બીજાને માટે શકમંદ થાય છે. માટે **જેવું વર્ણન, તેવું વર્તણ** રાખો" હોમીએ કહયું

"હવે હું એક બાબદ પુછવા માંગુછું, તે બાબદ ધર્મને લગતી છે" મોહીર બોલી.

"એકલા "ધર્મ"ને માટેની હોય, તો ઠીક છે; પણ જો કોઇના ધર્મ માટેની ખાસ બાબદ હોય, તો જુદી વાતછે" હોમીએ સમજાવ્યું.

"અને જો કોઇના ધર્મનીજ હોય, તો શું થયુ"? મોહીર બોલી.

"બનતા સુધી, કોઇના ધર્મની વાત ઉપર, વિવાદ કરવાથી દુરજ રહેવું સારૂં છે." હોમી બોલ્યો.

"કાંય!" મોહીરે પુછયું.

"કારણ કે ઘણીક વેળા, તે અગ્નિ ઉતપણ કરેછે, કાઇને કાઇ ધર્મના પાળનારને સામેના સ્વાલથી, કાઇ જુદોજ વિચાર આવી જાયછે, માટે એક બીજાના ધર્મ ઉપર, વિવેચન ન કરતાં, જેને જે સારૂ લાગે, તે પ્રમાણે અમલ કરે. દાખલા તરીકે, તમારો ધર્મ સ્વભોગ શિખવેછે, તે ખરેજ રૂંડો ગુણ છે, રૂડો પાઠ છે. અલબત દરેક તેમ કરી શકતા નથી પણ તે છે, એમ જાણવાથી કોઇપણ વખ્તે સારૂજ રૂપ થઇ આવેછે, તેમજ અમારા ધર્મમા પવિત્રતાઈ અને અષોઇના પાઠો આપવામાં આવ્યાછે, તેથી તન અને મન રૂડું કામ કરતાં શિખેછે, તેવા ગુણો, ક્રીસ્ચિયન હોવા છતા ના કાં કરે, અને પારસી હોવા છતાં, સ્વભોગ કાં ન અમલમાં મેળે?" હોમીએ જવાબ દીધો.

"ત્યારે ધર્મ એટલે શું?" મોહીરે પુછયું.

"કાર્ય, કામ, આપણી ચાલુ ફરજ, આપણી હર કામ સુધ્ધ વાસના

સુધ્ધ વચન, અને સુધ્ધ કામ કરવાની તરીકત રાખવી, એ ધર્મ!" હોમીએ જવાબ દીધો.

"ત્યારે એક ધર્મમાં પેદા થયલો જાન, બીજા ધર્મના પેદા કરેલા જીવને ખુશી કરે કે નહી?" મોહીરે પુછ્યું.

"તેવી ખુશી, આપવા લેવાના પ્રકાર ઉપર આધાર રાખેછે. તમે જો એમ કેહવા માંગતાં હોવ, કે બે જુદા ધર્મના જીવો, જીંદગીનું સુખ, યાને લગનનું જોડાણુ કાં ન ભોગવે? તો તેમા ઘણીક બાબદો સમાયલીછે?" હોમીએ ખુલાસો કર્યો.

"અને તે બાબદ! તેમ કરવામાં શું ખોટું છે?" મોહીરે પુછ્યું.

"રીવાજ! ખોટું તો કશુએ નથી. પણ જગત એટલાં મ્હાન દરજ્જા ઉપર આવ્યું નથી, કે રીવાજ અને રીતભાતોને બાજુએ મેળી દે, તેમ કરવામાં ખોટું જો ન ધારતાં હોય, તો તેઓ સાથે મળી જગતને એકાદ દાખલાથી દેખાડી આપે, કે તેઓ કેવાં સુખી છે, તો તે કાંઈ ચાલુ રીવાજ માટે આંકી શકાય નહી. હજી એવો જમાનો માલમ નથી કે આપણા બારણા બંધ કર્યા વિના, આપણે નિરાતે સુઇ શકયે. હજી એવો જમાનો આવ્યો નથી, કે આપણા માહેલા સઘળાં, જેઓ સુખ અને સુખાકારીમાં છે, તેઓ પોતાનું સઘળુ બીજાઓને આપી દઇ, આબદા ભોગવે. બે, જુદી કોમના બે જીવો પરસપર હેત રાખે અને સાથે થવા કોશેશ કરે, પણ નીભી ન શકે, કારણકે, તે પ્યાર, પ્યાર નહી, પણ ઘેલછાનો છે." હોમી બોલ્યો.

"ત્યારે પછી સ્વભોગ કયાં રહયો?" મોહીરે પુછ્યું.

"જો એક ધર્મની નારી, બીજા ધર્મના મરદને, પોતાના સુખને ખાતેર પેલા મરદને, સ્વભોગના બહાને મ્હાત કરવા ખુશી હોય, અને પેલો જો, સ્વભોગને સમજતો હોય, તો તે પણ તે નારીને કહી શકે, કે એક જીવ કરતા તેની કોમના હઝારો, લાખો જીવને ખુશી કરવાનો સ્વભોગ, વધારે ઉત્તમ ગણે, યાને પ્યાર છતા, પરણી ન જતા, પોતાની કોમ માટે સ્વભોગ લઇ નહી પરણે તોજ તે સાચો પ્યાર વધુ પ્રકાશ પામે" હોમી બોલ્યો.

"તમારા જવાબોથી હું હાલમાં સંતોષ થઈછું, તમારાથી હું ઘણું શિખીછું, અને શિખીશ પણ તેના બદલામાં હું ચાહી શકું, કે હું મી. હોમી તમોને વધુ ઉપયોગી થઇ શકુ" મોહીર એટલી નમ્ર અદાથી બોલી કે ત્રાહીતને ખરે આનંદજ થાય.

"તમોએ સંતોષ જાહેર કર્યો, એમાજ પહેલો પ્રથમ, અને વળી બહુજ મોટો ઉપયોગ આપે જાહેર કર્યો" હોમીએ જવાબમાં ખુલાશો કર્યો. પછી તેઓ બન્ને છુટાં પડયા અને મોહીર, હોમીની પીઠ પાછળ, શા કારણથી સ્તબ્ધપણે બોલી, તે કેહવાઇ શકાતું નથી. પણ જ્યારે તેણી ચાલી ગઈ, ત્યારે તેણીના મોઢા ઉપર, અજબ તેજ અને પ્રકાશ, માયા, અને રોશની ખિલી નિકળી હતી.




"ઓ પરમ કૃપાળુ બાપ, મ્હારી તું રક્ષા લે"! આ શબ્દો, મોહીરના મુખ માંહેથી નિકળી પડયા. કે જ્યારે તેણી, એક ઉંચી જગ્યા ઉપર, બેઠી, દુરનો બહાર નિહાળતી હતી. ઉપલા શબ્દો નિકળવાને થોડીક પળ ગઇ હશે કે, તેણીની આખ્યો માહેથી મોતી ખરતાં હતાં. ઓ જ્યારે ઇનસાનના દુખી હૃદય માહેથી આ નિર ખરતાં હતાં, જેને આપણે મોતીની ઉપમાં આપ્યે છીયે, ત્યારે મોતી, મ્હાસાગરની ટશેટીમાંથી નિકળે છે, તે પણ શું, મ્હાસાગરના શોક જનક રૂપના પ્રદાર્થ હશે? અને તેમજ જો હોય, તો, મસ મોટા મ્હાસાગરને, પણ કાઇ દુખનું કરણ હશે! જો તે મોતી, દુખના કારણ રૂપ હોય, તો પછી, તેને, માણુસજાત હાથ અને ગળામાં સિંગાર રૂપે નાખે છે, અને ઘણીક વેળા, તેવા મોતી પહેરવાં છતાં, અસુખી હોય છે, તો શું, સાગરનો આ કદાપી, થયેલો કરૂણારસીક સિંગાર, મનુષ્યને પણ લક્ષણરૂપ દુખ દેખાડનો હોય! હા પ્રિય વાચક! તેવા નિરમો રૂપતી, મોહીરના નેત્રો માહેથી

ટપકટાં હતાં. પણ તરતજ ત્યાંથી કાઇ સાદ પણ નિકળ્યો. " ઓ ભલા, ભોલા જીવ ! તું કયાંનો રહીશ, હું કયાનીબાળા ! મ્હારા મનના આ ચાળા ! વ્હાલા! વ્હાલા ! ઓ આ હું શું બોલી ? બોલી ! બોલી ! શું બોલી ? "વ્હાલા" બોલી. હા બોલી. બોલી તો શું થયું ! ખરેજ વહાલો. ઓ પ્રાણ પ્રિય, મ્હારી પહેલી અજમાયશમાં હું, ત્હારી ચાતુરી ચેતિ ગઇ. પણ તું વ્હાલાં નિર્દોષને શી ખબર છે, કે આ અધીરી મોહિર તું ઉપર મોહિત છે. તુંને શી ખબર છે, કે મ્હારા મનમાં કેવી ઉછલાગુ થઇ રહી છે. ના, હુ મ્હારી કોશેશથી પાછી હઠીશ નહી. તુંને મ્હારો કરવા, હું મ્હારા સઘળા ભલાકામોની મદદ લઇશ. ત્હારી ચાલોમાં, માહારે માટે "માયાનું મઠ" બનાવવા, હું રાત દીન કોશશ, કરીશ, ત્હારી પ્રીતિ જીતવા, હું ત્હારી અથાગ ખિદમત કરીશ. ત્હારો પ્રેમ મ્હારો પોતાનો કરવા, હું હઝારો સાચ્ચી ઝેનથી ભકિત કરી શકિત મેળવીશ. તું કયાંનું મોતી, અને કયાં પડયો ખોટી થાયછે. ખેર, ત્હારા ગમે એવા સંકટમાં, હું સુખની સીડી બનાવીશ, મ્હારા જીગરના મહોબતના મંદિરને ત્હારા સ્પર્ષથી હું મીઠા મધરસ ભાવથી મઘમઘતું રાખીશ. વ્હાલા, ત્હારી સાથમાં, મ્હારૂ વીર છે, ત્હારૂં કામ મ્હારી ધીર છે, ત્હારૂ પ્રિત મ્હારૂં સીર છે, એ સીવા મ્હારૂ તકદીર, અધીર છે. એક બાજુથી, મ્હારી સાચ્ચી પ્રિતથી, હું, ત્હારૂ ચિત્ત મેળવવાની જીત મેળવી શકે, એમ વિચારૂ છું ત્યારે બીજી બાજુએથી, રીવાજ અને સંસારી રાહા રીતીની અડચણોથી, મન બેચેન બનેછે. ઓ માહા બાપ ! ઓ કૃપાળુ કીરતાર, શું, એમ ન બને કે બે તલપતાં જીવડાઓ, ચાલું વેહવારૂ રીવાજ છોડી દે ? માહા બાપ ! તુંને સઘળા પિતા સમાન ગણેછે, છતાં ત્હારાજ પુત્રો, પુત્રીઓ, તુંને પુંજવાને જુદા જુદા સ્થાણે કાં ભમેછે ? વળી વંશથી ઉતરી આવતાં, પોતાના ધર્મનો જુસ્સો ધરાવતા, પોતાના માત પિતાને સબળ પ્રેમથી ચાહતાં છતાં, આજે મ્હારૂ મન, તન અને આત્મા, કાં એ જીવ ઉપર તલપ કરેછે? મ્હારા રીવાજો અટકાવતાં હોય-એમ મને કાં નથી લાગતું? ઓ બાપા! તું મ્હને સ્હાયતા આપ ! તું મ્હારા મનની મોરાદ પાર પાડજે! શું, આ શરીર, જીગર, અને જાન, કેવળ એમ

ના એમ રેહશે ? હા રેહશે! હામી માટેજ, તેઓ રેહશે, તે સદા, તે વહાલા ચહેરાનાંજ છે, અને તે સઘળા, મ્હારા મનમા ઉભરી આવેલા સાચ્ચા પ્યારના ખ્યાલ માટે, સદા તેનાજ રહેશે! મ્હારૂ મન તેમાં મળ્યુંછે, પછી હવે બદનને પરવા શી! મ્હારૂ ચિત્ત ત્યાં ચોંટી રહયુછે, પછી કાયદા, ઇનસાન જાતે ઘડેલાં રીવાજી કાયદા માટે, મહને બાધ શા માટે જોઇએ? હું જીતીશ, જીતીશ!" આ શબ્દો બોલતા તેણી થોભી ગઇ, કારણકે, તે શબ્દો, એટલાં તો જોરથી બોલી પડી, કે જાણે, તેવા નાદનો, ધીમેથી દોડતો અવાજ થઇ રહયો, અને તેનો ખ્યાલ કરતા, લગાર મોહીર, અધીરી પડી. કાંયા તેણી કાંઈ બોલેછે, "શું આ પડઘો, દુર ચાલ્યો જતો મ્હને કાઇ એવી સમજ આપેછે, કે મ્હારી આશા પણ હજી દુર હશે? અને ભલે તે દુર હોય તો, હું તે માટે ગમે એટલા વર્ષો યા સદીઓ સુધી થોભીશ. સદીઓ સુધી થોભીશ? એટલે શું? આ મ્હારા મુખમાથી કેમ નિકળી પડયું? શું હું સદીઓ સુધી જીવીશ?" આ બોલ પણ જોશભેર બોલાતા પાછા પડઘા લઇ દોડયા "જીવીશ! જીવીશ"! "હા ખરેજ હું સદીઓ સુધી જીવીશ" આટલું થતાં તેણી, કોઇ પાળ ઉપર માંથું નાખી થોડી વાર પડી રહી. આપણે કહીશું. "પ્રભુ, આ મોહીરને શાન્તિ આપો"!

પ્રિય વાચકો ત્યારે મોહીરનું આવું મન હતું. અને તે કેવું તરસવંતું હતું તે પણ આપણે સાંભળી લીધું. આ વિચારોથી આપણને જેમ નવાઇ લાગે તેમ અફસોસ પણ થાયછે. આ કોમળ બાનુના મનમાં આવા વિચારો ફરી વળ્યા, સાધારણ નજરે તેણી દુખને, સીર પર ખેંચી લેવા તૈયાર થઇછે એમ જાણ્યું, પણ તેણીના ભિત્તરમાં કેવી ઉઠળ પાઠળ થતી હશે! આપણને તક મળી, ત્યારે આ બાનુનું ભિતર, મન રૂપી ખ્યાલમાં વાંચ્યું. કદાપી આપણને સાંભળવાની અવકાશ મળીજ ન હતે, તો આપણે શું જાણતે? ખરેજ એવાં પણ જીવો, હઝારોની સંખ્યામાં ટવળતાં હશે. આપણે તેઓને પણ શાન્તિ ચાહીશું અને આગળ વધીશું.

બે જુદી જાતના જીવોમાં, આપણે, એકના મનની વાત જાણી છે, ત્યારે વિચારવાં જેવું છે, કે મોહીરમાં, જે હોંશ પ્રગટયો, હતો, તેનો મુળ રસ શો હશે! તેણીના ભિતરમાં પ્યારની પરસતીસ કેવી હશે? કોઈ માપ કરી શકશે નહી.




"કાળ" વહેતો ચાલ્યોછે. ઉપલી બીના બની રહી તેના ઉપર દિવસો, અઠવાડયા, અને મહીના, બલકે વરસો વિંટલાંટા જાયછે. તેટલા આપણે પાછા મોહન મહાલમાં ફરીશું. ત્યાંનો મામલો શાન્ત છે, નરગીશ, શહેરા અને જાલ શાન્ત સંપમાં વખત કાઢેછે. નરગીશ શહેરા સાથે વારંવાર દેખાયછે. જેઓ માટે કોઇને અદેખાઇ પણ આવે. હોમીના સંકટ પર થોડા વરસો વહી ગયા છે. તેટલાં એક દિવસ નીચલી વાતચીત નોંધાઇછે.

"જાંગુ! દિકરા જાંગુ! હવે શેહરાનું તો કાઇ મન વળતું નથી પણ તું તો કાંઈ વિચાર કર!" માતાજી કુંવરબાઈ જાંગુને પુછવાં બેઠાં.

"શું માતાજી! વિચાર શું! શાનો વિચાર!" જાંગુએ લગાર અજબ થઇ પુંછ્યું.

"પરણવાનો, લગનનો" માતા બોલી.

"લગન! કોણના લગન ?" જાંગુએ પુછ્યું.

"કોણના? વળી ત્હારા!" માતાએ કહ્યું.

"મ્હારા લગન! મ્હારા વ્હાલા ભાઇ હોમી ઉપર આ વધ્ન, ત્યારે હું લગનમાં શોભીશકે, માતાજી ?" જાંગુએ પુછ્યું.

"ત્યારે શું તું પરણશેજ નહી ?" માતાએ પુછ્યું.

"માતા! વ્હાલી માતા! એ કેમ બને? મ્હારો વ્હાલો વડીલ ભાઇ, હઝારો હોશ ઉમેદનો ભાઇ, જ્ઞાની અને ધીરજવંતો ભાઇ, જ્યારે લોખંડી કડીમાં, જકડાઈ પડયો, ત્યારે મ્હારે ગળે સોનેરી સાંકળ ? ઓ, એ વિચારજ, માયજી તમને કેમ સુઝયો? અને ઘડી ભર મેં તમો કહોછો, તેવો વિચાર પણ કર્યો તો તે એક ખુનીના ભાઇનો હાથ કોણ નાર ધરશે?" જાંગુએ પુછ્યું.

"ધરશે! ધરશે! તે પણ તૈયાર છે." માતાએ જવાબ દીધો.

"તૈયારછે? એવી તે કોણ બાનુંછે, જે તેણી જાણતી હોય, કે એક ભાઇ

ખુની થઇ, સજાને પાત્ર થયો, તેના ભાઈ સાથ પરણુવા નિકળે! અને જો જાણુવા છતાં, પરણુવા તેણી ખુશી હોય, તો તેણીના ગુણોનો મ્હારે શો તોલ કરવો? છતાં મ્હને રમુજ ને ખાતર કહો, માતાજી, કે, તે બાનુ કોણુ છે?" જાંગુએ પુછ્યું.

"નરગીશ"–માતાએ જવાબ દીધો.

"નરગીશ! નરગીશ! કોણુ નરગીશ!" જાંગુએ ધડકતી છાતીએ પુછ્યું.

"પેસુતનજી પટેલની આપણી નરગીશ" માતાએ જવાબ દીધો.

"ઓ મ્મમાં! મ્મમા! આ શું બોલોછો? ઓ ખુદા આ કેવો સિતમ! મ્હારા ભાઇ ઉપર, તે ભલી બાનુના બાપના ખુનનો "આરોપ," અને મ્હારો તેણીનો ભરથાર બનવાનો "રોપ," ખરેજ જગતનો "કોપ"જ કહેવાય! માતાજી! માતાજી! તમો મ્હારા માતાજી! આવો ખ્યાલજ કેમ કર્યો? ઘડીભર તે બાનુ મનમાં, એવાં પ્રસંગ માટે ચાહતી હોય, ઘડીભર મ્હારા મનની જવાળાં, મ્હારી રગે રગ અગ્નિ પાંથરતાં હોય, તોએ પણુ આ જીવ, મ્હારા વ્હાલા હોમી ખાતર કદી પણુ એ બાબદનો ખ્યાલ કરેજ નહી. માતાજી, કોઇને ખાતર નહી, તો મ્હારા ભલા, ભોલા, વ્હાલા હોમી ખાતર, કદીબી આ વાત કોઇ આગળ કાઢતાંજ નહિ, નરગીશની બાબદ કાઢતાંજ, મ્હારા વ્હાલો ભાઇ કયાં સુતો હશે! છતાં હું નરમ સુવાલ બીછાને? વ્હાલો ભાઈ શું ખાતો હશે– હું સેંકડો તર નવાલો વ્હાલા ભાઇની કેવી દશા, અને હું, તે ફેરવવા કશી પણુ તદબીર જાણુતા અંજાણુ! માતાજી! મ્હારૂ સઘળું સુખ, હોમી લઈ ગયો છે. ભુખ લાગે છે ત્યારે ખાઉ છું. પેટ અગ્નિ છોડતી નથી. વાચાને કામે લગાડવા બોલું છું. મનને ગમતું નથી. વાદવિવાદ સમજતા હશુંછુ, પણુ ભિતરના નિર્મળ, મળમળાતથી નથી હસતો, છતાં મારૂં સઘળું, મારા વહાલા ભાઈ હોમીમા ભર્યું છે" જાંગુ બોલ્યો.

"દિકરા! ત્હારા એવા વિચાર છોડી દે! બનવાનું તે ન બનવાનું નથી. અને હું ત્હારી માતા, તે મહારૂ કહયુ ન કરે!" માતાએ પીગલાવવા માડયું

"માતાજીનું કહયું, દિકરાંઓ દશ વાર હજાર વાર કરે, પણુ માતાજી,

આ સંજોગ જુદા છે. આ મુશીબત ન્યારી છે. બન્યું તે ન બન્યું નથી; તેમજ જે બનવાનું હશે, તે પણ કોઈ અટકાવી શકશે નહી. માટે પાક અહુરાએ, એવીજ ઇચ્છા રાખી હશે, કે હોમીના સંકટમાં માહરો આવોજ હાલ જાય!" જાગુએ ખુલાશો કર્યો.

"તું, મ્હારે ખાતર મનને વાળે, તો વળે. તેમ કોશશ નહી કરે, તો પછી એવોજ અવતાર ચાલ્યા કરે" માતા બોલી.

"મન વાળવાના ઘણા ઉપાયો છે ખરાં, પણ આમાં ઉપાયજ નથી કારણકે, મ્હારા દરેક વિચારમાં, વાણીમાં, કામમાં, મ્હારો હોમી પ્રથમ દીશેછે, તેનો મધુરો, ગાય જેવો નિર્દોષ શ્વાસ, મ્હારા સ્વાસને અડકેછે, અને તેનીજ, વ્હાલા હોમીનીજ યાદી મા, મ્હારા મરહુમ પિતા, મ્હને યાદ આવેછે, અને તેવનજ, જાણે નેક આંગલી દેખાડતાં હોય, તેમ મ્હને ચુપ બનાવવા, પોતાના અષો ચહેરાના હોઠ ઉપર આંગલી ધરી દેખાડેછે" જાંગુ બોલ્યો.

"ત્યારે મ્હારી ઉપર, મ્હારા દિકરા દિકરીઓનું, અસુખ, ચાલુ રહેશે? એ સંતાપથી, તું દિકરો મ્હને નહી છોડવે?" માતાએ ઉસકેરાઇ પુછ્યું.

"સબુરી સઘળું સુખ આપશે. અસુખને ધીરજથી ખમત્રાથી સુખની ગતિમાં ફેરવાયળું સુખ લાગશે. હોમી માટે તેના દુખના સમયમાં, આવો હાલ રાખવો સુખ છે. ધીરજની જરૂર છે, તેજ ધરી રાખો, મ્હારા વ્હાલા માતાજી!" જાંગુ આટલું બોલી ભીંજાયલી આંખો સાથ ત્યાંથી ચાલી ગયો.

"વ્હાલાની યાદ નથી, તો મનુષ્યનો ઢંગ શો?
રોશનીને કાળાશ નથી, તો પ્રકાશમાં રંગ શો?
પ્રેમીનો પ્રેમ નથી, તો પ્રીતે ઉમંગ શો?
પુજને હરી નહી તો જ્ઞાનીનો સંગ શો?" (હરમીસ)



# " માતા કુંવરબાઇનો કલપાંટ "

ત્યારે માતા કુંવરબાઇના મનમા ઢોલાતી વાત, આપણે ઉપર સાંભળી આવ્યાં. તેણીએ જે ગણત્રી કરી હતી, તેમાં તેણીને હાર મલી. કારણ તે માતા જાણતીજ હતી, કે તેણીના દિકરા જાંગુના મોઢાંમાંથી, એક વાર "ના" નો શબ્દ નિકળતો હતો, તે પાછો કદી "હા" માં, ફેરવાતો ન હતો. એવું જાણીનેજ તેણી મનમાં ખેદ લેવા લાગી, કે "રે તેણીએ કયાંનું કયાં કહયું"! નરગીસ પાસે પૈસા બહુજ હતાં, એ વાત માતા કુંવરબાઇ જાણતીજ હતી. અને સાથે નરગીશની રાંક તબીએત અને ઉત્તમ રૂપ હોવાથી, માતા કુંવરબાઇની પસંદગી રાસ્ત હતી, તેણીની એ ગણત્રી, ઘણોજ લાંબો વખતની હતી. પણ વચગાલે જે બનાવ બન્યો, તે માટે તેણી થોભી હતી. અને હોમીના વચ્ચેથી જવાથી, તેણીને વધુ આશા હતી. કારણકે કોઇ પણ વખતે સામાન્ય વિચારે એ લગન ગોઠવવા પહેલાં, તેણીને હોમી માટે બીક હતી, કે રખે, હોમી નરગીસને જીતી જાય. પણ ત્યારે હોમીનો નીકાલ થતો જોઇ લીધો, અને નરગીસ, તેમના બન્ને છોકરાંઓને સંગતથી વધુ ખુશી દેખાઇ, એટલે, માતા કુંવરબાઇની મનની ચરવાતી વાતે, પ્રગટ રૂપ લાધું, જે આપણે જોઇ વળ્યા. પણ સઘળી ગણત્રી કરી રાખવા છતાં, જાંગુએ દલીલ આપી હતી, તે માટે તેણી તઇયાર હતી નહી. શહેરાંના સુખનો સુર્ય, તો માતા કુંવરબાઇએ જોઇ લીધો હતો, કે ઢંકાયલો છે, અને વખતના આગળ વધવા સાથ, તે વાત થઇ પણ રહેશે. પણ જાંગુના મોઢામાંથી નરગીશને ન પરણવા સાથ, કદી પણ લગનનું સગન, હોમી ઉપર આવેલાં વધન માટે કરવુંજ નહી, એ સંતાપના શબ્દોએ માતા કુંવરબાઇને બેચેન બનાવી હતી. અને તેમ બેચેન થઇજ નહી, પણ કાઇ નવીજ ચિંતાથી ચકભમ થઈ જતી હોય, એમ દેખાતું હતું. તેણીનું મોઢું ઉતરી ગયું અને તે વખત પછી, તેણી વારેવારે કાઈ ધ્રુજરીથી ધ્રધરતી હતી. આપણે સાંભળ્યું

તેમ ખરેજ માતાને નાખુશી અને નાસીપાસી ઘણીજ મળી હતી, પણ તેથી એટલી હદ સુધી બેચેની થઈ આવે, કે શરીર પર તે માટે પિડાકારી અસર થાય? એ પણ લાગણીતુંજ પરિણામ કહેવાય. તેણીના બચ્ચાં તેણીની નઝરો સામે, કુંવારા પડી રહે, એ પણ ગુણવંત માતાને, સંતાપ આપે, એ બનવા જોગ છે. અફસોસ કરતી, માતા કુવરબાઇ, આરામ ખુરશીપર બેસી માંથું ચાંપતી હતી. આરામ ખુરશી, શુ ફક્ત નામની આરામ ખુરશી હતી, કે માતા કુવરબાઈને આરામ ન આપે! હા તેમજ હતું. આરામ, ખુરશીમાં હતોજ નહી, આરામ બહાર છેજ નહી. આરામ મેળવવો હોય, તો, તે સ્થલ એકલું ભિત્તર છે. ત્યાંથીજ આરામ મળશે. ખુરશીથી નહીં, વાડી બાગથી નહી, દ્રવ્યથી નથી, પણ મનની મોતેબરીથી, મનની સ્વચ્છ હિલચાલથી, હૈડુ શાન્ત રહેશે. ભલે પથ્થરની પથારી ઉપર હોય, રાજ મહાલમાં હોય, યા ઝુંપડીમાં હોવ! બેચન થયેલા માતા કુવરબાઇની નીરાશી શરૂ થયેલી આપણે જોઇ. પણ તેમની નીરાશીમાં આપણે કાંઇ કશુ કરી શકતા નથી, સરજતને હાથ વાત છે, તે ગમે તે કરશે. તેટલા, આપણી વાર્તાના બીજા નર નારીઓ, શું કરે છે, કયાં રોકાયાં છે, તે ઉપર નજર દોડાવીશું.

"વહાલી શહેર, આપણે જાણયે છીયે, કે ગોલાબ ઘણોજ સુંદર છે, તમામ સુંદર ખુબીઓથી ભરપુર છે. પણ એ ઊપરાંત એમાં કાઇ બીજી ખુબીઓ પણ છે કે! "નરગીશે શહેરાની કમરમાં હાથ દઇ લટાર મારતી ગતિમાં પુછયું.

"નરગીશ? નરગીશા ત્હારૂ નામ નરગીશ, જોકે, એક મનોહર ફૂલનુંજ તે નામ છે, છતાં, ત્હારા રૂડા, નેક, ખાલેશ, પવિત્ર ગુણોથી, તે નામ ઑાર કેવું મધુર લાગે છે" શહેરએ જવાબ દીધો.

"ના, બા! શહેર! તું વારે વારે, મ્હારી તારીફ કર ના!" નરગીશે નીચી નજરે ઠપકો આપ્યો.

"ના, વહાલી નરગીશ! હું કદી કોઇની તારીફ તેના મોઢાં ઉપર કરતી નથી, પણ ફૂલની ખાસીયતો દરસાવતાં મને ત્હારૂંજ મધુરૂં નામ, મુખ પર

લેતાં ભાન આવ્યું, પણ ખરી હકીકત હવે સાંભળ. જેમ ઘણું પુન્યવંત, પ્રમાણીક, સંતોષી અને રાંક મનુષ્ય આપણને પહેલી નજરે જોતાંજ તેના ગુણ તરફ આપણને આકર્ષિત કરતું હોય તેમ સઘળાં ફૂલોમાં ગુલાબ પણ આપણને પોતાની તરફ ખેંચે છે. તેની મનોહરતામાં મસ્ત કરે છે, તેના સુગંધના સ્વાસમાં સ્વચ્છ બનાવે છે, તેના મિઠાસના મધમાં આપણને ફેરવે છે. જેવાં એ મધુરાં ગુલાબના, પડ અને પડોનાં, રંગ બેરંગી અતી દિલપઝીર રંગ તરફ નજર નાખ્યે છીયે, ત્યારે આપણી આગળ, રસીલી પરીઓની, રસીલી રંગતની નરમ પાંખડીની વાત યાદ આપતો ભાસ હોય, તેમ દેખાય છે. જ્યારે આપણે તેની કળા પિછાણવા કોશેશ કર્યે છીયે, ત્યારે, બે વહાલાં જીવોને જોડતો, એક મિનોઇ દલાલ તરીકે ઠરે છે. જ્યારે બે જીવોને જોડી, તેઓની સંગત કોઇએ તોડી, જીવો ને દુખ કરે છે, ત્યારે, આ વ્હાલો ગુલાબ, તે છુટાં પડેલાં જીવોને છુપો પેગામ પુંગાડતો હોય, તેમ યાદ આવી સંતોષ આપે છે. જ્યારે એજ ગુલાબના સંગતમાં સાથે થઈ, એક જીવ બીજાને કદાપી તરછોડી, છોડી જાય છે, ત્યારે આજ ગુલાબ, તરછોડી જનારથી જેને દુખ થયું હોય, તેની પડોસમાં ખડો રહી, ધીરજ આપે છે, અને તે તરછોડી જનાર જીવ કરતાં, વધારે બળવંત જીવ તરફ, તેને ઘસડી લઇ જવા, યા રસ્તો દેખાડવા રાહાબર ભોમ્યો બને છે. ટુંકમાં મ્હારા મનથી, આ ગુલાબ, ગેતિ અને મિનોઇને યા લોક અને પરલોકને, યા, ઇનસાન અને ખુદાને જોડી દેનાર, મધુરી મહોબતની મનોહર સાંકળ છે," એમ શહેરાએ ખુલાશો કરી સંભળાવ્યું. અને વધું બોલી, જો સાંભળ. એક ગુલાબની તારીફ."

"તું એક ફૂલ હય-વ તેરા નામ ગુલાબ હય
કયા, એહી ગુલાબમેં-ભરા હય-ગુલ, ઔર-આબ હય ?
કયા, આબકો પાણી સમજું-યા, પાણી તેરા આબ હય ?
જીસ તરાહ સમજું-મગર "આબ"—તેરા "તાબ" હય !
સર જુંકા રહે હય-જહાં ફુલ આદાબસે
ન માલુમ, આદાબ કીસીકી-જો તુંમેં ન આદાબ હય !

**એક રોઝકી રોશની, બસ તેરી હયાં આમાદ હય**
**બાદ ઉસકે ફેર કહાં-કયા બીહીસ્તમે દામાદ હય ?**
**નાઝો અદા તેરી હય-યા હમારે આંખોમેં**
**કુછભી હો-મગર તેરે બીન-જી મેરા બરબાદ હય**
**ભુબાહી દેલ-છાતી ધરૂ-બીચમેં કાંટાં વાર હય**
**તુજકો ચુરાને જાય-વ્હો કુચભી સજાવાર હય.**
**કયા, તેરી કમાલ-પેંચમેં પેંચ મહાલ હય**
**માલુમ હોતાં હય-કે તું ઝીન્નતકા દલાલ હય**
**ફૂલમે તું ફૂલ હય-ગુલાબકા ગુલાબ !**
**સબક દેતેં હય અલ રહેમાન-મગર મયે હુ લાજવાબ" (હરમીસ)**

"વ્હાલી શહેરૂં, આ ત્હારી સુંદર સમજથી, મ્હારા શરીરના દરેકે દરેક ભાગોમાં આનંદનો શોહોર થઈ રહયો છે, જેથી મ્હને એવડો સંતોષ થાય છે. એક તો આવી રૂડી સમજથી હું માહીતગાર થઇ, બીજુ તો, મારા મનના ભુવન ઉપર આનંદી પ્રસાદનો નાદ લંબાયો છે. જો આગળ વધી કહુ઼ં તો જ્યારે હું નરગીશ છું ત્યારે, તું ગુલાબજ છે, ત્હારા પડોશથી તુંએ કહેલી સઘળી બીનાનો તુંજ મ્હારો ભોમ્યો છે, ત્હારી સંગાત, મ્હારી સંસારી સાંકળમાં ઘણીજ મુશતકીમ, મજબુત અને ઝળકતી કડી છે" એમ કહી શહેરૂના ગળામાં પોતાનું માંથું નમાવી દીધું અને મસ મોટા આશ્રું તપકતાં કીધાં.

શહેરાને, તેણીની વલેલી ગરદનને નીચાણથી હાથ વતી તેનો ચહેરો ઉઠાવવા જતાં, **આંખ** માહેથી ભિનાશ લાગ્યો, અને તેમ થતાં, શહેરા ચમકી. વ્હેલી વ્હેલી તેણીને બાથમાં પકડી, એક વૃધ્ધ મયાળું બ્હેન સમાન ચાંપવા લાગી. આ કામથી નરગીશની આંખોમાંથી હદ બહાર મેઘ વરસ્યો, અને તેમ છતાં, તે પછી, તેણીના હોઠ ઉપર ઘણીજ ધીમી રમુજી હસી પ્રગટ થઈ.

"વ્હાલી શેહરૂ ? તું સમજતી હશે, કે મહારી કાંઇ નબળાઇ હશે ! ના, તેમ નથી. ત્હારા ખુલાશા ઉપર ધ્યાન દઇ એક પળના મનન કરવાથી, મ્હને ત્હારા વિચારથી અજબ રંગ રાગનો ખ્યાલ કરવા જોગ મળ્યો. તેની એવી પિછાણુ

થવાથી મ્હારૂં દિલ ઉછળી રહ્યું, અને તે ખ્યાલનાં સુખમાં, મ્હારા દિલના ઉભરાયલા ભાગો, પાણીથી ગરકાવ થઇ ગયા; મ્હારા જી ગરની ગરમીથી પીગલી એધરૂપ તું એ જોયા " નરગીશે ખુલાશો કર્યો.

"ત્હારી આ સમજાવતથી હું સંતોષ જાહેર કરૂં છું, વ્હાલી નરગીશ " એમ બોલી શહેર, નરગીશ ગુપચુપ ફરવા લાગી, કારણકે શહેરાં ચેતી ગઈ, કે નરગીશના બાગમાં, ખરેખર, કાંઇ મીનોઇ લાગણી હસ્તી ધરાવતી હતી. અને તેના આંનદમય થયલા મગજને, તેમાં લીન થવા દઇ, નરગીશને કમ્મર માંહેથી પકડી ફરતી હતી. તેમજ હતું. નરગીસ ઉપલું બોલવા પછી, એવી ગુપ્ત ભાવિક ખ્યાલતમાં ફરતી હતી. જોકે, તેણી ફરતી હતી, કે શહેરાના શરીરના આધારે સહેલ કરતી હતી, એ વિચારવું મુશકેલ છે– આપણે પણ, પ્રીય વાંચક તેઓને સુખમય સ્થિતિમાં એકલા રહેવા દઇશું કે તેથી તેઓ પોતાના મનનની ગણગણમાં ચકચુર રહે ! "વ્હાલી શહેરા ! તું જે કવિતા બોલી ગઇ, તેને કેવી રીતે બોલવી, તે કાંઇ જણાવ્યું છે કે વારૂ ?" નરગીશે પુછ્યું.

" ના, ફક્ત, કોઇ પણ જાતના પ્રાસ વગરની તે લીટીઓ હતી, પણ એમ પુછવાનું કારણ શું ?" શહેરાંએ ખુલાશો માંગ્યો.

" એમ કહેછે, કે જે કવિતાઓ લખવામાં આવે, તે માટે ખાસ તેના બાંધવાના કાયદાની જરૂર છે "નરગીશે જવાબ દીધો.

" ખાસ કાયદાવાળી કવિતાઓ છે, પ્રાસ અને પીંગળ, ને આધારે લખવી, એ કવિતાઓ કહેવાય, પણ વગર પ્રાસ, અને પીંગળની કવિતા લખવી, એ એક ગેબી શક્તિમાં, આત્માને બેધડક ચલાવી લઈ જઈ, ત્યાંની રંગતનો, ગાન તાણ રૂપે ઉતારો કરવો, એ કવિતા લખવી દૈવી પ્રકૃતિ જેવું કહેવાય–જ્યારે તાલ અને પ્રાસ, અને પીંગળથી લખનાર કવિઓ કહેવાય, ત્યારે મનના તુરંગને આત્માના જુસ્સામાં તણાવી લઇ જનાર, તે મહાકવિઓ કહેવાય=માતાનો વિલાપ યા એક પ્રેમની, પ્રેમની જુદાઇની ઉછળાણ ચિતારવી, તે કાંઇ તાલ રૂપ હોય નહી, કારણકે, તે વેળાએ તેમની ગતિ, તાલમા રાખે, એ અસંભવીત વાત છે. જેબી કાંઇ લખ્યું હોય તેની મનોભાવના, તેની સજતા કેવી છે, તે જોવાની છે,

અને તેવી કવિતાના ભેદ જાણુવા, જો કોઇ ઉતાવલ કરે, તો ફક્ત બેસમજદારીમાં પોતાનું નામ નોધાંવે. એક તાલ અને સુરનો લખનાર, પ્રાસ અને પીંગળનો ધીમો રસ્તો લઈ, મનને તે પ્રમાણે ચલાવવે, તે તતકાલ બનતા બનાવોમાં કુશળ ન કહેવાય જ્યારે, એક મનના જોશભાવે લખતો કવિ, હમેશ, ગમે એની પણુ નોક તોડનાર હોય છે. કાયદાની કવિતા જ્યારે કાયદાના ભાવે સુડદાળ છે, ત્યારે, વગર પીંગલ અને પ્રાસની કવિતાઓ, આત્માને ઉંચ પ્રકારની મૌજ જમાડેછે—તે પોતાના આત્માના બળ ઉપર કવિતાની ઉંચ પ્રકૃતિનો નાદ રચેછે. જ્યારે પીંગલની કવિતાઓ, એક સાદી ખુબસુરતીને, જેમ અનેક જાતના વસ્ત્રોથી સજ કરી નમુનેદાર બનાવ્યે તેમ છે, ત્યારે, વગર પ્રાસ અને પીંગળની કવિતાઓ ગમે એવા ફાટા તુટાં કપડામાં સજ થયલી, પણુ ખુદરતી રચનાની મ્હાબલ સુંદરતાં ધરાવતી, એક રૂપવંત નારી સમાન છે" શહેરાંએ ખુલાસો કર્યો.

"ત્હારા ખુલાસાથી હું ખુશી છું" નરગીસ બોલી અને પાછી મનનમાં પડી. પણુ ના, તેમ હતું નહી, ત્યાં વાડીમાં, ભાઇ જાંગુ મુખપર કાંઇ સહેજ હસી સાથે ધસતો આવતો હતો.

"રખે કાઇ તમારા એકાંત ગ્રહમાં ખલલ કરતો હોઉ, વ્હાલી બહેન શહેરા! મહરબાન નરગેશબાનુ!" જાંગુએ ઓજર ખ્વાહીથી પુછ્યું.

"જરા પણુ નહી, સામું અમોને તમારાથી ચયેન પડશે, કહેછે કે, એકથી બે ભલા" નરગીસ બોલી.

"પણુ આપણે તો ત્રણુ છૈયે, એટલે ત્રણુમાં તો રણુ પડેછે." જાંગુ બોલ્યો.

"કદાપી તે કહેવત ખરી હોય, પણુ આપણે ત્રણુ જણા હોયા છતા, બે જાતિમાં કાઇ અંશે વહેચાયલા છીયે." નરગીશ બોલી.

"એટલે! હું સમજી શકતો નથી." જાંગુએ પુછ્યું

"એટલે એમ કે એકજ જાતના ત્રણુથી કાઇ રણુ પડતું હશે. એવા ખ્યાલ ઘણાબી હોય, પણુ આપણે, તેથીજ ઉલટુંજ સાબેત કરી દેખાડવું જોઇએ યાને ત્રણુના મેળાપમા રણુ નહી પણુ સુખચેન મેળવવું જોઇએ" નરગીશે જવાબ દીધો.

"તમારી ઇચ્છા રૂડી છે, અને ખરેજ આપણે ત્રણ જણા મધનજ રહીશુ, તેટલા, વ્હાલી બહેન શહેરા, હું કાંઇ ખબર મેલવી આવ્યો છું," જાંગુ બોલ્યો "તે વળી શું છે, વ્હાલા જાંગુ" શહેરાએ પુછયું.

"ત્હારી સાથ જે અદરાવવા આવ્યો હતો, તે મી. શયાવક્ષ લશકરી, આવતે અઠવાડીએ બાનુ જરબાનુ ડાકટર સાથ પરણવાનો છે. પણ જરબાનુ ડાકટરને ત્યાં, ઘણીજ ધમાલ છે, એમ મેં જાણ્યુ. જયારે શયાવક્ષ લશકરી ને ત્યાં બધુ ચુપ ચાપ છે." જાંગુ બોલ્યો.

"વ્હાલા જાંગુ, લગનનો સમય ચુપ ચાપ, અડવા ધમાલમાં પસાર થાય એ બધુંજ સરખું કહેવાય. લગન એક સગનવંતો પ્રસંગ છે, તેજ સંગતમાં સંસારી રંગતની સરૂઆત થાય છે અને તે સરૂઆત પછી, મધ્ય વખત પસાર થતાં, તેમજ આગળ જતાં જીદંગીનો વખત, કેમ પસાર થાય છે, તે ઉપર લગન, માટે મધન થવાનો આધાર છે, પણ લોકને મનસે એવી ખુશાલી, ફકત પ્રથમજ લાગે છે જયારે બીજે દિવસેથી કોણજાણે, પચાસથી સાહઠ ટકા જેટલા જોડાં પ્યાર વગરના ખોડાં બને છે ત્યારે પ્રથમ ધામધુમ શી કામની?" શહેરાએ પુછયું.

"બધાંજ તેવી વિચાર શક્તિના આવે, ત્યાં સુધી તો, વાહલી શહેરા, તેમજ ચાલશે, હાલ તો જે વાત સમજી તે ફકત તુંને મે જણાવી." જાંગુએ જવાબ દીધો "વારૂ જણાવ્યું તે સારૂજ કીધું. આપણે સાથે મળી ચાહીશું કે અહુરા, તેમનું ધારેલું સુખ મળે? અને સુખી થાય"? શહેરાએ દુવા ચાહી. "વ્હાલી શહેરા? તું ભલું ચાહે છે, તે તો સારીજ વાત છે, પણ જેઓ ઉપર આપણે આશિષ ઉતરવા માંગીશુ, તેઓના લાભમાં તે છે, કે નહી, તે આપણે તો જાણતા નથી" નરગીશે વચ્ચે બોલવું શરૂ કીધું.

"આપણે જાણ્યે, કે નહી જાણ્યે, છતાં આપણા મુખ માહેથી, જો કાંઇબી બોલવું થાય, તો, તેમા ભલોજ ભાસ, ખુબીનો શ્વાસ આપણે કહેતા જઇએ તો પણ સારૂંજ છે." શહેરાએ જવાબ દીધો.

"ત્હારી એ તકરાર બરહક છે, તેમજ જો ચાહવું છે, તો, ખરેજ અહુરા સઘળે સુખ આપે!" આ ઉપલા શબ્દો બોલતા નરગીશે પોતાની આંખ વિંચીને દુવા દીધી હતી. અને પછી ત્રણે જણ, એક યા બીજી વાતમાંથી ફારેગ થઇ છુટાં પડયા.




જ્યાં ત્યાં, "લશકરી-ડોકટર લગન"ની વાત ચાલી હતી. જરબાનુ ડોકટરને ત્યાં ખરેખર બહુજ ધમાલ મચી રહી હતી. આપણે, શયાવક્ષ લશકરી, તથા જરબાનું ડોકટરનો, અજબ સંજોગે, જોગ થયેલો, સાંભળી ગયા છીયે, અને ત્યાર પછી, આપણી યાદમાંથી, એઓનું કામ બાજું મેલ્યું હતું. પણ તે સદાબરૂ બાજુ મેળાય એમ નથી. જે વિચિત્ર રીતે, આ લગનનું સારું થયું અને શહેરાના પગળાથી જુદોજ સંબંધ સાંધવામાં આવ્યો હતો, તે લગનને લગતી બાબદ જાણવાની સર્વેને જીજ્ઞાસા હોય. વહેવારૂ રીતે, તુરતા તુરત, શહેરાની આહેશથી તેઓ, તેણીને ત્યાં અદરાઈ ચુક્યાં હતાં. પણ તેઓના માત પિતાએ આ ખુશાલીમા ફરી, ખુશાલી દિપાવી હતી, અને સગનના સાઠીયા પુરી ઘર શોભાવ્યા હતાં. જરબાનુના સગાં અને વ્હલાઓએ શહેરા ઉપર અનેક જાતના રૂડા શબ્દો લખી ઉપકાર માન્યો હતો. અને તે વાતને ઘણાક માસ વહી ગયા બલકે ગણત્રી મુજબ, વર્ષોની ગણત્રી પણ ચાલી હતી. યાને લગન કાંઇ તરતજ ન થયા. પણ શયાવક્ષ લશકરીની રોકાણો વધી હતી. અને ઘણો ભાગ, તે ગામ ફરતો હતે. તે ઘણોજ શાન્ત અને ખુશાલ લાગતો હતો. અને આગળ જે ઉતાવલો, અને અધીરો હતો, તેને બદલે ભલો, અને નરમ ખ્વાસ ધરાવતો થયો હતો. શહેરાના બાઈ હોમી ઉપર, જે વાદળ આવ્યું હતું, તેથી તે ઘણો ચિંતાતુર હતો, અને બાતેનમા ઘણો ભાગ લઈ, ઘણું કરી બેઠો હતો. પણ

હોમી માટે જે સેવટ આવ્યું હતું, તે માટે ઘણોજ ખેદમંદ થયો હતો, અને તેવોજ, થોડા વખત તે બહાર ગામ નિકળી ગયો હતો. શાહેરા ઉપર, તેણે કશો પણ પત્ર યા દિલાસો ન લખ્યો હતો, કારણકે તે જાણતો હતો, કે દિલાસો, જે સંજોગમાં, તે ત્યાંથી છુટો પડયો હતો, તેથી સામો ખોટી અસર દેખાડનારો થઇ પડતે. અને, ત્યાર પછી, તેને પોતાના લગન ન કરવા માટે, જરબાનુ ડોકટર, પોતાના માત પિતાને, પોતાના મનથી ઉપજાવેલું કારણ દરશાવતી હતી, તે એજ કે, શાહેરા માટે, કદાચ શ્યાવક્ષ, લગનની ખુશાલી દુર રાખતો હોય, યા, હોમી માટે, તે થોડા વખત વહી જવાની રાહા જોતો હોય. ગમે એ હોય, પણ શયાવક્ષે, લગન માટેની બહાલી આપી હતી. કારણકે, તે માટે, તેને ઘણોજ આગ્રહ થતો હતો. અને આખરે તે દિવસ, અઠવાડીયા ઉપર રહેલો હતો. શયાવક્ષે પોતાની તરફથી કોઇને, કાંઇ નોતરાં દીધાં ન હતાં, અને ઠેરવેલાં વખતે, હાજર રહેવા સીવાય, બીજુ કશું પણ તેને સોંપ્યું ન હતું. આ માટે, લોક તરેહવાર વાતો કરતાં હતાં, અને પરવારતાંઓને, જેમ લાગ આવડે, તેમ વધુ ઓછી, તૌર શોધી, પાછળ ગપાતા લગાવતાં હતાં. આ સંજોગની વાત કાંઈ છુપી રહી ન હતી, અને જે કાંઈ ઉપર તપકેનું લોક જાણતું હતું, તેમાં દરેક જણના ચાર પાંચ ટકા વધતા ઓછા થવાથી વાતનું વળી અજબ પ્રકારે બહોળું બન્યું હતું. પણ તે સાથે આપણને કામ નથી. ફકત એટલું ચાહીશું કે, એવા પરવારતાઓ લોકની વાતની જાતભાત જાણ્યા વગર તાણી તોડી, કાંઇ અજબ ભેલમ ભેલથી, ભેલી મુકે છે, તે કરતાં, કાંઈ બીજા રૂડા કામમાં વખત કાઢે ! પણ તેમ આપણું ચાહવું છે, પણ કરવાનું કામ, પારકાંઓનું છે. તેઓને તેમ કરવું સુજ પડશે કે, અને તે કયારે ! તે માટે આપણી તોલ કરવાની શકિત નથી. આજે તો કાંઇબી બોલવું જોઇએ, નહી તો સમજદારમાં કેમ ખપે ?

આખરે લગનનો દિવસ આવી પુગ્યો. દરેક રીતની ધુમધામ અમલમાં મુકવામાં આવી હતી, ને સઘળું તઇયાર હતું. રંગ અને રાગનો સહાજથી બહાર શરૂ હતો. સુર્યના આથમવા સાથ, વરરાજાને લગનનાં ગાંઠ, શેવટનાં યા

વહેવારના સાથની સાંકળમા સીકડવાનો પ્રસંગ આવ્યો. વર વહુને સામ સામા ઉભા રાખ્યા, પછી કાંઇ ક્રીયા કરવા સાથ, બેસાડી, વધુ જે કાંઇ પ્રસંગ પ્રમાણે રીવાજ પ્રમાણે થતું હતું, તે થયું. અને તાલી તાબડા સાથ, રાગડા ગવાયા. વાગાની તફસીલ અને નોંધ લેવાતાં, સહીસાખ સાથે જોડું સંધાયું. સઉની મુબારકબાદી મળી ચુકી. સલામતીઓ લેવાઇ, આખરે પ્રસંગ વધતો ધીમે ધીમે, રાત્રીની અધવચમાં, ઘસડાતો ચાલ્યો. જે આગમજ બહાર તથા અંદર, પર અને પહેરામણીની રીત અને સરસામનની ન ધારેલાઓ માહેથી પરપુછ ચાલી. ટુંકમા દરેક લગન પ્રસંગે, વાતચિત થાય છે, તે કરતાં વધુ ચરચા ચાલી, અને પ્રસંગને ન અનુસરતાં પણ વિચારો બેધડક પુછાતા હતાં, અને કશા પણ આધાર વગર બેધડક જવાબો પણ તરતજ અપાતા હતાં. એજ છે, કે, કેટલીવાર નજદીકના, કશું જાણુતા નથી, તે, બીજાઓ કેમ અને કેવી ઝડપથી જાણી શકતા હશે! અને તેબી વળી સંત સમાન આંખો વિંચીને અને મસ મોટી ડોકી ધુણાવીને ! હોય. એ તો જયાં રંગ ત્યાં ઢંગ, જયાં સંગ ત્યાં જંગ ચાલ્યું જવાનું. પણ એ બધાની વિગતવારના અહેવાલની આપણુને જરૂર નથી. આપણે તો, પરણેલું જોડું, કેવું સુખી થયું છે, તે જોવા અને જાણુવા ઉમંગ રાખીશું. આપણો રંગ એકજ છે અને તે એજ કે "સર્વે રૂડો સંગ રહો ?".

સઘળાંઓની ખુશાલી વચ્ચે, અને જરબાનું ડોકટર, અરે નહીરે, જરબાનું લશ્કરીની અતિ ખુશાલી વચ્ચે, વર વહુને એકલાં રવાના કરવામાં આવ્યાં. તેઓ ગાડીમાં પણ ચુપચુપ પોતાને મકાને ગયાં. આગમજથી, જરબાનુંની જુનની વિશ્વાસુ આયાને, સઘળું વગેસગે, કરવા મોકળી હતી. શ્યાવક્ષ આખ્ખે રસ્તે શાન્ત હતો, અને, જરબાનુંએ, તે શાન્તીને ગાડીમાં કશી ખલલ કીધી નહી. આખરે ગાડી થોભી અને ચકચુર શયાવક્ષને જરબાનુંએ હાથ વટી પકડતાં, તે જાગરૂત થયો હોય એમ લાગ્યું.

આરાસ્તા કરેલા એક મનોહર ઓરડામાં તેઓ દાખલ થયાં, અને તેમ થતાંજ, ખુશાલીમા ખીલી રહેલી જરબાનુએ, પોતાના પ્રેમી પતિ ઉપર પ્રેમનો વરસાદ

વરસાવી, તેને ખુશાલ બનાવવા, આગળ ધસી બાઠે પકડવા વિચાર્યું. પણ તેમ ત્યાં બન્યું નહી.

"બાનું ! જરબાનું ! જરા થોભો !" સ્યાવક્ષે તેણીને હાથ લાંબો કરી ધીરજથી અટકાવી કહ્યું.

"હું બાનુ ! હું જરબાનુ ! કે ત્હારી વ્હાલી જર !" જરબાનુ પાણીપાણી થતાં બોલી.

"તમારા મનથી ગમે એવા વિચાર કરો, જરબાનુ ! પણ આ હૃદયમાં તમો જેમ ચાહો છો, તેવાં સઘળાં ધપકારા સુકાઇ ગયા છે" સ્યાવક્ષે ખુલ્લાશો કીધો.

"શું તમો મને પરણી નથી લાવ્યા ? વ્હાલા સ્યાવક્ષ ?" તેણીએ પુછ્યું.

"લાવ્યો." સ્યાવક્ષે જવાબ દીધો.

"ત્યારે તેમ લાવતાં, આપેલા કોલ, અને બોલ !" જરબાનુએ પુછ્યું.

"પાળ્યો. અને તમોને તે પુરો પાળી દેખાડયો" સ્યાવક્ષે જવાબ દીધો.

"તે પાળવાની શરૂઆતમાં તો મ્હને તમોથી દુર રાખો છો, પછી મ્હારૂં જીવતર શું !" જરબાનુંએ રડતાં પુછ્યું.

"તમારૂં જીવતર, મ્હારી "**સાથ**" માંગતું હતું, તે **સાથ** તમોને મલી. તમારી જીદ, તમોએ પુરી કરી, તે જીદ તમોને મલી. તમો જ્યારે પાછળ બેસી સઘળું સાંભળતાં હતાં, ત્યારે તમોને વિચાર કરવાનો હતો, કે, તમોને મેં ચાહયાં, તે કરતાં વધુ અને આખર ટક ચાહવા લાયેક મૂર્તિએ, મ્હને મસ્ત કીધો; અને સવાલ જવાબો થયાં હતાં, કે "જરબાનુની લાગણીને દુખ થશે, તે કરતાં વધારે દુખ તેણીને, ત્યારે થતે, કે જ્યારે તેણી જાણતે, કે તેણી કરતાં, મ્હારો પ્યાર બીજા જીવ માટે સંગીન હતો." એ વાત, તમોએ સમજી, જાણી, છતાં તમોએ તમારી મરજી પ્રમાણે કામ સાંધવા, ઉપાય લીધો, તમો, તે ઉપાયનું ઉપયોગપણું જીત્યાં." સ્યાવક્ષે સમજાવ્યું.

"ત્યારે વહાલા સ્યાવક્ષ, તમોએ તમારી રાજી કાં બતલાવી ?" જરબાનુએ પુછ્યું.

" શહેરાના " જાન " ને હું ચાહતો હતો, અને તેણીના સઘળા બોલને માન આપવા મેં વચન આપ્યું હતું. ગોયા, તે મ્હારી દેવી હતી, અને જે ફરમાન, તેણીનું હતું, તે પાળવું મ્હારૂં માન હતું. તેણીએ તમો સાથ લગન કરવા મ્હને હુકમ કીધો. તે મેં માથે ચઢાવ્યો. મ્હારો આપેલો બોલ પાર પાડયો સ્યાવક્ષે સમજાવ્યું.

" તમારો બોલ પાર પડયો, વ્હાલા, કે મારો જાન બરબાદ, કરી ઠાર પાડયો ! " જરબાનુએ ગડગડતાં અવાજે ચાલુ રાખ્યું.

" જ્યારે, તમોને પુછવામાં આવ્યું કે " **તમારૂં સુખ શામાં સમજતાં હતાં,** " ત્યારે તમોએ જવાબ આપ્યો, કે " **મ્હારા મનના ઉમંગ પ્રમાણે, જે ધણીને મેળવવા માંગતી હતી, તે ખ્યાલના સુખમાં મ્હારૂં સુખ સમજતી હતી.** " ખરૂં કે બાનુ ! " સ્યાવક્ષ પુછ્યું.

" હા, તે સઘળું ખરૂં ! " તેણીએ જવાબ દીધો.

" ત્યારે તમો મને પરણ્યા છો, એ ખ્યાલથીજ સુખ લેવા તમોને કોણ ના કહે છે ! " સ્યાવક્ષે પુછ્યું.

" ઓ સ્યાવક્ષ ! વ્હાલા સ્યાવક્ષ ! મ્હારી પર રહેમ કરો ! " જરબાનું તદન દુખી થઇ બોલી.

" શાની રહેમ કરૂં ? મ્હને કહેશો ? " સ્યાવક્ષે પુછ્યું.

" તમારો પ્યાર ! તમારો પ્યાર આપો ! " જરબાનુએ જવાબ દીધો.

" પણ તે હયાં છેજ નહી, તે કયાંથી આપું ! મ્હારી લાગણી એ ખ્યાલમાં-થીજ હઠી ગઇ છે, તો હું શું કરૂં ! " સ્યાવક્ષે ખુલાશો કર્યો.

" ઓ આ કેવો સીતમ ! " જરબાનુએ નિસાસો નાખ્યો.

" એવી કીસમ જગમાં ઘણે ઠેકાણે ચાલુ છે, જેમનું દિલ ઉડી ગયું છે, છતાં નારીઓ ફોકટ, તેના હૃદયમાં પ્યારની જાગૃત કરવા કોશેશ કરે છે, અને નાહકની જીદે, બીજાને દુખી કરે છે. એ એવી લાગણી છે, કે જવાળાની અગ્નિથી પિગળશે નહી. એ એવી થંડક છે, કે, ગમે એવા તેજ આતશના ઢગથી ગરમ થશે નહી. " સ્યાવક્ષે સમજાવ્યું.

"ઓ વ્હાલા સ્યાવક્ષ ! તમો એમ ના બોલો, તમારામાં માયાનો મસ મોટો મ્હાસાગર છે" જરબાનુ બોલી.

"છે" ફરી ના બોલો ! જરબાનું ! હતો ફરી કહો !" સ્યાવક્ષે જવાબ દીધો.

"અને તે પાછો, વ્હાલા, ત્હારી એક વારની વ્હાલી ખાતર જાગૃત કર ! વ્હાલા સ્યાવક્ષ, મ્હારી જીંદગી, બરબાદ થાય, એવું ના ચાહ ! ત્હારા હાથમાં મહને, મુજ કુમારી અબલાને સુખ આપવાનું છે, એક પળની બી કોશેશ કર ! અને તે પળ પછી હું મહા બળે તે પળને હંમેશ નિભાવી રાખવા મહારી અથાગ મહેનત ચાલુ રાખીશ. તું એવો ધાટકી નથી ! સ્યાણો, દયાલો, મ્હારો સ્યાવક્ષ. આ સઘળું કાંઈ મહને સજાના ઢોંગ રૂપે કરી બતલાવે છે !" (આથી સ્યાવક્ષને હસું આવ્યું, તે ખરૂંજ માની તેણી ઉછલીને અંગપર ખુશી સાથ ધસી આવી) "હા એમજ છે," પણ નહી, સ્યાવક્ષે પાછો હાથ સામે ધર્યો છે.

"ભલી બાનુ, તીર કામઠાંમાંથી નિકળી ગયો છે. બેભાન હાલતથી સહાની જાગૃત થા ! અને સાંભળ કે મહારી, ત્હારી તરફથી લાગણી લોકના ધારવા પ્રમાણે લગનથી જોડાઈ છે, પણ એક બહેન સમાન કરતાં હું તો તુંને વધુ જોઇશ નહી." સ્યાવક્ષે ખોલાશો કર્યા.

"ઓ ખુદા ! આ શું થઇ ગયું !" જરબાનુએ અફસોસ કર્યો.

"બાનુ ! જરબાનુ ! સાંભળ ! મહારી મરજી લગનને લંબાવવાની એજ હતી, કે માહરૂં તેટલામાં મોત આવે" તેટલાંજ સ્યાવક્ષને પકડીને જરબાનુએ મોહું ચાંપી અટકાવ્યો, "નહી ! નહી ! એમ ના બોલ ! નહી, તું જીવ ! વ્હાલા સ્યાવક્ષ, તું જીવ ! તુંને જોઇને પણ હું દુરથી રાજી રહેવશ. ઓ વ્હાલા સ્યાવક્ષ, તુંને હું એમ જોઇને દુરથી સુખ મેળવશ, પણ મોતને ના માંગ !" એમ કહી સ્યાવક્ષને પાસામાંથી બહુ દાબ્યો, અને તેના કપાલે ચુમી લીધી, પણ તે કપાલ એક બરફના કકડા માફક થંડુંગાર હતું.

"અફસોસ બાનું ! મહારા થંડા જીગર સાથ ચેડાં કાઢવાથી ત્હારૂં કાંઇ

ચલવાનું નથી. પણ હું કહું છું તે સાંભળો ! મહને હમણાજ કઇ થાય છે. અને આગળ પણ એમજ થતું હતું, કે વખત પસાર કરવો, અને લગનને જેમ બને તેમ અટકાવવા, પણ તમારી હુજત આગળ કશું વળ્યું નહી. હાલમાં ફરી મ્હને છાતીમાં કાંઈ થાય છે. અને ઘરની બહાર, યા ઓરડાની અંદર, મહને કશું દેખાતુંજ નથી. પણ જે વખત જાય છે, તેમાં હું કાંઇ જુદાજ અવતારમાં હોઇશ એમ મહને લાગે છે. મહારી નબલાઇ, કહેતો હોઉં, કે, કાંઈ ખોદાઇ અવાજ કહેતો હોઉં, પણ મ્હને એમ લાગે છે, કે મ્હારા અમર્ગ સુખમાં આ ત્હારી તરફની જીદે, પણ આ સંસાર સમયમાં સુખ આપ્યું નથી, અને તું ત્હારો રસ્તો ભુલી છે, હું તને મળ્યો, પણ તે મલનાર હું ન હતો. આપણે બન્ને ભુલમાં પડયા પણ તે ભુલ મેં જોઇ સુધારવા માંગી, હું ત્હારાથી છુટો થવા માંગતો હતો, કારણ કે મ્હારી મતા, શહેરા હતી. મહારા ભુવનપર ભુવન ફરશે, પણ, ત્યારેજ જીવ શાન્ત થશે, કે શહેરાં મ્હારી છે. હું નથી ધારતો કે મ્હારે વધુ વખત હયાં જીવવાનું થશે (તેટલાં સ્યાવક્ષ સીધ્ધો ટટાર થયો, તેના ઉપર અજબ પ્રકાશ જરબાનુંએ દીઠો, અને એક પવિત્ર પાક જીવ ઉભો હોય, એમ સ્યાવક્ષ દેખાયો. જરબાનું સીધ્ધી ટટાર ચુપ ઉભી. સ્યાવક્ષ સીધ્ધી નજરે કાંઇ જોતો હોય, એમ આંગલી ટાંકતો, જરબાનુને કાંઇ કહેતો દેખાયો " જો ! ભલા જીવ ! જો ! જો ! સામે કોણ છે જો ! અને પોતાની પાસે બોલાવે છે. તે મ્હને પ્રાર્થના કરવા સમજાવે છે, તો તે પ્રાર્થનામાં આ ભલી બ્હેન સમાન જીવ, મહને સ્હાય થા ! **ભજો ! ઓ નર અને નારીઓ ! ભજો ! ઓ રંક અને રાય ! ભજો ! ઓ દુખી અને સુખીઓ ! કે સર્વ વસ્તાં જીવડાઓને, સંસાર સુખ ભોગવવા તેઓના ખરાં સાચ્ચા, સાથીઓ મળે ! ભજો ! ઓ વહેવારૂ જ્ઞાનીઓ, કે તકલીફી જોડાન નષ્ટ થાય અને સદા સદા, સદાકાળ પમરતી ગતિમાં છેક સુધી રહેવા જેવા જીવોના જોડાન થાય ! ભાંગો તે રીવાજોને, કે જેમાં બે જીવો નાહકની સાંકળમાં સંડોવાઇ, જકડાઇ, કળ પર કળ ખાઇ, અફસોસના સોસારા મારતા રીબે છે.**

ટાળો તે દુખને કે લગનથી જોડવામાં આવેલા જીવો, એકએકથી અભાવ, રાખી કદી સાથે મળતા નથી, અટકો, ઓ વહીલો કે જેઓ પૈસાને આગળ ધરી, બાજે વખતે, પોતાની મતલબના લગન સાંધી બચ્ચાઓનો નાશ કરે છે! ચેતો, કે સંસારના બહારના સુખી દેખાતા ઓઠાની તળે, કેવા દુખના ડુંગરમાં દબાતાં પડયાં છે! ભજો, ઓ અહુર પિતાને અરજ કરો, કે તેવા દુખીઓ વધુ વાર સબડતા અટકે, બંદગી કરો, તે બારેહકતાલાની, તેવા દુખોમાં જાણી બુજીને ગબડતાં સૌ અટકે!" આટલું બોલતા સ્યાવક્ષ થાકી ગયો હોય, તેમ થોભ્યો, તેને ધીરજ આવવા જેવી જરબાનુ આગળ ધસતી હતી, કે તરતજ તે પાછો જાગૃત થતો હોય, તેમ તેણીને પોતાના આગળથી દુર દુર જવા, ફગલીને કહેતો હતો.

"વ્હાલા! વ્હાલા સ્યાવક્ષ! મ્હારી કંગાળ ભુલ થઇ, મહને માફ કર! તું ધીરજથી મ્હને સાંભળ! હું તું જે કહેશે તેમ અમલ કરવા તૈયાર છું. બસ કાંઇ નહી તો, ત્હારી તાબેદારી કરવાજ મ્હને ત્હારી આસપાસ ફરવા દે!" જરબાનુએ ફગલીને કહયું.

"નહી બને! જરબાનુ! નહી બને! ત્હારી સંગત સાથે મ્હને કામ છેજ નહી, ગ્હારાથી ત્હારા માટે કશું બનશેજ નહી. "ઓ! ઓ! મ્હારી છાતીમાં શું થાયચ, ઓ! ઓ!" એમ બોલતાં તે પડતો હતો, એમ દેખાતાં જરબાનુ વિજળી ઝડપે, ધસીને પકડવા ગઈ, પણ તેજ સમયે એક નાજુક ટીપાઇ ઉપર, એક લેમ્પ, તમામ તેલ ભરીને સલગાવેલો, એકદમ ટેબલ સાથ ઉઠલાઇ ગયો, અને કાચનો હોવાથી, ફાટો, તેજ સમયે જોવા જેવું થઇ ગયું, તેલ દીલ પર ઉછલતાં, ન વર્ણવી લખાય, એવી રીતે, જર અને સ્યાવક્ષ સલગી ઉઠયાં, ગભરાયલી આયા જે આ જોડા આગમજ ઓરડામાં ઠીકઠાક કરતી હતી, તે ગભરાયલી હવે દોડી આવી અને બુમ કરી, મદદ માંગે તેટલા કોઇ આવે, તે આગમજ ઘણીજ દુખી રીતે તેઓ બળી ગયાં હતાં, મદદ આવી લાગી જરબાનુ તો બેભાન થઈ હતી, એટલે તેણીની

પ્રથમ ઝલણા કેવી થતી હશે તે જણાયું ન્હી, પણ સ્યાવક્ષ જે ઘણો દાઝ્યો હતો, તે અજબ શાન્ત પડયો હતો. સારવાર કરવાની કશી કચાસ હતી નહી ઉપાય લેવાય તેવી દરેક સગવડ અમલમાં મુકવામાં આવી, પણ જમની ફેરી ઘેર ઉપર ફરી હતી, આ સૌના મનથી સુખી થયેલાં, દેખાયલાં જોડાંના આ હાલ અને તેબી વળી લગનના વાગા અંગ ઉપર હોવા સાથેજ! ઉપાય લેવાતાં, જરખાનુંનો ટલવાટ કલ્પી શકાયો નહી, પણ સ્યાવક્ષનું મન અને ચિત્ત દુખ કરતાં, કાંઈ અજબ ખ્યાલમાં રોકાઈ રહેલું લાગતું હતું કારણકે તેને પુછવામાં આવતું, ત્યારે ભલતાંજ જવાબો પણ ટુંકમાં મળતા હતા આખરે તાસવીશનો વખત સુરૂ થયો અને જરખાનુ લગનનુ જોડાણ મેળવી, તેજ રાત્રે સગનમાં વધ્ન જોઈ, અહુરાની દરબારે જવા સ્વાર થઈ ચાલતી થઈ. તેણીની તાસવીશ તેણીના પ્રાણના, દેહથી છુટવા સાથ ગઈ! ગઈ તેણી પોતાના ખોખાં ને બાજુમાં નાખી પોતાના જાન સાથ કીરતારની દરગાહ તરફ ગઈ. મરતા તેણીની ચશમો પોતાના જીગરના વહાલા ખાવીંદ તરફ હતી, અને ધીરજવંત આંખે ડોળા ફેરવી જોતી હોય, તેમ અસારત કરી હસતી જબાને મોઢુ બંધ કરી આ જગતથી ઉઠાવ કરી ગઇ. તેણીએ જ્યારે, પોતે સ્વાસ છોડયો તેની થોડીજ સમય ગુજરી, કે સ્યાવક્ષની અગ્નિ વધી, અને તાસવીશ કરતી હાલતમાં તે કાંઈ માંગતો હોય તેમ દેખાયુ, ધીરજથી કોઇએ પુછ્યુ તો જવાબમા શહેરાને મળવા ચાહુંછું, એવાં ભાંગા તુટાં બોલો સંભળાયા. આ મરનારની છેલ્લી વાસના હતી, અને ઝટ કોઈ દોડયું કે શહેરાને ખબર પુગાડે. તે દોડનાર જાલ હતો. જાલ ધસ્યો, અને શહેરાને પળકારામાં સમજાવી દઈ તેણીને સાથે તેડી પાછો આવ્યો.

શહેરા શાન્ત હતી, ધીરજવંત હતી, ઉંચી મદારમા નરમાસથી ત્યાં આવી પુગી, સઘળાં ત્યાંથી ખસી ગયા અને ગુણી સુંદરી શહેરા, જ્યાં તેણી જતી, ત્યાં અજબ મયાલુ રીતભાત, અને અજબ શાન્તિ પાંથરતી હતી. શયાવક્ષનાં બિછાનાં આગળ ગઇ,

"કેમ સ્યાવક્ષા!" સ્યાવક્ષનું નામ બોલતાં સાથ તથા તેનાં ચેહરા પર નઝર કરવા સાથ તેણી માત્ર એકજ પળ ચમકી, પણ તંતજ સાવધ રહી.

"કાઓઓણુ શહેરાં!" લઠડતી હાલતે શયાવક્ષ બોલ્યો.

"હા! તમારા બોલાવવા પ્રમાણે હું આવી છું, તમારે કાંઇ કહેવું છે?" શહેરાંએ પુછયું.

"કાંઇ નહીં! ફકત આ ગેતિ ઉપરની મ્હારી છેલ્લી પછાડમાં, તમારો ચહેરો જોઇ તમારા આશિષ, લેવા ધાર્યું" શયાવક્ષે ઘણી મુશકેલીમાં કહયું.

"હું તે કીરતાર પાસે, તમો સમક્ષ દુવા ચાહુ છું કે, તમારા જીગરમાં જે ખલખલાત હોય, તે નિકળી જાય, અને તમારો જાન શાન્ત થાય" શહેરાંએ દુવા ચાહી.

"તમોએ લીધેલી તકલીફ અને ચાહેલી દુવા માટે, તે અહુરાનો ઉપકાર માનું છું; અને તમો સુખી રહો, એ દુવા હું મેલી જાઉ છું. શહેરાં તમારો હાથ આપો!" જે આપતાં, તે, હાથને બન્ને હાથમાં ચાંપી, પોતાના માથા ઉપર મુકયો. "હા, હવેજ મ્હને સઘળું શાન્ત, શાન્ત થતું માલમ પડે છે સુઉઉઉખી રહે, શેહેહેહેરાં! તમોને મ્હારો આખેએઓરશ સઅઅલામ!" એમ કહેતાંજ શયાવક્ષે પ્રાણ મેળ્યો. ।મનોઇ જેહાનનો રસ્તો લીધો છે.

આ મરણો પર, કાયદા પુર્વક જુરી ભરાઇ છે, પણ તેને તે કામ બજાવતાં વખત લાગ્યો નથી, અને અકસ્માતીક બનાવ બનવાથી મરણો નિપજ્યાં, એવો મત પડયો હતો. પણ ઉપર જે બનાવ આપણે વર્ણવી ગયા, તે સઘળી, હકીકત, વફાદાર આયા, જેણી અંદર હતી, અને કફોડા સંજોગ સાથે, ઓરડાની અંદરજ સપડાયલી હતી, તેણીએ સઘળી વાત સાંભળી હતી, તે, સઘળી હકીકત, તેણીએ રડતી આંખે જરબાનુની માતા તથા સગાંઓને કહી.

અત્યંત ગંભીર બનાવ, અને ન ખમી શકાય, એવો દેખાવ બન્ને જીવોને, અવલ મંજલ પુગાડવા વખતનો હતો. સાથેજ આ જીવો ને લઇ જવામાં આવ્યાં, અને સાથેજ ક્રિયા કામ થયલો ગંભીર બનાવ જોનારની છાતી, ધડક ધડક કરનારો હતો. તકલીદી ઝંઝીરમાંથી નિકળી તેઓ કયાં ચાલતાં થયાં હતાં, તે કોણ જાણે, પણ તેઓ આ જેહાનથી અસમાન ઉડાવી ગયાં હતાં, એટલુંજ માત્ર આપણે જાણ્યે છીયે.

ઉપલો ભેગો કીધેલો હેવાલ, આપણે "લોકપ્રીત" છાપા માહેથી મેળવ્યો હતો, અને સહાબરો આપણે, આપણા શબ્દોમાં વાર્તાના વગામાં જાહેર કર્યો છે. આ છાપો, "લોકપ્રીત" નામ ધારણ કરી, ખરેજ "લોકપ્રીત"નુંજ કામ કરતો હતો. કાંઇ પણ વાતની ભિતરમાં ઉતરવા વગર, પોતાની કોલમ ભરતો ન હતો. બરોબર તોલ કરી, વાતનું સત્યથી મેળ કરી તે છાપતો હતો. તે કોઇને કંઇબી બોલવા માંગતો હોય, તો ઉંચભાવથી, ઉંચબાણી, દોષને, સારી રીતે ટાંકી, કાંઇપણ સીધું યા આડકતરી રીતે હિણું લગાડવા, છાપાનો ભાગ ભરતો ન હતો. તે છાપો ગમે એવા બાતમીદારો ઉપર, એકદમ વિશ્વાસનો આધાર બાંધતો ન હતો. તે છાપો અંગત લાભ માટે, રંગત ન કરતો હતો. તે છાપાના વડીલો, દરેક બાબદ ઉપર, બરોબર તોલ કરી, હર વાતને ઇનસાફ આપવામાં, પોતાનો રૂડો અવાજ વાપડતા હતા. તે છાપા ઉપરથી તુરતજ માલમ પડતું હતું, કે તે અહુરામઝદાનો ડર રાખી વર્તણુ કરતો હતો. તે છાપો દરેક ધર્મની મોતેબરી જાળવતો હતો. રાજ અને રેયતનાં મતથી વધુ તપાસ કરી પછી વધુ બાબદ પ્રગટ કરવા, ઘણોજ અગત્યનો ભાગ ભજવતો હતો. ત્યાંથી વિગતવાર અહેવાલ મલ્યો હતો, અને આપણે તે જાણ્યો.——




ઉપલી બીના ઉપર ચાર દિવસની ચર્ચા ચાલી રહી. અને થોડાક કલાકો, યા થોડા દિવસો સુધી આસેપાસે એ બાબત ઉપર નુકતેચીની ચાલી રહી. એજ વખતે, શહેરાં પોતાના એકાંતવાસમાં બેઠી, માંથુ નિચે નાખી, આ, વખતે વખતે આવતાં, દુખો ઉપર મનન કરતી હતી! સ્વાવલો, અ જર-બાનુના સંબંધ સાથનો દુખી સેરડ આવ્યો, જે સૌએ દીઠો, અને માહેનો કાંઇ થેડો ભેદી ભાગનો, લાગ જોવો. પણ તેણીનાં મનથી, એમાં ખરેખર

કેડલું શિખવાનું, જાણવાનું, અને મનન કરવાનું હતું, તે પોતેજ જાણી શક્તિ હતી. પોતાના સ્વપ્ન રૂપ ચિતાર સાથે, આબેહુબ, હયાં, જે દેખાવો થયાં હતાં, તે કાંઈ ઘણા જુદા પ્રકારના ન હતાં. જોકે તેણીની શક્તિ અને બુદ્ધિ પ્રમાણે તેણી તોલ કરી બેઠી, પણ નિસાસો નાખી કાંઇ બોલી "હા મ્હારો વ્હાલો ભાઇ હોમી, જ્યારે આ સઘળી બીના બરોબર સમજે, તો ખચ્ચિતજ કાંઈ ભેદ સમજાવે, પણ તેજ બિચારો હમણા શું કરતો હશે?"

એટલામાં ત્યાં નરગીશ આવી લાગી, અને બોલી "શહેરા, ખરેજ ઘણો કમનસીબ બનાવ બન્યો. જયારે આપણે બીજાઓ ઉપર, એવો સિતમ બનતાં જોઇએ છીયે, ત્યારે આપણી પોતાની ઉપર પડેલી બીના, ઘણી અગત ધરાવનારી દેખાતી નથી."

"એમ છે ખરૂં, તેમ જોવ.થી અને સાંભળવવાથી, આપણી છાતી કાંઇ અનુભવ લેતી, સંગીન થતી જાય છે. પણ એ બધી બાબદનું મુળ તપાસતાં, આપણને માહેથી કાંઇ ઉપયોગીપણું સોધવું જોઇએ." શહેરાં બોલી.

"તે કેવી રીતે, શહેરાં!" નરગીશે પુછ્યું.

"તે એજ કે લોકને, સમજ આપવી જોઇએ. ઘણી વેળા, બને છે, કે નહી સમજ પડવાથી, ઘણી કફોડી ભુલો, અને સંકટો આવે છે. મા બાપને, પણ તેવી સમજ હોતી નથી, અને ઘણીક વેળા બચ્ચાંઓ પણ ઉછાછલાંજ બને છે. તેઓની નાની વયે, જે તેઓ જુવે છે, તેમાંજ બધું ખરૂં સમજે છે. તે માટે, તે નાના ઉધરતાં બાળકોનેજ, સંસારી રીતભાત, અને ગુણોથી કેળવવા જોઇએ. ઘણી વેળા, તેઓનાં ચાલાક મન, એવાં બીન અનુભવી શિક્ષકો સામે, આવી પડે છે, કે તેઓનાં વિચાર, કયાંના કયાં, નિકળી જાયે છે." શહેરાંએ જવાબ દાધો. "ત્યારે શું એમ કહે છે, શેહરાં કે, શિક્ષકોની ખોટ છે?" નરગીશે પુછ્યું.

"શિક્ષકોની ખુંટ હેજ નહી, પણ જે રીતે શિક્ષણ આપવું જોઇએ, તેવા શિક્ષણ આપનારા, એવા થોડા પગાર માટે બહાર નહીજ પડે. ભણાવવું, જુદી બાબદ છે, જેમાં ગ્નાનનો ભંડાર એકઠો કરવા, યા કરાવવામાં આવે છે,

પણ મનને, કેળવવું, યાને દરેક બાબદમાં ભિત્તરને સુધારતું ગ્નાન આપવું, એ તદનેજ જુદી બાબદ છે. પારકાંઓ તરફ કેવી રીતે વર્તવું, તેઓ સાથે, કેવી ધીરજ રાખવી, એ ગુણ માટે ટુંક કમાઇના, ટુંક ગ્નાનના શિક્ષકોથી આશા રાખવી ફોકટ છે. તેઓને પ્રથમ કેળવવા જોઇએ, અને તેને માટેજ હું કાંઇ વિચાર કરતી હતી," શાહેરાં બોલી.

"શો વિચાર કરતી હતી શાહેરાં!" નરગીશે પુછ્યું.

"એક ખાનગી કલાસ સ્થાપવો, અને ત્યાં થોડાંક, પણ ઉમંગી જીવોને તાલીમ આપવી" શાહેરાંએ જવાબ દીધો.

"શાહેરાં! એ કામથી, ત્હારી દેહ તુટી જશે" નરગીશે વિણવી. "ઉપયોગીપણાને લીધે, તે નિરોગી અને આનંદી બનશે," શાહેરાંએ જવાબ દીધો. "લોક ત્હારી અદેખાઇ કરશે, તે માહેથી, ત્હારી પાછળ ઘણું બોલાશે, કારણ કે તેમ કરવાથી બીજાની રોટલી છિનવાશે," નરગીશે સમજાવ્યું.

"એકાદ બેના વિચારો માટે, આપણે ડર રાખવો નહી જોઇએ, હોય લોક, કયારે નથી બોલતું! દરેક બાજુએ, કોઇ ને કોઇ હોયજ. આપણે કેવી લાગણી અને હેતુથી, તે કામ કરીએ છીયે, તેજ તપાસવાનું છે." શાહેરાં બોલી.

"ખચિત ત્હારી ભલી નેમ પાર પાડવામાં, મ્હને બેહદ ખુશાલી ઉપજશે નરગીશ બોલી. "અને તેમાં હું ત્હારી તાબેદાર થઈ, સ્હાયતા આપવા તૈયાર છું."

"વ્હાલી નરગીશ, તુ પહેલા બોલી, તે માટે માહરે કાંઇ કહેવું નથી, પણ પાછળ બોલી, તે માટે હું ઘણીજ ખુશી છું. કારણકે મ્હારા કામના મંડાનમાં બીનસ્વાર્થી મદદ આપવા, તુંએ જે સગન કર્યા, તે માટે હું ઘણીજ ઉપકારી થઇશ. મ્હને બીનસ્વાર્થી કામ કરનારાઓ જોઇએ છે, એટલે બસ." શાહેરાંએ ખુશાલી દેખાડી.

"પણ, ત્હારૂં શિક્ષણ લેવા કેટલા તયાર થશે, શાહેરા!" નરગીશે પુછ્યું

"જે શિક્ષકોને મરજી પડશે તે આવશે, મ્હારે, તેઓને જુદીજ જાતનું શિક્ષણ દેવું છે. જેમ કરવાથી મ્હારી નેમ, તેઓને સ્હાયકારી પણ કરવાની છે." શાહેરાએ કહયું.

"તેમ કેમ કરી શકશે ?" નરગીશે પુછ્યુ.

"જ્યારે આપણે, આપણી મરજી માફક, તેઓને તૈયાર કરવા વિચાર રાખ્યે, ત્યારે, આપણુને એમ ખ્યાલ રાખવો જોઇએ, કે જે વખત તેઓ આપણા શિક્ષણ પાછળ રોકી દે, તેના બદલામાં તેઓને કાંઈ, તે વખતનું, લવાજમ યાને ઓનરરી સ્કોલરશીપ આપવી જોઇએ ?" શહેરાએ જવાબ દીધો.

"તે કેમ આપશે, ક્યાંથી આવશે ?" નરગીશે પુછ્યું.

"આપણી કોમમાં ઘણાં હેતવંતાં કદરસનાસો છે, જેઓ હમેશ કોમની ધાર્મીક લાગણી માટે ઝેન ધરાવે છે તેઓને આપણા કામમાં સામેલ કરીશું." શહેરાએ કહ્યું.

"તેઓના નામ કાંઈ લખ્યાંછ કે !" નરગીશે પુછ્યું.

"હા, લખ્યાં છે. પહેલુ નામ મ્હારી બ્હાલી નરગીશનું છે" શહેરાએ જવાબ દીધો.

"તુંએ, મ્હારૂ નામ લખ્યું, તે માટે જેટલો આભાર માનું તે કરતાં વધારે આભાર તુંએ, તે પ્રથમમાં યાદ લીધુ, તે માટે હું ઘણીજ ખુશી છુ; તું જેવી ભલી, સાલેસ શહેરાના મનમાં હુ હમેશ યાદ છું એ ખરેજ મ્હારો ભાગ્ય છે" નરગીશ બોલી.

"બ્હાલાઓના નામ સદાકાળ જબાન ઉપરજ રહે છે" શહેરાએ સમજાવ્યું.

"પણ જેમ તુંએ મદદ કરનારાંઓનાં નામની ટીપ તૈયાર કરી છે, તેમ કામ માટેનો ખરડો તૈયાર કર્યો હશે ? તેમજ તે કામપર ધ્યાન આપનારાં બાનુઓ પણ તું જાણુતી હશે ?" નરગીશે પુછ્યું.

"પ્રથમ તો મ્હારી પડોશન સહી બાનુ જરબાનુ ખજુરીવા, જે ઘણો લાંબો વખત થયા બહારગામ ગયેલી હતી, તે હાલમાં પાછી ફરી છે, તે કાલ સાંજે મહને મળી ગઇ, અને મ્હારી ઉપર, તેમજ આસપાસના સંજોગો ઉપર વિંટેલી વાતથી થોડી લગાર માહીતગાર હતી. તેમાં ઘણું જાણી ઘણો દિલાસો આપી ગઇ. તે બાનુ, ખરેજ ઘણી ભોલી અને મહેનતું છે, બે પૈસે સુખી છે, અને મ્હને કામે લાગવા ખરા અંતકરણથી ખુશી છે. તેણી તૈયાર થ ા માંગે છે,

અને તે સાથે, તેણીની ગરીબડી સગી, પણ સાથે આવનાર છે. જે લગભગ સત્તર વર્ષની સારૂ ભણેલી ગરીબ દિકરી છે, તેને હું બધી બાબદથી માહીતગાર કરવા કાલથી સરૂ કરીશ." શહેરાએ કહ્યું.

"ત્હારી નેમ ભલી છે, તું જાતે આતુર છે, બીજાનું ભલું અને, તે પણ જલદી ભલુ થાય, તે જોવાં ચકચુર છે, પાક અહુરા તુંને જલદી મદદ કરે!" નરગીશે દુવા ચાહી.

"તે પાક **અહુરા મઝદાના વિચાર** વગર, આપણે એક ડગલું પણ વધી શકીશું નહી. તેનીજ બરકતથી **દીન, હજી સુધી તેજ, અને ધમકતી રહી છે** અને રહેશે. **દીનમાં દીનચુસ્ત મેવો** હજી પુષ્કળ પડયો છે, અને ગમે એવી **અડઠામણ સાથે** આખરે, અને સેવટ સુધી, **આજદીયસ્ની દીનનો, ઝળકાત, ભળકાત, જગેજગ, અને** સર્વે સ્થાને **પ્રકાશ દેશે.** બીજી દીનના રહાબરોને જરાબી અલવલ લાવ્યા વગર **પોતાની દીનનો પાયો** હરહાલ **ઝળકતો,** ઝળકતો, **કરતા રહેશે.** એક દીનચુસ્તથી એકાવણ **થશે, એકાવણથી હઝારો એકાવણ થશે,** અને આપણા **બાળ બચ્ચાઓ** તે ઉપર **સદાકાળ** સુધી **ફીદા નિસાર થશે**" શહેરાએ સીફતથી સમજાવ્યું.

"ત્હારી દીન ઉપરના ત્હારા મુસતકીમ વિચારોનીજ વાતાવરણ, આપણી દીનના દરેક રાંક નર નારીઓને વધુ યેકીનદાર, વધુ હોશદાર બનાવશે. કારણકે ત્હારા આવા સાદા પણ સ્વચ્છ અને ઝેનદાર શબ્દો મ્હને, કેવી તેમા લીનતા આપે છે. મ્હારૂં યેકીન, ખરેજ ઉભાય છે મહારૂ મન, પાક સ્પિતાની તસવીર જોતાં તેના ચહેરાનો ખ્યાલ, લેતા ઉભાય છે લુભાયછે. ત્હારી એવી ઝેન, દરેકની રગેરગે, અજબ વેણુ આપશેજ. ત્હારો મ્હાબળ, તે દીનનો પ્રેમ ખરેજ દીપક થશે" નરગીશે આફ્રીન કીધી.

ત્યારપછી જે કાંઇ કરવાનુ હતું તે માટે વિચાર કરતાં બેઠા.

# "હોમીની હોંશ."

જ્યારે શહેરા અને નરગીશ, પોતાના સુભ કામમાં મઠયાં છે, ત્યારે ફરી આપણી નઝર, વાર્તાના વીર ઉપર બાંધીશું. વાંચક વર્ગ કદાચ, આ "વારતાના વીર" શબ્દ માટે અધીરો થઈ પુછશે કે આવાં ગુનાહગાર હોમોને વીર (યાને સ્વચ્છ બળ ધરાવનો જવાન) કેમ કહી શકાય! ખરી વાત છે, નહીજ કહી શકાય. પણ આપણે તેની ચાલ રીતભાત તેની ભાષા, તેની બીજાઓને અપાતી નેક નસીહત પણ સાંભળી ગયાં છીયે, તેથી આપણને અનુમાન પણ સુજે, કે કદાપી એક દોષ ભુલમાં થઈ પણ ગયો હોય! છતાં અમે તો વારતાનો વીર યાને નાયક કહીશુ–આપણા વાર્તાનો નાયક હોમી, શુ કરે છે યા ત્યાં શુ થાય છે તે જોઈશુ.

તેના હાથમાં સોંપેલું કામ એક નિયમીત ચાલતા યંત્ર રૂપે ચાલતું થયું છે અને તેમાં પણ વધારોજ ચાલ્યો જાય છે. કેટલાંકોને ત્યાં છુટવાનો વખત આવે છે ત્યારે પણ તેઓ હોમી આગળથી જવા ખુશી નથી. પણ તેઓ એવા કુશળ કામદાર બન્યા છે કે સરકારને અરજી થતા તેઓ ત્યાંજ ઉપયોગી નોકરીપર, દરમાયા પર રહે છે. અને કેટલાંકો ત્યાં રહયાં છે. આવી વાત આસપાસ ફેલાયા વગર રહી નથી, અને સરકાર ખુદ જેલર મી. સ્મીથના રીપોર્ટ ઉપરથી ત્યાંથી બહાર પડેલાં સઘળાંઓને બીજી જગ્યા ઉપર રોકતી ગઇ છે, અને તેમ થતાં તેઓ પણ જ્યાં ગયાં છે, ત્યાં ઘણુ નહીને થોડું પણ ખંત સાથે નવું જોમ રેડતાં શિખ્યા છે.

આ ભલા કામને પાર પાડી તેને ગતિમાં મેલી, હોમી કાંઇ મળકાતો નથી, પણ પોતાને ઉપયોગ અને ઉધ્યોગ સુજ પડયો તેથી, તેની ભત્રી ફ્રવશી માટે હમેશ અમશાસપંદો અને યજદોને આરાધતો રહે છે.

હોમીને સુખદાયક જગ્યા કરી આપવામાં આવી છે, પણ તે સદાઈમાંજ મસગુલ રહેતો હતો. જ્યારે તેના આવા સાદા રહેવાના ઓરડામાં પણ, કાંઈ નસીબ સંજોગે કોઇ ફરેશતાઈ હાથ ફરતો હતો. જ્યારે તે પોતાના થાક દાયક કામથી પાછો ફરતો, ત્યારે પોતાની નાની ટેબલ ઉપર સુંદર ફૂલોનો સિંગાર જોઇ ખુશી થતો હતો. અને પરજાત હોવા છતાં તેની ઉપર તેનાં એકાંતવાસમાં, ફૂલના પમડાતથી સુખ આપવાના હેતુનો સ્વિકાર કરી, મોહીરના ગુણ ગાઇ, ઉપકાર જાહેર કરતો હતો.

"બાનુ મોહીર! મ્હારા એકાંત ગ્રહના વાદળામાં, તમારી મહેરબાનીનો ઉજાસ, ખરેજ મહને રાહત આપેછે" હોમીએ મળતાં ઉપકાર જાહેર કર્યો.

"તમે જ્યારે, કેવા કીસમના ઇનિસાનોને, કેવી સુંદર સીમા તરફ લઇ જાવોછો, ત્યારે, હું અદના, આઇતા કાપેલા ફૂલોનો ઢગ કરી, તમોને આપુછું, તેમાં મહેરબાની શાની? સામો, તેનો સ્વિકાર કરોછો, તે માટે હું આભારી છું." મોહીર ઘણીજ મમતાથી બોલી.

"તમો આભારી! તમો ઉપર હું આભાર કરુંછુ! ખરેજ એ સરાહગતની વાત હું માનતે, પણ તમો તેવા છેઓ નહી, એમ બોલી તમારી રાહ રીતીમાં ઉંચ ગુણનું પ્રાબલ્યત જાહેર કરોછો, તે માટે ઔર, હું પણ ખુશ છુ" હોમી બોલ્યો.

"તમો લાયક, એ બધું નજીવું છે. તમારા મુખ માહેથી, જે શબ્દો નિકળેછે, તે જાણે, જગતની વાતાવરણમાં હઝારો સુભ ઝાડ ઉગાડનારા બીયાં સમાન છે, તે માંહેથી હઝારો, લાખો છોડવા પેદા થશે, કે જેઓ હંમેશ સુખી પમડાત, આપતા થશે" મોહીરે વધું મમતા દેખાડી જવાબ દીધો.

"તમારા આ વિચારથી મ્હારૂ મોઢુંજ બંધ થઇ જવા માંગેછે, પણ મ્હારી ચુપકીદી રખે તમને દલગીર કરે, તે માટેજ બોલવાની ફરજ સમજું છું," હોમી બોલ્યો.

"અને મ્હારે માટે, કે કદીબી બંધ ના કરતા, વ્હાલા હોમી!" આ શબ્દો, તેણી એટલી શાન્તિથી બોલી, તથા બોલતા તેણીએ બીજી ગમ જોયું.

મોહીરના મુખ માહેથી આ સખુન ! આવી ભણેલી, ગણેલી, આવી ઉતમ ગતિની મતિની, આ બાનું ! પોતાના ધરમપર, કદી પણ ખપે નહી, કદી પણ તુટે નહી એવું યકીન રાખનાર, બાનુ મોહીર, કાંઇ ગફલતીથી ઉપલા થરેલ શબ્દો, "વ્હાલા હોમી," બોલી, એ બનવા જોગ ન હતું. તેથીજ હોમી ચકિત થઇ, વાંકો વળ્યો. અને વાત ઉડાવી કાંઇ જવાબ ન વાળ્યો. આથી સામી મોહીરને ધીરજ આવી કે શું, કે તેણી, ચુપકીદીનો જુદોજ અર્થ કરી પાછી બોલી, " ત્યારે મ્હારો પેગામ, આ વાણી, તમોએ જાણી, ને ચુપકીદીથી સ્વિકારી, વ્હાલા હોમી ! "

"બાનું મોહીર ! આજે તમે શું બોલોછો, તે હું ખ્યાલ કરી શકુ છું, પણ મ્હારા કાનમાં કાંઇ જુદાજ શબ્દો સંભળાયછે, જે તમારા પોતાના નથી, માટે આજે મ્હને, તમો પાસથી ચાલી જવા રજા આપશો !" હોમીએ પુછ્યું.

"તમોને જે અવાજો, તથા શબ્દો આવ્યા, તે મ્હારા પોતાના, મ્હારા હૃદયના છે, મ્હારા હૈડાના હાર માટે છે, મ્હારા અધીરા જીવ, અને જીવતરના છે, અને ફરી તમોને, મ્હારા વ્હાલા હોમી, સાથના શબ્દો સંભળાવું છું. હું તમોને મ્હારા તનોમનથી ચાહુછું અને એમ ખુલ્લુ જાહેર કરૂં છુ" મોહીર બોલી.

" બાનુ મોહીર! હું તમોને શો જવાબ દઇશ ! બાનુ મોહીર ! મ્હારી જીંદગીમાં, હું કદી આવા ગુંચવાડામાં આવ્યો ન હતો, તેમ છતાં, તમારી ભલી જીંદગીની ભલી લાગણીને, નહીજ દુખાવવા, હું જવાબ સ્વાલો પણ કાં કરૂ છું કે, જેથી તમોને મ્હારી તરફથી કશું પણ દુખ ન થાય." હોમી બોલ્યો.

" તમો મ્હને, મ્હારી અરજ બહાલ રાખી સંતોષી બનાવશો કે નહી, તે નહી જાણતાં છતાં, આટલું હું જાણી ચુકીછુ, કે તમોથી મ્હને ખરેજ કશુંબી દુખ થશે નહી. જો દુખ પણ થાય, તો તે મ્હારાજ વિચારનું હશે, મ્હારાજ ભાગ્યનું હશે." મોહીર દુઃખથી દબાતી હોય તેમ બોલી.

"તમારા આ સધીઆરા માટે મ્હને, તાકાત આવેછે, પણ મ્હારા આ તકલીદી શરીર પર તમોએ એવી કશીબી મહાર બાંધી હોય, તો ખરેજ આ શરીર કેવું કઠોર બનશે, તેની કાંઈ ગણતી નથી." હોમી બોલ્યો.

"કદી નહી! કદી નહી! મ્હારા સ્વાલની મેં ઘણીજ ઉતાવલ કરીછે, અને તે માટે, હું તમુને તે ઉપર ધ્યાનથી મનના કરવા અરજ કરૂં છું, જે અરજ ઉપર, મ્હારા આત્માની ફરજ ખાતેર ધ્યાન આપશો!" મોહીર ઘણીજ ગંભીર બની બોલી.

"મ્હારા, મનમાથી કેવી ઝડપે, નિકળતાં વિચારને તમે અટકાવ્યાં છે, મ્હારી ઉપર વધુ બક્ષેશ કરીછે. મહેરબાન બાનુ મોહીર, હું તમારી એવી ઉંચ ભક્તિ ઉપર મનન કરવાની શકિત ધરાવી, તમોને, જે વખતે જવાબ આપું તે વખત સુધી, તમો, જરાબી શાન્તિ ખોહી નહી દેશો!" હોમીએ પુછ્યું.

"હું તે માટે અહેશાન માનુંછું" મોહીરે જવાબ દીધો.

તેજ પળે, હોમીએ ઉઠીને ચાલુ મુકયું. તે જાણુતો હતો, કે મોહોર પછવાડે ઉભીછે, પણ પીઠ ફેરવીને જોયું નહી.

હોમી જાણુતો હતો, કે પીઠ ફેરવીને તેણી ઉભીછે કે ગઇછે, એમ જાણવાની ખાહેશથી, મોહીર, તેની નબલાઈ સમજતે. હયાંજ હવે ત્યારે આપણે આગલી તવારીખમાં કાંઇ વાંચી ગયેલા ઉપર, ખુબી ભરેલું યાદ આવેછે, "કે પીઠ ફેરવી જોવું નહી" અને તેમજ હતું. મોહીર, આર્ટના એક અજબ પુતલા સમ, એક પગ આગળ, જરા ઘુટણમાંથી વળેલો, જ્યારે બીજો પાછલો પગ સ્થીર, એવી ઢબમાં, પોતાના બન્ને હાથના આગળામાં આગળા જોડી, તે હાથની સઘળી લંબાઇએ જુલાવી ઉભી હતી. વળેલી ઇંતેજાર ગરદન સાથે, લાંબા ઘતમના ચહેરા સાથે, તેણીના ઝુલફાની, ફેણ અને, તેના સરનાં, વિખરાયલા નિમાળા, ગરદન પર ઝુલી, ત્યાંથી, ધીમેથી સડી પડી પીઠ અને, હૈડાના ધપકારા ગણુતા હોય, તેમ પડયાં હતાં. આખેર તેણી કાંઇ બોલી "ગયો, વ્હાલો આકાર ગયો, મ્હારાજ સઘીઆરાથી આપેલો વખત, ખરેજ મ્હને કેવો ભારે લાગશે,! તે માટે હૈડુ કેમ ઉછળતું નથી! શાન્તિ મળવાની ભ્રાતિન્માં કેમ મળકાતું નથી! છતા પણ જીવ સબર! વખત આવે, ત્યાં સુધી, તે વહાલા જીવે, મ્હને શાન્તિ, રાખવા કહીછે, તો, હું માગું તેવું સુખ મેળવવા, યા ખોહવા સુધીના સમય સુધી થોભું, તે અગાઉ, તે વહાલાનું કહેન પાળવું"

પણ, મ્હારા મનથી સુખ જછે. તે ફરમાવશે, તે ઉપર અમલ કરવાથી પણ મ્હારા જીગરને ખુશ કરીશ. હું તેનેજ, અને તેનેજ ચાહુ છું, એ તો સિદ્ધ છે, તો તે વ્હાલાના કહેણ પ્રમાણે અમલ કરવું પણ મને અવશ્ય, સુખ આપનારૂંજ છે. મ્હારા વિચાર આગળથી, તે દુર કેમ જશે, મ્હારી ચશમોએ જોએલી ચશમો, કેમ ખ્યાલી ન શકશે, મ્હારા સાથે સાથે ફરી, કામકાજ વખતની સાથ, મ્હારા જીગરમાંથી, કોણ જુદી પાડશે? હઝારો વાર, તેને મ્હારા મનની સામે, રાખી, ભિત્તરના હિતથી ચિત દઇ પુજન કરતા ધર્મને, કોણ અટકાવશે! ખરેજ વહાલો! ભલે મ્હારા તરસતાં હૃદયને, સંધીઆરાનાં હાથનો ટેકો ન મળશે, પણ મનની મુર્તમાં હંમેશ યાદીનો લેહેકો રહેશેજ. ઓ ઇશ્વર, ત્હારી પાસ એકજ વાતની માફી માંગુછું, ને એજ કે, મ્હારે ખ નેર, તેને, મેં જો ચિંતામાં નાખી, તેણી રાત દીનની, શાન્તિમાં દખલ કરી હોય, તો માફ કર! પણ તું જાણે છે, પિતા કે, ત્હારી પયેદાશોમાં હું શ્રેષ્ટ છું, છતાં પણ હું તો અધીરી, કોમળ, નબળી નારી છું. મ્હારી ઉપર દયા કર! મ્હારા હૃદયના પ્રિતના ઝરાને, પ્રેમની જીત આપવી, તું બાપના હાથમાં છે, કે જે જીત એવી જોઇએ, કે મ્હારા પ્રેમી વીરા હોમી ઉપર કશો હાડેશો, કશો ગમ, કશો વિલાપ ન આવે! તેને શાન્તિ મલો! કારણ કે મ્હારા હૃદયના ધપકારા, જ્યારથી તેની મુરતે મ્હારામાં ઘર કીધું, ત્યારથી તેના છે, અને જો ધપકારા તેને ત્યાં થયા, તો, તેજ મ્હને દુખ આપનારા છે, ભલે, તેનું દુખ મ્હને થાય, પણ તે ભલા જીવને સુખ થાય! વ્હાલા પ્રાણ! મેં તને ચાહયો! ચાહું છું અને સદા કાળ ચાહીશ! શું, મ્હારી, ત્હારી ચશ્મો પર ઠરેલી આંખો, બીજે કયાંબી જોશે? ના, કદી નહી. શું મ્હારા ભિતરમાં, હું કદી કોઈ માટે જગ્યા કરી શકીશ? તે ખોટું છે. ત્હારા ઉપર મ્હારો જાન નિસાર છે, અને કોઇ માટે નથી જ. મ્હારા ભિતરમાં, ત્હારા ચશમોથી, સમાયલો, અમૃત ખજાનો, હું કદી કોઈ માટે વાપરીશ નહીંજ.

---

## "પ્રેમની પરીક્ષા."

"પ્રેમ" એ શું દેવી હશે, કે દેવ હશે? એનામાં શું દુખ આપવાની ટેવ હશે! એ શું હસ્તો હશે, (કારણ કે આપણુ વારે ઘડીએ, પ્રેમ કેવો, યાને નર જાતીમાં, ઓળખતાં શિખ્યાં છીએ) યા વેદના આપી મળકાતો હશે! એ શું રીટનો જગાડવા, આગ સળગાવતો હશે? યા, અમ્મર ભવ સુધી, સુખનો સંબંધ ધરાવવા ખાતેર, જોડાણુ કરાવનાર હશે? એનામાં શું, બન્ને ગુણો હશે? એક તો દેખાવ દઇ ઝટ ત્યાંથી પોબાર કરી જવું, યા, દેખાવ દઈ હમેશગીમાં હમશરીક થતો હશે? જગમાં બન્ને દાખલાઓ બને છે, ત્યારે જ્યાં પ્રેમ પ્રગટ થઇ, ઉલટી ગત કરી જતો હોય, ત્યાં, તેમ કરનાર, "પ્રેમ" ને ખોટી નિંદામાં નાખતો હશે, યા બીચારો બે જીવોને સાચ્ચા સમજી "ભોલો" ફસી જઇ, સીર પર દોષ લેતો હશે! આ બન્ને વિચારો માંહેથી, સર્વે કોઈ ડામાડોળ અનુમાન ઉપર આવતા હોય, પણ તેમ માનવાને કારણુ નથી, કારણ કે "**પ્રેમના પ્રકાશિત ઝેનમાં, જેઓ સચ્ચાઇથી ગયાં છે, તેઓ, પ્રેમના પુજારી બની, પ્રભુને બાર પ્રેમના ઝેનમાંજ પુગ્યા છે, અને સુખી બન્યા છે**" માટે પ્રેમ, રૂડોજ અને નેક છે. તેનામાં દુખ દેવાની ટેવ નથી. દુખ, એ કશ આપવાની નિશાણુ હોય, તેમાથી પસાર થવાની પ્રથમ આણુ હોય! તેમ હોય, તો તે પ્રેમ પરિક્ષાજ કહેવાય.

તેમ, પ્રેમની પુજારી બની, મોહીર, હોમી ઉપર મસ્ત બની છે, એક તો બિચારો, પોતાની મુશીબત માહેથી ફારગ થવા, અઠાગ કોશેશ કરી રહયો છે, અને દુખના ગારમાં પણુ, કાંઇ સગવડ મેલવી શકયો છે, તેટલાંજ આ સંતાપમાં સીકડાયો હોય, એવું આપણુને લાગે છે, પણુ પરિણામ આવે ત્યાં સુધી થોભીશું.

આજે સાંજે મોહીર, અધીરાઇના અધપકારા અનુભવતી ઉભી છે, અને

પોતાની જીંદગીની સફરની, રંજ, યા મોજ શરૂ થાય છે, કે શું? તેની ગણત્રી કરે છે. મોહીરે સઘળી ગણત્રી કરી હતી, તેમાં એમજ ધીરજ ધારતી હતી, કે હોમીને, તેણીનો હાથ ના પાડવાને કશાં બી કારણ ન હતાં. હોમીને તેણી તદનજ સ્વતંત્ર વિચારનો જાણી ચુકી હતી, અને તેની અવસ્થા સાથ સરખાવતાં, તેના લાભમાં અને સુખમાંજ સઘળું ફેરવાઇ જશે, એમ તેણી, હોમી સમજતો હોય, એવું સમજતી હતી. આખેર હોમી ત્યાં આવી લાગ્યો અને શેકહેન્ડ કરી બેઠો.

"કેમ, ડીયર હોમી! તમોએ મ્હારી માગણી ઉપર જરૂરી ધ્યાન આપ્યું હશે!" મોહીરે આતુરતાથી, પણ પ્યારનાં વિશેષન સાથ પુછ્યું.

"બાનુ, તમોએ જે વખતે પ્રસ્ન કર્યો, તે વખતે જે વિચારમાં હતો, તેનાથી, એક ડગલું પણ આગળ યા પાછળ મેં વિચાર્યું નથી, પણ ચાલુ સમયમાં જે સેવટ આવે, તે ઉપરજ આશા રાખી આવ્યો છું" હોમીએ જવાબ આપ્યો.

"કદાચ, વ્હાલા હોમી, તમો તમારી જાત, યાને કોમના વિચાર માટે ડર ખાતા હોવ! કદાચ, મ્હારા માત પિતાની જાણ માટે, ચિંતામાં હોવ, કદાચ, તમોને હું સેવટ સુધી સાચ્ચી નવડીશ કે નહી, તેની ગણત્રીમાં હોવ! કદાચ, મનમાં એમ સોચતા હોય, કે તમોને મ્હારો ધર્મ પાળવા પટાવીશ, યા હું તમારા ધર્મ માટે જીકર કરીશ?" મોહીરે પુછ્યું.

"મેં એવી કશી બીક રાખી નથી, તેમજ તે બાબતનો મને કદી વિચાર પણ આવ્યો નથી, પણ મ્હારે જે કહેવું છે, તે, મેં કદી કોઇ આગળ, મ્હારી જીંદગી સુધી કહેવાને ધાર્યું નથી, તેથી હું શું બોલુ, શું ખુલાશો કરૂં!" હોમીએ કહ્યું.

"ત્યારે તમોને મેં ઉપલા સવાલો પુછ્યા, તે માટે, તમોને કશો અંદેશો છેજ નહી વારૂં!" મોહીરે પુછ્યું.

"મ્હારો જે સંબંધ ચાલતો જાય છે, તેમાં મ્હને એવી ગણત્રી કરવી પડશેજ નહી, એમ મુકકર કર્યું હતું, પછી, એવા સ્વાલો મ્હારે માટે શા માટે ઉભાજ થાય, તે હું વમાસું છું" હોમીએ ખુલાશો કર્યો.

"શું તમારો વિશ્વાસ મેળવવા જેવો, મ્હારો જીવ નથી?" મોહીરે પુછ્યું.

"મ્હારો જાન તમારે સ્વાધીન રહે, તેમાં મેં બીક રાખીજ નથી. ઉતમ હીરા સમ ચળકતી તમારી રીતભાત, તમારી મ્હારા ઉપરની દયા, એ સઘળાથીજ હું આ જગને મનથી કંગાળ જગ્યા ઉપર પણ, સુખ અને ચેન મેળવુંછું." હોમીએ જવાબ દીધો.

"હું તમારા આ વિચાર માટે બેહદ ઉપકારી છું. પણ જેમી કાંઇ ફળ, આ જેલખાનામાં આવ્યું છે, તે તમારા ગુણનેજ પ્રથમ આભારી છે. હા, મેં તમને પ્રથમથી જોયા, તે વેળા મ્હારા મનમાં, જે ખ્યાલો પાછળથી આવ્યા, તે આવ્યા હતે, અને મેં તમુને દુખમાંથી ધીમે ધીમે, મ્હારી મતલબ બર લાવવા સુખચેન આપવા સારૂ કીધું હતે, તો મ્હારો પ્રેમ મતલબ્યો હતે. પણ ના! તમારી રીતભાત અને ઉત્તમ ગુણભાવથી, આ હૃદયમાં હાવભાવ પેદા થયો, અને આજે મસ મોટો "પ્રેમ ગધ" બન્યો છે" મોહીર બોલી.

"તમારા આ વિચારમાં, મ્હારે માટે, ઘણીજ નાદીર સરટીફીકેટ બની છે." હોમીએ નમનથી, તે માટેનો સ્વિકાર કર્યો.

"તમારા જેવા ભલાઓને, લાખ માણુસની લાખ સરટીફીકેટો નકામી છે. તમારી ચશ્મ, અને ભાવ, તમારી એકલી ઉંચી સરટીફીકેટ છે." મોહીર બોલી.

"ત્યારે, આટલી બધી તમારી ખાત્રી થઇ છે, ત્યારે હું જેમ કહું તેમ અમલ કરશો?" હોમીએ પુછ્યું.

'હું અમલ કરવા તૈયાર છું, પણ તમો મને સદાબરી, પ્યાર કરતીજ અટકાવા કહેશો તો, તે કેમ બનશે?" મોહીરે પુછ્યું.

"તમારા મન પ્રમાણે કરવું, તમારી મતા છે, તે માટે, હું કશો બાધ હેતો નથી" હોમીએ જવાબ દીધો.

"ત્યારે બોલો, હોમી, તમો જેમ ફરમાવશો, તેમ કરવા હું તૈયાર છું" મોહીર બોલી.

"ફરમાશ કરવી, એ માસ્તર તરફનું પોતાના તાબેદાર માટેનું કામ છે,

મ્હારે તો ફક્ત સુચના કરવી છે" હોમીએ કહ્યું.

"તમો, ખરેજ ઘણાજ સાવધ છો, અને તમારી સામે આવતા બોલોને, ખરાજ સમજી વર્તો છો, તે માટે ખરેજ હું મધન મધન થાઉ છું, બોલો! તમારે, જે સુચના કરવી છે તે કહો!" મોહીર બોલી.

"મ્હારી સુચના ઘણીજ થોડા બોલની છે. તમારો મ્હારી ઉપર વિશ્વાસ છે, પણ જે વાત હું કહેવા માગું છું, તે આજના પ્રસંગ ઉપર કહેવા બદલે ઘણાજ લાબાં પ્રસંગ માટે, તમોને થોભવું પડશે, ત્યારે સઘળું, તમો, તપાસી શકશો, અને આજના મ્હારી ચુપકીદી માટે, તમોજ મ્હને મેં વાજમી કર્યું હતું એમ કહેશો" હોમીએ કહ્યું.

"ત્યારે મ્હારે થોભવાનું છે, પણ તે આશામાં કે નિરાશામાં!" મોહીરે પુછ્યું.

"**વખત,**" કાંઇ મ્હારી માતા નથી, તેના ઉપર મ્હારો કાબુ નથી, તે આગળ વહેતો જતાં શુ ઢોંગ દેખાડશે, તે હું જાણતો નથી, પણ જ્યારે બી, તે સમય આવશે, ત્યારે આજના સમયની આગમચનો બનેલો સમય, અને તેનું વાસ્તવીકપણું, તમો સાબેત થયલું જોશો" હોમીએ ખુલાશો કર્યો.

"પણ તેટલા મ્હારે કેવી લાગણીમાં ફરવું?" મોહીરે અધીરી બની પુછ્યું.

"લાગણી, જેવી તમને સુખ આપતી હોય, તેવી લાગણી નિભાવવી, તમારા હાથમાં છે" હોમીએ જવાબ દીધો.

"આપણી લાગણીમાં, જે ઉતપન થયું, તેમાં એકલા મૌજ મારી શકયે કે?" મોહીરે પુછ્યું.

"કવિની કળા જુવો! તેની પ્રથમ રચનામાં કોઈ ભાગ લેનાર નથી, છતાં મળકાય છે, એ શું ઉત્તમ લાગણી નહી કે! ચિત્રકળાનો ચિતાર, પીછીથી બનાવનાર તેની ખુબીની લહેકીમાં, લલકાર કરી મનથી મધન રહે છે, તે લાગણી એખલી છતાં પણ મધુરી નહી કે! શીલ્પી, પથ્થર માહેથી, મન મોહન મુરત, બનાવી, તેના નાદર હુન્નરથી, તે મુંગા ખરબચડાયલા પથ્થરને આકાર આપી, આકારની સુંદરતાં વધારતા, એક જી વ જેવો દેખાવ ઘડી કહાડે છે, અને

તેથી આનંદ પામે છે, એ આનંદ પામતી એખલી લાગણી, તે ઉત્તમ કહેવાય કે ! લેખક લેખ લખી, તેની ઉપર પ્રીતિથી ભેખી, ગમન કરે છે, તે મૌજનું મનન કરે છે, તે લાગણી એકલી ખુશી ઉપજાવે છે, તો તે એખલી લાગણી શ્રેષ્ટ નહી કે ! ટુંકમાં જે વિચારથી લાગણી ઉભી થાય, તે વિચાર સ્વચ્છ, એક ચિત, પ્રેમાળ હોય, તો મનને હરખજ થાય છે, તેમ, તમારી લાગણીને ખુશ કરવી, યા નાખુશ કરવી એ પણ તમારાજ હાથમાં છે; અને તે તમો જરૂર નિભાવી શકશો, એમ મ્હારી ખાત્રી છે" હોમી બોલ્યો.

"તમારી સમજ ખરેજ રૂડી છે. હું એટલુંજ હાલ ચાહું છું કે, તમો મ્હને તમારીજ પાસે, કામે લગાડતાં રહેશો, અને તમોને હું રખે કંટાલો આપુ, તે માટે, રખે તમો મહને દુર કરો, તેથી ચિંતામાં છું" મોહીર બોલી.

"તેવી ચિંતામાં કદી રહેશો નહી! હું કંટાળો જાણુતોજ નથી. આપણી ઉપર જે આવે, તે પાર પાડવામાંજ, કંટાળો સદા દુર નાસે છે." હોમીએ સમજાવ્યું.

સાંજ ઘણી ચઢી હતી, અને છત્રાયલીરોશનીના ઝાખાં પ્રકાશમાં, આ બન્ને જીવોની વાત ચાલતી હતી. અંધકાર જેમ વધતો ગયો, તેમ હોમીના મુખ માહેથી નિકળતા શબ્દો, તેની રચનામાં, મોહીરના મન પર અજબ અસર કરતાં ગયા. જેથી તેણીના મન ઉપર ઘણોજ આનંદ છાપ પડતાં દિલને ઉસકેરાતમાં મસ્ત બનાવતાં ગયા. અને તેમ થતા તે બોલી "હોમી! હોમી! તમારા દરેક સુખનો, મ્હારા જીગરમાં જડ લગાડે છે, તમારા વિચારો, મ્હારા મનને, તેની આસેપાસે, વિંટલાવવા માંગે છે. ઓ વ્હાલા, આ ઘડી મ્હારા હ્રદયમાં એવા ઉછાળા મારે છે, કે જાણે, હું તમારી રગેરગમાં, પાચન થઇ જાઉં કે જેથી મહને તમારા દરેક ભાગમાં પીગલાવાથી, આનંદ થાય, મ્હારી અગ્નિ ટળી જાય"!

"જે ઉછાળો, તમોને થાય છે, તે તમારીજ ઉંચી ગતિનું ફળ છે. તમારામાં તેવાં ગુણો છે, માટેજ, બીજાના શખુનોને હમકાર કરી, હમતાર થાય છે. આપણે કોઇ ગુણીલી વાત સાંભળ્યે, તે વખતે કાન તે વાત ઉપર

ધર્યે છીયે, પણ જ્યાં સુધી, હૃદયમાં, તે વાત દાખલ કરવા ચાહતાં નથી, ત્યાં સુધી, તે સઘળી વાત, કાંઈ પણ વજુદ વગરની લાગે છે. તેથી તમારા હૃદયમાં જે જે ખુબીઓ છે, તેનોજ તે ખુશાલી રૂપ ભાસ આપી, મનને આનંદતામાં લીન બનાવે છે," હોમીએ કહયું.

"આ તમારી પ્રવિનતા ! મ્હને શા કારણ એટલી તેજ લાગે છે ! હોમી ! હોમી ! વ્હાલા હોમી......બસ......એક વધુ......હવે બસ ( મોહીરની દિલની જવાલા એવી તો જોશદાર બની ગઇ, કે હોમી પળવાર તદનજ ગાફેલ જેવો બની ગયો. તેને મોહીરે જોશભેર ગલે લગાડી, પોતાના મનથી ઉછળેલો નિર્મળ પ્રેમનો જોશ ન દબાવતા, તેના સીર ઉપર ખાલી કરી ચુબનનો સીલ માયો...... અને પાછી બોલી )......બસ હવે જીવ ધરાયો."

"એક બેસુધ્ધ ગતિવાલા, જીવના ખોખાંથી, તમોને કરાર મળ્યો હોય, તો સરાસર તે કરાર, તકરાર રૂપ છે, જ્યાં સુધી, તમોને મેં તે માટે સ્પર્સનાદ દીધો નથી, ત્યાં સુધી, તે મ્હારી તરફથી બાપ, યા ભાઇ તરફનો છે. જેથી તમો ખુશી થાવો, તો, ભલે" હોમી કશા પણ બાતને ખાસ અમલમાં મુકવા વગર બોલ્યો.

"તમારી પડોસ, તમારી સાથમા, મ્હારે મનથી, માત પિતા, ભાઇ બહેન દોસ્ત આસનાવ, સહી, દુશમનાઇ, દુખ સુખ મોત જીવત, માન, અપમાન ટુકમા શ્રષ્ટી રચનાની સઘળી ચીજ સમાવેશ થયેલી હું જોઉં છું, અને તે માટે હું તમને પુજીશ" મોહીર બોલી.

"તમારી દલીલ ન્યારી છે, જો તમારે મનશે, પ્યારી છે, તો જગત આગળ તકરારી છે" હોમી બોલ્યો.

"હા ! એમ છે ખરૂ ! મ્હારી પુંજામાં, મેં, સામસામી અસરના શબ્દો સમાવ્યા માટે તમો કહેતા હશો ! પણ દુખની સેવા વગર સુખ નથી, શત્રુની સેવા વગર મિત્રુ નથી" મોહીર બોલી.

"તેટલાજ માટે હુ પણ કહુ છુ કે, પ્યાર વગર પ્રિતડું નથી" હોમીએ જવાબ દીધો.

"રખે મ્હારી ચાલથી, તમે ગુસ્સે થયા હોય!" મોહીર લગાર પસતાઇ પુછવા લાગી.

"મ્હારે ગુસ્સો કરી, યા ખુશી થઇ કશુ કરવું છે શું, જો એમજ કોઇને પાછળથી ધ્યાનમાં આવે, કે જે બાબદ થઇ, તે માટે સામો ધણી ગુસ્સે થયો હશે, એ માત્ર, પણ પોતાના કીધેલા કામનો પસતાવોજ ગણાય, અને તેનો બદલો, તમારા ઇશ્વરથી માંગો."! હોમીએ ગંભીરાઇથી સમજાવ્યું.

"વારૂ હોમી, તમોએ કહયું છે, ત્યાં સુધી હું થોભીશ, પણ મને મળશો કે નહી?" મોહીરે પુછયું.

"હરદમ" હોમીએ જવાબ દીધો.

"ઓ પ્રીત! ઓ પ્રેમ! તુંને સલામ" એવા સખુન સાથ તેણી ઉતાવલે પગલે પોતાના મકાન તરફ ધસી, પણ થોડુક જતાં, તેણીની અજાડની નઝર કોઇ અકારને, કયાં ધસતો જોયો તેથી તેણી તેની પાછળ ગઇ.

જેવી મોહીર, હોમીથી છુટી પડી, કે થોડીજ પળમાં, હોમી, કે જે નીચી મુંડીએ ખ્યાલ કરતો બેઠો હતો, તેના બરદા ઉપર, કાઇ ટકોરા સમજાયા, અને નઝર ઉંચી કરી જોય છે, તો મી. સ્મીથ! હોમી ઉઠયો, હસીને હાથ લંબાવતો ઉભો, પણ સ્મીથે ડગલાના જમના ગજવામાં, હાથ નાખેલો હતો, તે બાહેર કાઢીઓ નહી, અને ઘણોજ જતુન, અને ગુસ્સાભેર દેખાયો. "ત્હારી ઓલાદમાં આટલા પ્રપંચ છે, એમ મેં આશા રાખી નથી ત્હારી ભકિતમાં, આ નાકુવતી હતી, એમ મેં ધાર્યું નહતું. બેશરમ! તુએ જરા પણ આગલી પાછલી, ભલાઇનો ખ્યાલ કર્યો નથી. અને છતા, છાતી હાલત સાથ, હાથ લંબાવવાની શેખી કરે છે!" તે ગુસ્સાથી બખાલ્યો.

"જો તમો મ્હને, એક કેદી તરીકે ગણી, તે હાલતમાં વિચારો, આજે તમારો હાથ ન લંબાવતાં હોત તો ભલુ! તેમાં કશો સવાલ નથી" હોમી નમ્રતાથી બોલ્યો.

"ગુનાહગાર! મ્હારા મકાનમાંજ બરબાદી કરે છે, અને છતાં જુડા પ્રાક્રમ તૈયાર કરે છે!" સ્મીથ બહુ છેડાયો.

મે શી બરબાદી કીધી, તેની મને યાદી આપશો ?" હોમીએ હદ મને પુછ્યુ.

"ખરેજ જુઠાઇને છુપાવવાની ત્હારી અજબ ટેક, તથા વલણની તુંએ કાબુ મેળવી છે ચોરી ઉપર સરજોરી કરવાની સીફતની સીફાયતમાં તું ઘણો માહેર દેખાય છે. પણ "આ" આગળ તે નહીજ ચાલશે" સ્મીથે ગજવામાંથી સેરવી કાઢેલી રીવોલવર દેખાડતા કહયું.

"આપ શું બોલો છો, એ હું મુતલગ સમજતો નથી," હોમી બોલ્યો.

"જ્યારે, આ જીવલેન, હથિયારની પડોસ જોઈ, ત્યારે, એવી ત્હારી સમજણ ઉડી ગયેલી તુંને લાગે છે, અને, તે માટે, તું વિલંબ લંબાવવા લાગ લે છે" સ્મીથે પુછ્યું.

"લાગ, તેઓ લે છે, કે જેઓને હેડે આગ હોય છે. મ્હને, તમારી રીવોલવર યા, લાગ આગની કશી દહેશત નથી. સચ્ચાઇ, દહેશત સમજતી નથી. દહેશત સચ્ચાઇને દબરાવવા કામ ભલે લાગે, પણ આખેર, સચ્ચાઇ આગળ દહેશત થાકી જાય છે. તથા બીજું તો, એ કે, કોઇ પણ સાચ્ચા અંગ્રેજ બચ્ચાએ, બહાદુરીના કામ કરવા પહેલા, પોતાના હરીફને સઘળી સગવડ આપી છે, અને આપે આજે, એક સાદા, અને સિધ્ધા કામ કરનાર ઉપર, બેધડક ગોળી ઉગામવા બેવકુફ, અને હીચકારો હુમલો કરવા મથન કીધો છે, જે કાર્ય તમોને શોભે નહી." હોમીએ તકરાર કરી.

"તુંએ કીધેલા કામને, જે ઇનસાફ કરવો હતો, તે મ્હારી નજરે નજર દુરથી દીઠો છે, તેજ એક પુરાવો છે" સ્મીથ બખાલ્યો.

"અને તે પુરાવો" ! હોમી બોલ્યો.

"હું પુરાવો આપું તે અગાઉ, ત્હારીજ વાત યાદ આપુ છું. તે એજ કે ત્હારી ઉપર જે વાંક સાબેત થયો, તે વેળા તુંએ બચાવની જરા પણ રીકઝીક કીધી નહી, અને હયાં તું, શાક્ષી અને પુરાવા માગે છે, તે મ્હને વિચિત્ર લાગે છે, તે હું જાણવા માંગું છું" સ્મીથ બોલ્યો.

"ખુશી સાથે, તે વખતની વાત જુદી હતી. તે બાબદમાં, કોઇ મું'વું

હતું, અને તેનો હું જવાબદાર હતો. આ વાતમાં, એક બેવકુફ ઘડીમાં, ખોટું વિચારી, એક જાનને બરબાદ શા માટે કરવામાં આવે છે, તેની ફીકર છે. તે અગાઉ, તમુને સુધળી તક આપું છું, કે આપ એક ખરેખરા ખુની થતા બચી જાવો" હોમીએ કહયું.

"ત્યારે, તે પુરાવો આપું છું, તે મ્હારી દિકરી મોહીર સાથે, તું એ થોડીક મીનીત અગાઉ ચલાવેલી ચાલ! તે માટેની યાદી આપું છું–" સ્મીથ બોલ્યો.

"આપણા આ વિચાર ઉપર, મહને દુખ થતું નથી, પણ હસી આવે છે," હોમી ખુબ ટકોરથી બોલ્યો.

"લુચ્છા! ત્હારી ચાપલોસી છોડ–અને તૈયાર થા, આ રીવોલવરનો બાર, હૈડાના ભાગ ઉપર લેવા," સ્મીથ એમ બોલતાં વિક્રાળ થયો.

"હું તૈયાર છું. જનમ્યો, ત્યારથી મરણ માટે તૈયાર છુ" હોમી બોલ્યો.

"છેલ્લી ઘડીએ, ત્હારા કોઇ દેવતાઓ હોય, તેને ભજી લે." સ્મીથ બખાલ્યો.

"એક કરેપીન માણુસ, મોતની ઘડીએ પશ્ચાતાપ કરે, તેથી કાંઇ, તેનું સમુલગું પાપ નિકળતું નથી. હું જ્યારે, તમારી નેમ સચવાય, તે વેળા તૈયાર છું, મ્હારી પ્રાર્થના એવી છે. મારનાર શું કરેછે, ગુસ્સો જગત પર શો કિસ્સો ધરાવેછે, તેટલી સમજ મારનારના મનમાં આવો" તમારા પેયગમબર જીસસ ક્રાઇસ્તે, પણ, તેમને મારનારાઓને માફી દીધી છે, એવું કહીને, કે, "રે તેઓ શું કરે છે, તે જાણુતા હોત!" એમ હોમી જુસ્સાભેર બોલ્યો.

આ સખુન દરાજથી, સ્મીથ ડગમગી ગયો, અને રીવોલવર ધરેલો હાથ કાંઇ નબલો પડતો ગયો, પણ પાછો, તેને જે દેખાવ જોયો હોય, તે ઉભરી આવતા, સ્મીથનો પીત્તો ઉછળ્યો. અને રીવોલવર ટાંકી બોલી, "લે આ ત્હારી કરણીનો ફ્રેજ, પણ તેજ સમયની જરા આગળ "ખબરદાર" એવો બોલ સંભળાંતાં, બાર છટકી કયાંનો કયાં ગયો, અને, સિધ્ધા સરોવર જેવા સોહામણા હોમી સામે, મોહીર, બાપને ધમકાવતી ઉભી.

"તું એ ખબરદાર કીધું!" સ્મીથે પુછ્યું.

"હા પપા!" મોહીરે જવાબ દીધો.

" કાંય ! " સ્મીથે પુછયું.

" તમોને બચાવવા " મોહીરે જવાબ દીધો.

" મ્હને, કે આ કંગાલને ! " સ્મીથે પુછયું.

" એ કંગાલ નહી, હું કંગાલ " મોહીરે જવાબ દીધો.

" એટલે ! " સ્મીથે પુછયું.

" તમે જોયું તે ખોટું જોયું " મોહીરે જવાબ દીધો.

" યાને " સ્મીથે પુછયું.

" તેમાં એનો વાંક નથી " મોહીરે જવાબ દીધો.

" ત્યારે કોણનો ? " સ્મીથે પુછયું.

" તમારી મોહીરનો, તેણીએ કીધેલા પ્યાર, અને લીધેલી છુટનો તે બનાવ, તમોએ દીઠો " મોહીર બોલી.

" ત્યારે શું, ત્હારો પ્યાર, એને દાખલ કીધો ! " સ્મીથે પુછયું.

" નહી." મોહીરે જવાબ દીધો.

" હેં ! શું ધિકકાર કીધો ? " સ્મીથે પુછયું.

" નહી." મોહીર બોલી.

" એ આ હું શું સમજું છું. મોહીર મ્હારી આંખે અંધારા આવેછે," તે પડતો હતો અને પડતાં, તેને ગંભીર ઇજા થતે, પણ સમય સંભાળી હોમી ઉછળ્યો, અને, તેને જીલી લીધો, તેમ કરતાં, ભારી આંગ દિલ પર ઘસડતાં હોમીનો પગ મોરચાયો, મદદ આવતાં, સ્મીથના ધણીઆણી સ્મીથને લઇ ગયા. મોહીર હોમીની બરદાસ કરવા કાલજીમંદ થઇ.





# "આંખ" ભુંડી કે "મન"।

મોહીરના ચેડાં, દુરથી સ્મીથે જોયલાં હશે. તેથીજ ઉપલો બનાવ બનવા પામ્યો. પણ સારાં ભાગ્યે, મોહીરની નજર, તેણીના બાપ સ્મીથ ઉપર, પડી હતી, અને તેણીને કાંઇ, અજબ ચોગડયાંએ સુજ પાડયું, કે, બાપની પાછળ ગઇ. નહી તો, કોણુ જાણે શો પરિણામ આવતે. ખરેખર, નિર્દોષ હોમી, સ્મીથની નજરે દોષીત હતો. પણુ વધારે તાજુબી, હોમીની વાતચીત ઉપરથી, આપણે જોઇ વળ્યા, કે, હોમીએ, મોહીર પર આલ ઉતાર્યું નહીં, અને તેને બચાવ માટે કશીબી પરવા કરી નહી. કીરતારનો કરીમ બક્ષેશનો હાથ હતો અને નિર્દોષ તે નિર્દોષ રહયો. ત્યારે જે સજા ભોગવી આવ્યો, તે દોષીત હશે, માટેજ હશે ! પણુ તે સાથે હાલમાં આપણુને કામ નથી. આપણે તો નજર કેમ ઠગાયેછે, નિર્દોષના દોષીત કેમ થાયછે, તેજ એક ચિતાર જોયો. જેની દૃષ્ટિ મર્યાદા કમતી, તે જ્યારે કાંઇ જોતો હશે, ત્યારે કાંઇને કાંઇ બોલી સંભલાવતો હશે. અરે તે બોલતો હશે, ત્યારે જેને માટે બોલતો હશે, જે વસ્તુ, ચીજને જોઇને બોલતો હશે, તે વખતે કેવું કંગાળ બનતું હશે, જો ખરેજ નજરે, જોતાં પણુ સારો તોળ, ન કર્યો હોય ત્યારે ! કોઇ બીચારૂં ફોકટ, તે બાબદથી દુખમાં પણુ પડતું હશે. અને જ્યારે ટુંક મગજના, દવેષી, અદેખાઓ, જ્યારે, કોઇને દુશમન ગણુતા, તેને જુવેછે, ત્યારે કેવો, હલકો ભાવ, તકલીદી નિંદાનો પ્રચાર કરવા ઉમંગી બનેછે. અરે અફસોસ! આ તે ટુંક મગજના ગયેલાંની હદ હયાં પુરી થઇ નથી, તે નિંદાખોર, બાજે વખતે, મંડળોના જાસુસો, મળત્યા દોસ્તોના લેબાસમાં કંગાળ ભાગ બજાવેછે. સુખે માર્ગે ફરનારાઓ, નિર્દોષને હસીમાં લાવેછે. તે પણુ ધુળ વળી, કે બેવકુફોનું ટોળુ તેમ કરી, બસ પડતું હોય, પણુ બાજે વખત, આવી કંગાળ તહેકીક ઉપર, મદાર બાંધી, ભણેલા, ગણેલા અને વિદ્વાનમાં ખપતાં, આત્મિક અગ્નિના ઓઠાં હેઠલ, માન મેલવનારાએ। પેલા

કંગાળની કમ દૃષ્ટિના, અહેવાલને, એટલો પુરતો, અને પોતાના કામની નેમ, કાઢી લેવા ધારેછે, કે બાજે વખતે, નિર્દોષના ગાલ ઉપર, બે મુરતત બે શરમો તમાચા મારવા વટીક ચુકતાં નથી. પણ તેઓની જીભની કયાં ટક ફાવશે ? પોતાની જાતના શાગેર્દો પાસેજ પોતાની અભિલાષા કયાં ટક બર થયેલી તેઓ જાણશે ? પોતાની આસપાસની દેવાલની ચાર બાજુમાંજ. કારણકે ખોટી જૂઠ વાતની જોડણી, માટે, ભિત્તરથી દ્વેષ રૂપે કાઢેલી, લાફની તાકાત નથી, કે પોતાનો પડઘો બહાર લઇ જાય. તે તો ત્યાંનો ત્યાંજ અડડશે, અને તેનેજ રોજે કયામતને દીને, જથ્થો કરી સામે ધરશે. અરે આ વહેવાર, તકલીડી ક્ષણભંગુર માન માટે કેવી યોજના ! કેવી કંગાલ નામના ! ખેર, એ વાત તો બને છે, અને કયારે નથી બનવાની ત્યાં વખતની રાહ જોતાં, પણ આપણો પાર પૂરો થશે.

"મને કાંઈ જાઝુ વાગ્યું નથી, બાનુ મોહીર" હોમીએ, મોહીર કે, જે પાટો બાંધતી હતી તેણીને કહયું.

"વાગ્યા વગર, તમારા જેવા સહન શીલતાથી ખમનાર, તાસ્રવીસ કરે ! તમે ચુપ બેસી રહો ! બાઇનું કામ શું છે, તે અમોજ જાણ્યે છીયે." તે બાનું બોલી.

"તમોએ તો, ખરેખર, મ્હારો જાન બચાવ્યો, તે માટે હું તમારો કેમ બદલો વાલીશ, પણ તમારા બાવાજીની કોઇ ખબર લાવ્યું કે ?" હોમીએ પુછયું.

"તેવન શાન્ત થયા છે, જોકે તાકાતમાં નબલાઇ ચઢી આવી છે, પણ તમારી હાજરી માંગતા હતા, જયારે જાણ્યું કે તેઓને બચાવતાં તમો ઝપકાઇ ગયા છો ત્યારે બહુજ ખેદમંદ અને પશેમાન થયા" મોહીરે જવાબ દીધો.

"તમો કોઇ માણસને બોલાવશો !" હોમીએ કહયું.

"કાંય ! માણસનું શું કામ છે ?" મોહીરે પુછયું.

"હુ તેના ખભાના ટેકા વતી, ચાલીને, તમારા બાવાજી આગળ જાઉં," હોમી બોલ્યો.

"તેમ કરવાની કશી જરૂર નથી, તમો જરા પણ ચાલવાની કોશેશ કરશો, તો તમારૂં અંગ વધારે તણાઇ, તમને તાપ આવશે." મોહીર બોલી.

"તમારી કાલજી માટે, બેહદ ઉપકારી છું." હોમીએ આભાર માન્યો.

"એક તો મ્હારી ફરજ, અને બીજું તો, મ્હારે ખાતેર, આ બનાવ બન્યો, તે માટે તમોએ ભોગ આપ્યો, તેનુ કરજ, થયું છે, તે માટે મ્હારી અરજ છે, કે તમોને શાન્ત રહેવાની બહુજ ગરજ છે" મોહીર બોલી.

"તમારૂં બોલવું માથે ચઢાવું છું." હોમી એમ બોલી ચુપ રહયો.

બરોબર પાટો બાંધ્યો, અને હોમીને બધી રીતે સુખ સાવડ કરી, પોતાનું ભોજન લેવા રજા માંગી.

"મ્હારી રજા! મોહીર! હું તમારો તાબેદાર છું." હોમીએ કહયું.

"તાબેદાર, યા શેઠ, શેઠાણીની વાત નથી, તમો કેહશો કે "સિધાર" તોજ જઇશ" બાળક માફક નાઝ કરતી અદામાં મોહીરે પુછયું.

"તમારી એવીજ ખાહેશ છે, તો હું કહું છું, કે સિધારો મ્હારા મહેરબાન બાનુ મોહીર!"

મોહીર મમતા દેખાડી ત્યાંથી ગઇ. તેણીની પાછળ હોમી બરબડયો, "ઓ નિર્દોષ બાળા! ત્હારા વિચાર કેવા આળા છે, પણ બારેહકતાલાના વિચારથી બહુજ વેગળા છે. ખુદા તને સુખ રૂપ રાખે!"



## "સ્મીથનો સંદેશો."

બે ત્રણ દિવસની નબલાઇ પછી મી. સ્મીથ જેકરને જરા તાકાત આવવા લાગી અને તેને થોડુંક ફરવાનો હુકમ થયો હતો. પણ તેને હોમી આગળ જવાનું હાલમાં મોકુફ રાખ્યું. કારણ હોમી ખુલાસ ચાલી શકે, એવી દુરસ્ત હાલતમાં આવ્યો ન હતો. સ્મીથે પોતાની વાહલી દિકરી મોહીરથી, સઘળું-

જાણ્યું હતું. આ દિકરી ઘણીજ માન, ટેક, મર્યાદાવાળી હતી, અને છતાં ઘણુંજ ભોલી તેમજ હિમ્મતવાન હતી. તેણીએ, પોતાના મનની સઘળી વાત પિતા સ્મીથ, અને તેણીની માતાને કહી હતી; તથા તેણીએ કશો પણ આશાવંત, જવાબ મેળવ્યો નથી, એમ પણ ઉમેર્યું હતું.

"દિકરી મોહીર, તું મ્હારી એકલી મતા છે, ત્હારે ખાતર આ ઉજાસ જોઉ છું, અને તુંને સુખી કરવાજ, મ્હારી જીંદગીની મોજ છે. પણ તું ધારે છે, કે એ ત્હારા ધારેલા ભરથારથી તું સુખ મેલવશે !" સ્મીથે માયાથી પુછ્યું.

"બાવાજી ! બાવાજી ! સુખ મેળવવાની વાતજ કયાં છે ? હું તો તેના સંબંધના સુખને અનેક રૂપ આપું, પણ મ્હારી ધારણા પ્રમાણે થવાનો, કશો ઇસારોજ ત્યાંથી કયાં મળે છે. એનું મન, અને હૈડું, જાણે દુન્યાના સુખ માટે બંધ થયું હોય, યા કાંઇ કારણુસર ચુપ હોય, એમ હું ધારૂં છું. હું એની પાડોશમાંજ એવી સુખી છું, કે પિતાજી, જો કાંઇ નહી મળે તોપણ સદાકાળ એ મ્હને પોતાની પડોસમાં રાખવાજ પરવાનગી આપે." મોહીરે જવાબ દીધો.

"ખરેખર, મ્હારી ખાત્રી થઇ છે કે, જ્યારે હું મરદ થઇને, એના ગુણ અને વિચાર ઉપર એટલો મોહીત થયો છું, પછી, ત્હારા હૈડાંમાં ઓર આનંદ થતા હોય એમ હવે માનુ છુ. પણ ત્યારે એને આનાકાની યા ના પાડવાનો સબબ શૉ હોય ?" સ્મીથ વમાસવા લાગ્યો.

"બાવાજી, એના વિચારનો એક લેસભાર પણ, મ્હને ખ્યાલ મલતો નથી. પછી એના મનમાં આનાકાંની શી હોય" મોહીર ચિંતા રૂપ થતી ચાલી.

તેટલાં જેલર મી. સ્મીથ નામનો મોટો ટપાળ આવ્યો. ટપાલના પત્રોમાં અસાધારણ મોટો કવર દેખાયો. તે ઉપર જેલરનુ મોટા અક્ષરે નામ, તથા ઉતાવલે અમલ કરવાનું લખ્યું હતુ. દસતાવેજ તરત ફાડી નાખ્યો, તો માહેથી બીજો નિકળ્યો જે ઉપર "ખાનગી અને બીલકુલ ભરૂસેદાર" એવા સાફ હરફ સાથે, મી૦ હોમી કેપટન યા "કંટરાકટર" એમ લખ્યું હતું. પણ તે નિચે નોધ લખી હતી, કે જેલર મી. સ્મીથે, પ્રથમ પોતાનુ કાગલ વાંચી, પછી આ પત્ર તેના ધણીને સોપવું. તેમ કર્યા વગર સોપવું નહી.

જેલરે તુરત ઘણી આતુરતાથી તરતજ તે દસ્તાવેજ વાંચવા માંડયો. જેમાં ઘણોજ લંબાન તેમજ વિચિત્ર જાતનો ખુલાશો હતો. જેલરે તે કામમાં, પોતાની દિકરીથી કશું છુપું રાખ્યું નહી, અને તેણીની સાથે વાંચવા માંડયો. હોમીના સંબંધનો હોવાથી, મોહીરને હોંશ આવી કે જા હોમી માટે કાંઈ ખોલાશાજેવું હોય અને તેમાંથી કાઇ ભરમ લાયક ખુલ્લું થવાથી, હોમીનો ચુપકીડો અવતાર બંધ પડે, તો તેણીને કાઇ લાભ થાય, એમ લાગ્યુ. તે વાંચવા સરૂ કર્યું.

પ્રિય મહેરબાન જેલર મી. સ્મીથ જી. ક્રન્કહાર્ટ.

"આ કાગલ ઉપર લખેલી તારીખથી ઘણા વરશો અગાઉની બનેલી વાતથી હું આપણે વાકેફ કરૂ છું, અને તે વાકેફગારી થવા પછી, આપ નિર્દોષને ઇનસાફ અપાવવા વહેલાં બહાર પડશો. એ લેખની સાબેતીમાં નિચે જે શાક્ષીઓની સહી કરેલી છે, તે ઉપરથી આ લેખની સાચ્ચી તહેકીક જોશો તથા તે માટે ઉતાવલે પગલાં ભરવાનો, આ સહી કરનાર આગ્રહ કરે છે. જે કામ માટે વિનંતી સ્વીકારશોજી! તથા આ ગંભીર લેખ વાંચી, તમો પોતે પણ, તે માટે, જે માંગણી મેં કરી છે, તે માટે વધુ ભલામણ કરશો, એવી ઉમેદ છે.

"લા. બ્લેકહાર્ટ"

જયારે આ લેખ આપ વાંચશો, તે આગમજ હું સહી કરનાર, આ દુન્યાથી ઉઠાવો કરી ગયો હોવશ. અને હું એટલાંતો ધન દોલતનો માલેક છું કે બધું આપી દેતાં, છતાં પણ મ્હારી છાતી ઉપર મ્હારે હાથે થયેલો જબુન કામનો ભાર ઓછો થતો નથી. હું હિચકારો હતો, પણ ઘણાક કામો અંધાપા સમાન ઉતાવલે કરતો હતો. મ્હારી એકલી નેમ, મ્હારી કંગાલ્યત સુધારવાની હતી. હિચકારો બોલ મેં લખ્યો છે, તેથી કાંઇ હું હિમ્મતમાં કમ ન હતો. હું ઘણોજ જોરમંદ હતો. પણ હિચકારી ચાલ એટલીજ, જે મ્હારી જીંદગીમાં, જે મ્હારે કબુલ કરવાનું હતું, અને તેમ કરી એક નિર્દોષ માણસને બચાવવાનું હતું, તે ન જાહેર કરવાથી હું હિચકારો બન્યો. પણ નહી. કોઇ અજબ શકિતએ, છેલ્લી ઘડીએ, તે લેખ રૂપે લખી, માફી ચાહી જાઉ છું. મેં ઉપર લખ્યું તેમ, હું ભિખારી, કંગાલ ભિખારી, જેવો હતો, પણ મ્હને એક જોરાવર હિમ્મત આવી, અને મેં લુટ કરવાનો ધંધો કર્યો. તેમાં મ્હને પહેલા ઠીક મલતું ગયું, અને જે મને મલતું હતું, તેમાંથી

અવારનવાર સટ્ટો, પણ કરતો હતો. અને તેમાં પણ મ્હને હદ બાહેર વધારે મળતું ચાલ્યું. હું ધારતો હતો, કે સટ્ટો જે ધંધા સમાન કહેવાય, છે, તે ઉપર હું નિર્વાહ કર્યો જતે, તો હું સુખકારીમાં રહેતે, પણ તેમ મ્હારી જીંદગીમાં બનવાનું થયું હતું નહી. બાળપણથી, મ્હને ચોરી કરવાની ટેવ પડી હતી, તે ગઈ નહી, પણ વધારે ચોકસાઇ, વધારે જીકર, અને પેંચમાં, ઉઠકટીવોને હંફાવવા, જાણે મહને મોજ મળતી હતી, તેથી, તે જીકર, અને જીદ ચાલુ રાખી ખરેખર તે બાલ વયની ટેવ મ્હારામાં જડ થઇ ગઇ. એક તો ટેવ ભુંડી, તેમાં ચાલાકીથી કરેલાં કામ, કદી પકડાઇ શકાયાં નહી, અને સાથે લક્ષ્મી મળતી ગઈ, એટલે, સુધારાની વાત અસરાઇ ઉપર પડવા લાગી. મ્હારા લુટફાટના ધંધામાં મ્હારો કોઇ શરીક હતો નહી, તેજ એક મ્હારી સુખની નિશાણી હતી, મેં એવુંજ માન્યું, કે, "મરીશ તો હું અને તરીશ તો હું" કારણ કે શરીક, અને શાખી, રાખવાથી, ભય કેટલો ? ચિંતા કેટલી ! એ પ્રમાણે મ્હારો ધંધો (યાને લુચ્ચાઇ, ઠગાઈ, અને લુટફાટનો પેશો) ઘણોજ ધીકતો ગયો, અને જ્યાં હાથ નાખતો, ત્યાં લક્ષ્મીનો સાથ મળતો હતો. કાંઈપણ જાતનું વિચિત્ર કરવું, એજ મ્હારી નેમ હતી. હું જ્યાં જતો હતો, ત્યાં હથિયાર, સાથે રાખતો હતો, અને સઘળી વેળા, ફકત બીક આપી, મ્હારો ધંધો ધીકાવતો હતો. હું કોણ જાતનો છું, અને, કોણ કુટુંબનો છું, તે માટે કશું જણાવવાનું નથી, તે સાથે કોઇને, હવે કામ રહેશે નહી. પણ મ્હારી જીંદગીને સેવટે આવતાં, હું જાણી ગયો, કે "હું એક માણસ અવતારમાં, અહેવાન જેવી અકકલ જાણનો હતો, યાને હું મનુષ્ય અહેવાન હતો." પૈસો તો મેળવ્યો, પણ હું સઘળાંને સાફ કહી જાઉં છું કે, તન પટકી મહેનત કરી દાલ અને કડણ રોટી ખાજો, પણ ખોટી રીતે, પૈસો પેદા કરી સાત વાણીમાં ના મળકાતા"! કારણ કે અંત સમયમાં મ્હને કેવું લાગે છે, તેનો ખ્યાલ હું આપી શકતો નથી. હયાં નસીહત આપવા હવે મ્હારો વખત નથી. પણ ઇશ્વરનો મ્હારા ઉપર કૃપા થયો છે કે, આ કામ કરવા મ્હને સુજ પડયું. હવે જે અગત્યની બાબદ મ્હારે લખવી છે, તે ઉપર આવું છું. નહેસ્ત ઘડીએ, મેં એક પારસીને, ઘણાજ કિમતી હીરાનું પેકેટ ખરીદતા જોયો. મેં તેની પુઠ પકડી, તેની સઘળી ભાલ કહાડી, હું કળા કરી, તેની સાથ ઓલખ પાડવામાં ફતેહમંદ નિવડયો. તે વેચાતા લેવાને બ્હાને વારે વારે હુ તેમને ઘરે જતો હતો, અને જ્યારે વેચાણનું બ્હાનું હતું, ત્યારે મ્હારી, તે લુટવા માટની, સાવચેતિના પગલાં હતાં. મ્હારી હંમેશની ચગોર ચોકસાઇએ મેં સઘળું

આરંભ્યું, અને એક સાંજે, તફરાવવાનું પ્રપંચ કર્યું. મ્હારી રીવોલવર મ્હારી સાથે હતી, જે સાવચેતી માટે હતી. ચોરીની રકમ, યાને હીરાનો અવેજ ઘણો સારો હતો, માટે તેની સાવચેતિ પણ ઘણી રાખવી હતી. બરોબર, હું બારી કુદાવી નજદીકની ઉઘાડી પડેલી, તીજોરી માહેથી પેલું પેકેટ ઉઠાવવા, હાથમાં, રીવોલવર, સાથ તૈયાર હતો, જોકે, તે ઘરના શેઠ, પાસેનીજ ટેબલ આગળ લખતાં હતાં, અને હું, પડદાની પછવાડે ઉભો રહી, રીવોલવરની ધમકી સાથ, પેલું પેકેટ લેવા તૈયાર હતો, તેટલાં ઓરડામાં, કોઇનો અવાજ સાંભળ્યો. હું જરા થોભ્યો. એકથી બે જણા, એટલે કામ કરવું ઢીલમાં રાખવું ઠીક હતું. કોઇ આવી જાયે, તો, ફક્ત છાલકી ઉંચાઇની બારી કુદાવતાં, મ્હને વાર હતી નહી. હું વાત સાંભળતો હતો, અને થોડું ઘણું સમજી શકયો, કારણ કે વાતનું તો વળુ, કાંઇ નવા મંડાન જેવું હતું નહી, પણ મ્હારી ટુંક અજાયેબીમાં, મ્હને, ત્યાં જે ગ્રહસ્થ લખતો બેઠેલો હતો, તે નવા આવનારને ખુબ ગુસ્સાથી વધાવવા લાગ્યો. તે વાત સાથ મ્હને કામ નથી. પણ અંત આવતો દેખાયો. વાત ઘણીજ ગરમાગરમીની મ્હને, માલમ પડી, ગુસ્સાનો સાદ, બહાર, ગયો હશે, લાગ પણ, સારો હતો, પેલો આકાર પણ બહાર જતો હોય, એમ પગલાં ઉપરથી અનુમાન કરી દીધું અને ખરે તેમ હતું, કારણ કે બારણું ઉઘડયું અને બંધ થયું તે પછી કે જેને વર્ણન કરવામાં વખત લાગે છે, તે પળમાં સઘળું બન્યું. પણ આજે જ્યારે બિછાને પડી, આ સઘળું લખાવું છું, ત્યારે ખ્યાલ આવે છે કે, ઇનસાન જાતથી, તે બનવું મુશકેલ હતું, કોઇ બુરી શકિતએ, અતિ ઝડપથી મ્હને પાર પાડવા ફતેહ આપી. પેલો આકાર બારણામાંથી ગયો હશે, કે થોડાંક પગલાં દુર હશે, કે મ્હારી રીવોલવર, પેલા બેસનારનાં માથામાં ટાંકી, લાગી, તેજ સમેત, પેકેટ મેળવ્યું, અને કશીબી ગડબડ થાય તે આગમજ હું, ફતેહ સાથ છટકી ચાલ્યો. એ વખતે, ભયથી આસપાસ, સ્તબધપણું થાય છે, તે અરસામાં મેં હિંમત રાખી આગળ વધવું પસંદ કર્યું. પણ મ્હારી ફતેહ તકલીડી લાગી, હું જેમ જેમ ચાલતો ગયો, તેમ તેમ, મ્હારી પાછળ, કોઈ ડોળા ફાડેલાં અવતાર સાથ, દોડયું આવતું દેખાયુ મેં વધુ હીંમત રાખી, ગજવામાંથી ફ્લાસ્ક, દારૂની નાની બાટલી કાઢી, અને સયેતાનના આ સાથી સાથ સલામતી ચાહી, પીધાથી મહને જરા ઝેન આવ્યું, તેવોજ ત્યાંથી નાઠો. અને મ્હારી સલામત જગ્યા ઉપર જઇ, ત્યાં હું આસાયેશ માટે થોભ્યો, પણ ના, મ્હારી શાન્તિ ગઇ હતી. આ અઘોર કામ, મ્હારાથી પહેલુજ અને કેવી રીતે સહેલુજ થઇ પડયું, તે મ્હારી અજાયેબી હતી. હું પકડાયો નહીંજ પણ, મ્હારી તે

દિવસ, પછીની છુપી દેહસ્ત વધી, મને ચેન પડયું નહીં. તે યાદ વિસરાવવા, મ્હે ઘણું કર્યું, પણ જેમ જેમ હું તે યાદને દુર કરતો ગયો, તેમ, તેમ મ્હને ઘણા નિચા હાલમાં ઉતરવું પડયું. ઓ તે વખતે, મ્હને, આટાળી દેવાનો ઉપાય સુજ્યો હોત ! અને તે ઉપાય, એજ હતો, કે સત્તાવાલાઓ આગલ આવી જાહેર થઈ જાઉ, પણ બીજાનો જીવ જે લેવા હું ચુકયો નહીં, તેમાંજ મ્હારા જીવને બચાવવા ભુલ્યો નહી અને, હું હિમતવાંન માં ખપતો હતો, તે લાઇલાજ, છાતી ઉપર નહેસ્ત યાદદાસ્ત રાખી, કંગાળ વિચારમાં ફર્યા કીધો. હું દુખને, ભુલાવવા, સત્તામાં તેમજ, જુગારમાં યાહોમ જીપલાવતો, તેમ તેમ, મ્હારો પાયો બળવાન બનતો ગયો મ્હારી ખુશામત, અને સીફારસ કરનારા, હજારો નર નારીઓ મ્હારા શરીક બન્યા, પણ તેઓની ગમે એવી રમુજ આપતી સ ગાતથી, મ્હારી છાતી ઉપર જે કંગાળ છાપ હતો, તે સાંપ મને વધુ વિંટલાતો ગયો ટુકમાં મ્હારૂ જરા રતી પણ ચેન હતુ, કે નિર્દોષને બચાવવો! મ્હારો સઘળો આલ, બંધ બસ્તો, કાઈ હોમી કેપટન પર, આંવ્યો અને છાપાની દરેક વિગતથી, હું માહીતગાર થતો હતો, તે ઉપરથી જાણ્યું, કે દેવ જોગે, મેં જે રીવોલવર વાપડી હતી, તેવાંજ મેકરની, બીજી રીવોલવર કદાચ, હોમીની હોય, એમ સમજમાં લઇ, ને, તે હોમી જેના ઉપર આલ આવ્યુ હતુ તેનો અંગ્રેજ મિત્ર, હોમીની રીવોલવર, હોમીની પાસેજ છે, એમ પુરવા કરવા બહાર આવ્યો. હોમી બહારગામ મુસાફરી કરતો હતો, અને રીવોલવર રાખતો હતો, તે પણ તેજ માહેલી હતી. અને હોમી, છેલ્લી વખત અગાઉ, તે મિત્રને ત્યાંજ રાખી આવ્યો હતો, તે પણ તે અંગ્રેજ મિત્ર જાણતો હતો, પણ અફસોસ, તે ભલા મીત્રની ઓલમાં, બાંકોરૂં પડયું તે મિત્ર ગામમાં જઇ તપાસ કરેછે, તો, તે પીસટલ ચોરાયલી માલમ પડી તે ભલા મિત્રે આવી, બધો ખુલાશો કયો, પણ, તે માનવામાં એમ નહી આવ્યો, કે તે તો હોમીનાંજ હાથમાં હતી. આ સઘળી વાત છાપા માં વાંચી, મ્હને યાદ આવ્યુ, કે એ પીસટલ, મેં કાઈ પાસ સસ્તામાં પડાવી લીધી હતી, અને ખરેખર, ત્યારે ચોરેલીજ પીસટલ, તે મ્હારા હાથમાં હતી. આવા બધાં સંજોગ, મ્હને બચાવનારા, અને નિર્દોષને ફસાવનારા કાં બન્યા હશે ? તે વાત હુ સમજી શકયો નહી. પણ બન્યું અને હોમી, નિર્દોષ હોમી મ્હારા ગુનાહનો શેકાર થઇ પડયો. પણ મેં સઘીઆરાનો, દમ ત્યારે માર્યો, કે હોમી જીવતો રહયો હતો, યાને જન્મ દે શ નિકાલની સજા મલી હતી. આ મ્હારો ટુક અહેવાલછે, અને, આ સાથ, જેઓએ સહી કરીછે, તેઓની, હાજેર તથા મ્હારા પેદા કરનારની હાજેર, કે જેની

હસ્તી, આજે, મ્હારા મરણુ ઘડીમાં હર જોરે છાતી પર ધાઇ આવીછે, તેને હાજર જાણી કબુલ કરૂ છું કે, ઉપલું લખેલુ સઘલુ ખરૂ છે. એક પાપી આત્માનો, મરણુ વખતનો સાચ્ચો એકરારછે. હોમી કેપટન નિર્દોષ છે. અને તેને બદલે હું ખુનીછુ. મને હોમી કેપટનને ઈનસાફ આપવા, રાત દિવસ, એક આકાર, અતિ ગંભિરાઇથી, મ્હને આંગલી દેખાડતો રહયોછે. જે મ્હારૂ ચાલુ દુખ અને સંકટ હતું.

હવે, તે ભલા નરને મ્હારી વિનંતી કરજો, મ્હારી મરતી અરજ સ્વિકાર કરવાં, આગ્રહ કરજો, કે શાન્તિ આપવા કાઈ કલામો ભણે! તે ભલા નરના દુખી દિવસો, આ ચાહીથી સુખમાં ફેરવાઇ જગમાં પમરશે, પણ મ્હારી મિટીને ત્યારેજ શાન્તિ મળશે, કે "હોમી કેપટન" ખરા મનથી મને માફ કરશે.

સેવટે આ પ્રમાણેના દસતાવેજની એક નકલ, "હોમી કેપટન" પર બીડીછે, તે સાથે, મ્હારી જીંદગીની સેવટે, તેને, બદલો, આપવા જેવું મેં ધાર્યુંછે, પણ જે દુખો, અને હિનપસ્તી, તેને જગમાં જાહેર ખમીછે, તે પાસ આ બદલો કુચ બીસાદમાં નથીજ છતાં મ્હારો મરતો સખુન રાખી. તેને ગમે તેમ અમલ કરવામાં મ્હારી મરજી મેં સાચવી નથી, તે બદલો, ગમે, તેવોછે, પણ તેની મુખત્યારી, તે ભલા જીવને આધારછે.

એ કોઈને પણ કોઇનો જીવ લેવા એવો બિચાર આવે નહી, એ મ્હારૂ ચડાવુછે

સહી. બ્લેકહાર્ટ.

સાક્ષી સહી

આ સહી મરનારે અમારી

રૂબરૂમાં કરીછે.

મી. ત્રુથ

મી. Pardon.

આ દસ્તાવેજ વાંચી મી. સ્મીથ, તથા મોહીરની આંખ માંહેથી ટપક ટપક આસું વરસવાં લાગ્યાં. બિચારો હોમી કેવા બારીક સમય માંહેથી બચવા પામ્યો હતો. તે અનુમાનના હર્ષ ખાતેર, આ ભલા જીવો રડયાં, અને હોમીના માંથાના કાળાં વાદળા, ખસી ગયાં છે, અને તે ભલો જીવ, પુર પમકાતમાં, તેઓની નજરમાં આજે વધુ પ્રકાશ દેખાડે છે, તે માટે ખરેજ તેઓ ખુશી થયા. આ વાંચ્યાં પછી, હોમીની તરફ મોહીરનો પ્રાણ અતિ જોશ સમેત, બિતરે ઉછળવાં લાગ્યો. જે દુખો, ધીરજે, મ્હાવીરો ખમી, ચુપકીડી અખત્યાર કરી,

જગમાં અમ્મર નામે મેલી ગયા હતાં, તેવાં વિચારો મોહીરના મને હોમી માટે ઉભરી આવ્યાં. બાપ અને બેટી, જ્યારે, તે લેખ વાંચી, હોમીને ખુશાલીથી મુબારકબાદી આપી વધાવી લેવા તૈયાર થયાં છે, ત્યારે હોમી ઉપર મોકલેલાં લેખ માટે, હોમી શું વિચારે છે, તે જણાવું હયાં યોગ્ય થઈ પડશે. હાલમાં આપણે, હોમીને તે વાંચતાં જોઇએ છીયે.

હોમીના હાથમાં આટલો મોટો કાગળ આવી પડયો, તે માટે કાંઇ નવાઇ લાગી નહી. તે તેને ઉખેડી જોયો. માહેથી, એક ખરડો, આપણે વાંચી ગયા તે માહેલો નિકળ્યો. જ્યારે બીજો બંધ હતો, અને જે ઉપર પાછું સીલ કર્યું હતું, તે ઉખેડીને વાંચવાં માડયું.

"એ ભોલા અને ભલા જીવ! હોમી કેપટન !"

પ્રથમ તુંને, મરતી વખતના એક કંગાળ જીવની હજારો હજારો આશિષ હોજો, અને તે આશિષ ફળશે, કારણ કે, તે મરનારનો કંગાળ જીવ, જોકે તુંને દુખ કરી ગયો છે, છતાં તે, તાહરી તરફ કરેલા ગુનાહની તોબાહ કરી, મરતી વખતે આશિષ દીયે છે.

મ્હારા આ સાથના લેખથી, તું વાકેફ થઈ રહયોછે. અને છતાં, મથાલા ઉપર ફરી ત્હારી માફી માંગુછું. આ સાથ, મ્હારી સઘળી દોલતને નાણામાં ફેરવી નાખી, તેની ટીપ બીડીછે, અને તે માહે, તે દોલતનો સઘળો ભાગ કાંઇ પણ શરત વગર ત્હારો પોતાનો છે એમ જણાવ્યુછે. તેને વાપડશે, ત્યારે અને ત્યારેજ, તુંએ ભિતરથી ચાહેલી માફી, મને બેવડા જોરે, સુખ આપશે. મેં ઘણું ચાહયું, કે મરવા આગમચ ત્હારૂં મુખ જોવું, પણ મ્હારા કરમમાં ત્હારો નિર્દોષ, ચહેરો જોવા સરજેલું ન હતું. તુ ખરેખર ભલોજ છે, અને જગમાં કિર્તી પામશે, મ્હારા જબુન કામથી, થયેલું નુકસાન, ત્હારા મનની સઘળી ખુશાલીમાં હવેથી ફેરવાઇ જશે. ત્હારા સઘળા દુશમનો થોડાંજ વખતમાં ત્હારા મિત્રો થશે. ત્હારી ગયેલી હુરમત મલશે અને, તે પછ-વાડે થયેલી બડગોઇ, ભલાઇમાં બદલાશે ત્હારા મનની ઉત્તમમાં ઉત્તમ નેમ પાર પડશે. ત્હારૂં ખોહેલું સઘળું તુંને મળશે. એ પ્યારા જીવ, સેવટની મ્હારી અરજ ઉપર નિગાહ રાખજે. મુંજ કંગાળ માટે કાંઈ કલામ ભણજે. મુજ હલકા ખવાસના માટે કાંઇ શુક્ર ગુજારી કરેજે! ત્હારા ઉત્તમ મનની સ્વચ્છતાઇ મ્હને જરૂર સુખ અને શાન્તિ મ્હારા કુમીડાં થયેલા રૂહને આપશે—ત્હારા ધર્મની મોતેબરી હું જાણછું.

તેટલાંજ માટે મ્હારી ખાતરી છે કે મ્હને માફી મળશે, પણ તહારા મનની ઉચી મનચાની, મ્હને નિખાલેશ દિલથી માફી આપશે ત્યારેજ! તેથી સુખી રહે! ભલા જીવ હોમી!

લા૦ કમનસીબ

એલેકહાર્ટ.

આ વાંચી, હોમી તેજ ને તેજ ઘડીએ, એકચિત થઇ, કાંઇ ભણે છે, અને તે પણ મોટે સાદે ભણે છે.

"ઓ અહુરા! આ લેખમાં, જે ગુજર પામેલાંએ મ્હારી સેવટની માફી ચાહી છે, તેને તુંજ માફી દે! ઓ દાવર, જેને પોતાના, ભાનનુ તોલ કરવાનું સુજયું નહી, તેની અકકલ કેટલી! તેની મતિ પ્રમાણે, જે કામ કરી દીધું, અને તુંજ દરગાહે આવી ચઢે, તે આગમજ, આ ધરતિ ઉપર તેને માફી ચાહી છે, તો, ઓ બાપ, ત્હારી અપાર શકિતથી, તું તેને રાહત આપ! ત્હારી આગળ દરેક વિંનતી પાર છે. ત્હારી આગળ સર્વે પસ્તાવા કરનારાઓને શાન્તિ છે. તો ઓ બાપ તે ભલા રહને ખુશનુદી બક્ષ!" આટલું બોલી હોમી એકચિત થઇ મનથી કાંઇ ભણુતર ભણતો હતો અને તેટલી પળ તે આંખ વિંચી મુંગો મનમાં વમાસન કરવા લાગ્યો. પછી પાછો દસ્તાવેજ હાથમાં લઇ વિચારવા પડયો. આ ખરડામાં લખેલી આવી ગંજાવર રકમ એ સ્વર્ગવાસ થયેલાં જીવ, તેં મ્હને સોંપી છે તો ત્હારી શાન્તિ ખાતર તે રાખુ છુ. અને મ્હારા મન ઉપર તેનો વહીવટ સોંપ્યો છે તો તે પ્રમાણે અમલ કરીશ.

પણ આ બીજો લેખ કે જે મ્હારો છુટકારો કરનાર છે તે મ્હારાથી કેમ બનશે. હજબી મહારી નિર્દોષતાથી બીજાને દુખ થાય છે એમ હું જાણું છું, ત્યારે તેને હું મહારા છુટાંપણાથી કેમ દુખી કરેશ! ના, કાંઇબી મજબુત વિચાર કરવો પડશે. એવા વિચારમાં પડેલો હતો તેવાંમાં ત્યા મી. સ્મીથ અને મોહીર દાખલ થયાં, અને હોમીને પ્રથમ મુબારકબાદી આપી અને પછી મી સ્મીથે તેની માફી ચાહી.

"મી. સ્મીથ તમારે મહારી પાસેથી એવું કશું માંગવુ ન જોઇએ. હું તમારો

તાબેદાર છું મ્હારી હમેશની સેવા તમો માટે છે" હોમી બોલ્યો.

"પ્રિય હોમી! બસ! ત્હારી ભલમનસાહી, સાલેસાહી અને સત્યતા જોઇ હું મ્હારા વિચારથી વેગળો જઇ ત્હારી પુંજા કરૂ તો થોડી છે." સ્મીથે કહયુ.

"મી. સ્મીથ! મી. સ્મીથ! તમો આ બોલવાથી ઇશ્વરની ઠેકડી જેવું બોલો છો. પુંજન માટે ફકત એકજ છે અને તે આપણો "માહાબાપ" "પાક પરમેશ્વર!" હોમીએ ભારે જુસ્સાથી સમજાવ્યું.

"તમો જે કહેશો તે ખરૂં છે. પણ આ ખુશાલીથી તમો ખુશાલ કેમ દેખાતા નથી?" સ્મીથે પુછયું.

"મી૦ સ્મીથ! હુ તમોને એકજ અરજ કરૂંછું જે પાળવા તમો તૈયાર થશો?" હોમીએ જવાબ આપવાને બદલે સામો પ્રસ્ન કર્યો.

"મ્હારાથી બનતુ કરીશ અને તે કરવામાં મ્હારી ખરી મૌજ સમજીશ" સ્મીથે જવાબ દીધો.

"હું તમારો ઉપકારી છુ. મ્હારી ખાહેશ છે કે મ્હારે માટે જે કાગળ્યા આવ્યા છે, તે ફકત અત્યંત તાકીદથી ખાનગી રાખવા!" હોમીએ કહયું.

"કાંય! કાંય!" બાપ બેટી સાથે પુછવા લાગ્યાં.

"મ્હારે તે જાહેર કરવામાં લાભ કરતા નુકશાન જોવાનું થશે. માટે હું કરગરીને માંગી લઉંછુ, કે તેને જાહેરાત ન આપવી, અને તે માટે વસીલો ચલાવવો! જે માટે તમારાં ચરણુ પર પડુ છુ." તેમ કરતા હોમીને મોહીરે અટકાવ્યો. જોકે હોમીના નેત્ર માહેથી આસુ ટપકી પડયાં. હોમીનો આ અતિ હૃદયભેદક હાલ જોઇ, બાપ બેટી હોમીને કાંઇ ખરોજ ભેદી માણુસ સમજવાં લાગ્યાં. આ કેવી જાતની વલણુ! જ્યારે જગમા નામોરી ખમી તેને મટાડવાનો તેનો સુખી સરંજામ આવ્યો ત્યારે આ જાતની વિચિત્રતા!

"વારૂ હોમી મ્હારૂ બનતુ કરીશ. ત્હારા નરમ હૈડાના નરમ ખવાસથી મ્હારી તકરાર ચાલી શકિત નથી. ખોદા કરેને ત્હારી જીંદગીનો ભેદ સમજવા હુ જીવતો રહું?" મી. સ્મીથે સધીઆરો આપ્યો.

"તમારો મોટો હેશાન થયો. મી. સ્મીથ!" હોમીએ ઉપકાર જાહેર કર્યો.

હોમી ત્યાં જેમ હતો તેમજ રહયો છે અને કયારે ત્યાંથી નિકળશે તે જણાયું નથી તેટલા બાપ બેટી આ હોમીની ચાલ માટે અનેક ખ્યાલ અને તર્ક, કરવા બેઠાં પણ કાંઇ સમજ પડી નહી. જયારે હોમી પોતાના ઓરડામાં કાંઇ બરબડતો હતો.

"છુટકારો ! મ્હારો છુટકારો ! મહને તો આ ન નિકળે તેવી બેડી છે. મ્હારૂ સુખ મ્હારા હાથમાં છે પણ તેમાં કાંટા રહી જાય છે. મ્હારૂં સુખ થાય પણ જે ખ્યાલ મ્હારા મનમાં ભમ્યા કરે છે **ત્યાં કેમ અસર થશે. તેમને કેમ લાગશે?** નહી ! નહી ! તકલીડી બેડી તુંટી છે પણ આત્મિક ભાવની સાંકળ નિકળી નથી. હજી મ્હારાં મનને જે જોઇએ છે તે ન મેલવાય એમજ છે સિવાય કે, ........." **હા .....તેમજ–ઠીક છે."**

પ્રિય વાંચક ! આપણે બરબડાત સાંભળ્યો, પણ **"ત્યાં કેમ અસરથશે ! તેમને કેમ લાગશે !"** એ શબ્દોનો અર્થ શો હશે! આ ઇનિસાન માત્ર એવી કળ કળાનું બનેલું છે, કે બીજી ક્ષણે, ત્યાં શુ ખ્યાલથી શુ મલાલ, યા, હાલ થઈ જશે, તે કલપી લેવું મુશકેલ છે. પણ જોઇશું, કે આ લાગણી, આગળ જતાં શી રીત રાખે છે, અલબત કોઈ બળવાન, વિચાર હોવો જોઇએ, કે, જે માટે, પોતાના હાથમાં છળોછળ સુખ આવ્યા છતા, હજી સઘળાંથી દુર રહેવા માંગે છે. કાઇક બન્યુ છે, બનેછ, અને બનશે. તેટલા આપણને આપણું કામ વ્હાલું છે, તે માટે આગળ ચાલીશું.



## "સુખમાં સાંપ !"

"વ્હાલા હોમી, તમો આવતી કાલે જશો" ધ્રુજતાં ગડગડતાં અવાજે મોહીર બોલી.

"હું જાઇશ, પણ તમે આશા રાખતાં હશો, કે, મ્હારો છુટકારો થશે,

છે, તેથી જે ખુલાશો કરવાની મેં કબુલાત આપી હતી, તેનો વખત આવ્યો હશે !" હોમીએ પુછ્યું.

"હા, મેં તેવીજ આશા રાખી હતી" મોહીરે જવાબ આપ્યો

"તમો ધારો છો કે એક પળ પણ વધુ, હું તે ખુલાશો કરવા થોભીશ, જો ખરેજ વખત આવ્યો હોય તો !" હોમીએ પુછ્યું.

"મ્હારો તે માટે પકકો ભરૂશો છે. પણ તમો જ્યાં જાવો છો, ત્યાં મહને, તમારી કમપેન્યન તરીકે નહી લઇ જાવો ?" રડતી આંખોએ મોહીરે પુછ્યું.

"બાનુ મોહીર, તમારી આ વેદનાથી તમો ધારો છો, કે હું સુખી છું ! મ્હને તમારી ઘણીજ દયા લાગે છે, પણ કોરના આગળાં કામકાજના સંબંધમાં કાંઇ બન્યુ હોય, તેનો જ્યારે તોલ કરવાનો વખત આવશે, ત્યારે, તમો, ઇનસાફની રાહે વધુ ખોલાશે વાર જોઇ શકશો. તે માટે થોભો !" હોમીએ કહ્યુ

"પણ તમારી દાસી તરીકે, તમારી પાસે રહું તો તમને તે અવતારે, શી અડચણ છે. !" મોહીરે પુછ્યુ.

"અડચણનો સ્વાલ નથી. જે કારકીર્દી મેં મ્હારે માટે નકકી કીધી છે, તેમાં તેવું ન બને તેમ છે. અને જ્યારે મ્હને ઠીક લાગશે, કે, તરતજ તમને ગમે ત્યાંથી, તેડાવી, તમારી મદદ લેવા હું કબુલ થાઉં છું, હવે તો શાંન્ત થશોની !" હોમીએ, સધીઆરો આપ્યો.

"હું તમારી અત્યંત આભારી થઈ. આટલાજ સધીઆરા પર હું ખુશી સાથે, મ્હારી જીંદગી પસાર કરીશ. હુ હવે શાંન્ત થઇશ. અને તમો જાવો છો, છતાં તમારી યાદથી હું સુખી રહીશ. પણ......" હયાં તેણી ડુસકે ડુસકે રડી પડી ..."પણ તું વિના, હયાં ફરવુ કેવુ લાગશે ! તમારા વિના, મ્હાર કામ મ્હને કેમ ગમશે ! મ્હારો, હૈડાના ઉછાળાથી ઉગાડેલા ફુલોનો સિંગાર, જોનાર કયાં હશે ! તેનો સોહદમ લેનાર, આ જગતમાં, મ્હારો, એકજ વ્હાલો પ્યારો જીવ, કયાં હશે ! હોમી ! હોમી ! મને માફ કરજો ! ૧૯ મ્હારાથી ગમે એવીબી

મ્હારી ઉત્તમ લાગણી અને, ગમે એવા મ્હારા આલા આચાર વિચાર હો, પણ હું ખમી શકિત નથી. મને માફ કરજો ! બસ હવે હું શાન્ત રહીશ." તેટલાં મોહીરનો બાપ આવી પુગ્યો. પોતાનાં બચ્ચાની લાગણી સમજી ગયો. છતાં મન અને મુખ થાવકું રાખી હોમી સાથે વાતે બેઠો;

"તમો ત્યારે બે ત્રણુ દિવસમાં [જવા માંગો છો ?" સ્મીથે પુછ્યું.

"જી હા," હોમીએ જવાબ દીધો

"તમો હયાંથી કયાં જશો ? પહેલા તો, તમારા કુટુંબને મળશો." સ્મીથે પુછ્યું.

"તમોને, ખોટાં ઉડાવનારા જવાબ મલશે નહી. મ્હારા કુટુંબમાં હું જાઇશ નહી" હોમીએ જવાબ દીધો.

આ જવાબથી બન્ને અજબ થયા. પોતાના વ્હાલાઓને મળવાથી આ દુર રહેવા માંગે ! એનું શું કારણુ હશે, તે કલ્પી શકયાં નહી.

"ઘણીજ તાજુબીની વાત છે હોમી !" સ્મીથે કહયું

"હા, એમ છે તો ખરૂ." હોમીએ જવાબ દીધો.

"પણુ ત્યારે કયાં જશો ! મ્હને જણાવવા કશી અડચણ નહી હોય તો" સ્મીથે પુછ્યું.

"તમે માત્ર ખાનગી રાખવા મહને રજા આપશો ! અને યાદ રાખજો મી. સ્મીથ કે જેવું મ્હને તમારૂં કામ પડશે કે પહેલાંજ સલાહ પુછાવીશ" હોમીએ જવાબ દીધો.

"તમારી વર્તણુંકથી હું ખુશી થયો છું, જેમ તમોને ભાવે તેમ કરશો. પણ, એક બેયદબી માટે માફ માંગું છું, મ્હને, તમારો ખજાનચી થવા દેશો !" મી. સ્મીથે પુછ્યું.

"હા ! મ્હારી પાસે એક કોડી બી નથી અને પૈંસા—થોડાજ પૈંસાની મ્હને ઘણી જરૂરજ છે. પણુ તે એક શરતે, કે, હુ જેવા પાછા રવાના કરૂં કે તમારે લઇ લેવા !" હોમી બોલ્યો.

"હું તમારા મકકમ વિચારની સામે નથી આવતો. જેમ જેમ તમો સાથે

વધુ ભેલાવા માંગુ છુ, તેમ, મ્હારા દિલમા, તમો માટે ઘણાક ભેદ, ભરમો, વિટાળુ છું. તમો જે માંગશો તેમ હું કરીશ" સ્મીથે જવાબ દીધો.

"ત્યારે મ્હારી મરજી છે કે મીસ મોહીર, મ્હને એકસોએકની નાદીર રકમ, થોડાક વખત ધીરશે! જો તમારી મરજી હોય તો!" હોમી બોલ્યો.

"લાખ વખત, દશ લાખ વખત, તમારા આ વિચારથી, મ્હને જન્મ સુધીની હેશાનમંદ કીધી છે. એક નો પૈસા વાપડતી વખતે, તે મ્હારા હાથમાંથી પસાર થયેલી મતા હશે, અને આવતી વખતે તે તમારી સકમાઇની વલટર હશે જેને, હમેશ જાલવી રાખવા કોશશ કરીશ" મોહીર બોલી ઉઠી.

"ચાલો ત્યારે, આપણે આપણા છુટા થયેલા હાલની આખેરીમાં, ઘણાજ ઉંડા પ્રિત ભાવથી, છુટા થઇશું" મી. સ્મીથ બોલીને ચાલી ગયો.

"તમારી હું હેશાનમંદ છું." ઘણીજ શાન્તિ સાથ મોહીર બોલી.

"અને, તમોને એક જાતની હીંશ આપવા કહું છું કે, એ રૂપીઆ મોકલવા સાથ, તમોને મ્હારા કામ માટે બોલાવવા કોશેશ કરીશ, એવી તમો ખાતેર દુવા ચાહું છું." હોમી બોલ્યો.

"ઘણોજ ઉપકાર! પ્રીય હોમી! ખુદા તુને સુખી રાખે!" એમ બોલી, હોમીનો હાથ ઘણાજ સ્વચ્છ, નિખાલેશ પ્યારના જુસ્સા સાથ હાથમાં લીધો, છાતીના ધપકારામાં સમાવ્યો, અને, એક પુંજારી માફક તે આંખમાં સમાવી, ઉપર ચુંબનનો સીલ કર્યો. અને ત્યાંથી ચાલી ગઇ.

વાંચનાર, તુંને નવાઇ લાગે છે, કે હોમીએ, ઘણીજ મોટી નાદર રકમ મેલવી છે, છતાં, પૈસા કાંય માંગ્યા હશે? કદાપી તે નાદર રકમને, લાગતાં વલગતાઓથી કાયદાસર મેલવવા વખત અને ખર્ચ લાગે, માટે, થોડા વખત માટે ઉછીકી લીધી હશે! અને તેમ હોય તો, તે રકમ પાછી મોકલવા આટલો લાંબો વિલંબ કાં માંગ્યો હશે? ખરેજ સામાન્ય રંગ ઉપરથી, દરેક માટે, વિચારી લેવું ભુલ ભર્યું છે. પ્રથમથી, આ હોમી, નવાઇ જેવી રીતે જીંદગી ગુજારતો આવ્યો છે, આપણે શા અનુમાન કરીશું! અને ત્યારે, પોતાની બહેને જે લેખકની વાત કીધી હશે, તે શું આ હોમીનો ગુરૂ હશે! ત્યારે, તે

લેખકની વલણુ પણુ કેવી હશે, તેના લેખમાં, ખરેજ કાંઈ ઉંડું ભેલવાનું હશે! જે હશે, તે જોઇશું. કારણુ **"કાલની કોણે ગણુત્રી કરેલી પાર નિવડેલી જોઈ છે!"**

"કાળ"ની શી ફાળ છે—હાલ છે રે શું!
ન જાણે જો તું—તો શું જાણું તે હું!
"કાળ" પર જે આસ છે—આજે છે રે શું!
આસ જો નિરાશ છે, શું કરશે રે તું!



## "અકસ્માત"

સગાંની સાથ છોડી, પોતાના માથેનો દોષ, નિર્મુળ થયો છતાં, આપણી આશા પ્રમાણે હોમી આપણે ધારેલી જગ્યા કરતાં કાંઈ જુદેજ સ્થાને જતાં ઉપડયો, એ આપણને અચંબો છે. હાલમાં જ્યાંથી આબરૂને જરાબી કુંલક ન રહેવા સાથ છુટા થઈ, પરજાતના સઘળા આશિષ લઇ, ચાલ્યો ગયો છે, ત્યારે આપણને આપણી વાર્તાની કડી સંભાળવા જવુંજ છે. તેટલાં આપણે હીંદુસ્થાનના વિસાલ દેશના એકાદ ધામ ધુમ્યા સ્થળે આવીશું.

આ સ્થળ કલકતા છે. આપણી વાર્તાનો, ત્યાં ભાગ હોવાથી આપણને ત્યાં નજર દોડાવવી જરૂરની છે. જેઓએ કલકતા જોયું છે, તેઓને ત્યાંના વેપાર વણુજની, ભારે ધમચકરીનો નજરે નજરે ખ્યાલ મળ્યો છે. જેઓએ જોયું નથી તેઓ, છાપા અને ચોપાન્યાની વિગતથી માહીતગાર રહે છે. ત્યાંથી એકાદ મોટા, પહોલા રસ્તા ઉપર જોડીની ગાડીમાં એક આયા, અને અંગ્રેજ બચ્ચાને કોચમેન હંકારી લઈ જતો હતો, તેવામાં ઘોડાના ચમકવાથી તોફાન ઉભું થયેલું, લોકના ટોળે ટોળાં દુર ઉભાં જોતાં હતાં. ઘોડાઓ ચારે પગે નાસતાં જતા હતા, કોચમેને કાબુ ખોહી દઈ, પોતાની બેઠક ગુમાવી હતી, આયા

માહેથી ઉડી ગઈ હતી, અને બચ્ચું, જે એક સાઈદના હેનડલને પકડી બેઠું હતું, તે હર પળે જાન ખોહી દે એવો સંભવ હતો. તે ગાડીની પછવાડે ઘણે દુરથી એક ઘોડેસવાર અંગ્રેજ બચ્ચો પૂર જોશથી દોડતો આવતો હતો, એવું સમજાતું હતું કે ગાડીની આગળ વધી, જઈ, ઘોડાને થોભાવે, પણ ગડબડ સાથ હોહોકાર વધ્યો, અને સેંકડો જણ ફક્ત પોકાર મારતાં, બાજુમાં ઉસકેરાઈ ગયલા ઉભાં હતાં. એજ સમયે એક કદાવર પારસી ગ્રહસ્થ જે અરધી અંગ્રેજી ઘપમા, હાથમા લાકડી લઈ, પસાર થતો હતો, તેને શું ભાન થઈ આવ્યું, કે પોતાની પાઘડી બાજુમા ફેંકી, યાહોમ સામે દોડયો. સઘળાએ બુમો પાડી, અને તેમ કરવા ના કહયું, છતાં જાણે મોતનેજ શોધવા જતો હોય, તેમ ઘોડાની સામે ધસ્યો. જેવો નજદીક આવ્યો, કે, કેવી બહાદુરીથી યા કોઈ દેવ જોગે છલાંગ મારી ગાડીના પાવરા પર ચઢયો, અને બીજે હાથે બાળકને ખેંચી, પાછો કુદકો માર્યો. કુદકો મારવા સમેત પોતાનું સમતોલપણું ખોહી દીધું, અને પડયો, પડતાંજ પાછળું ચાક મજબુત રીતે તેના માથાને લાગ્યું પણ તેમ થવા છતાં બાળકને પકડેલો હાથ પોતે એવો સરસ રાખ્યો, કે બાળક ઠપકાઇ, પાસે સલામત બચ્યું, તેજ ક્ષણે, પેલો ઘોડેસ્વાર ગ્રહસ્થ, ત્યાં આવી ઘોડા પરથી કુદયો, અને પોતાના વ્હાલા બાળકને ગોદમાં લઇ લીધું. તરતજ, ભેગા થયલા ભલા નર નારીઓ, જેઓ આ ગ્રહસ્થને ઓલખતાં હતાં, તેમને સ્વાધીન કર્યું, અને પોતે બાંય ચઢાવી, પેલા, બેફામ થયેલા પારસી ગ્રહસ્થ આગળ દોડયો, અને મોટોર બોલાવી, માહે ઉઠાવી લીધો, અને પોતાને મકાને લઇ ગયો. ડોકટરની તરતજ મલમપટા સાથે, મદદ આવી, અને ઘણીજ કુશળતાથી, ઘા, ઉપર પાટો બાંધ્યો, અને આરામમાં રાખ્યો. આ કામમાં તે ભલા ગ્રહસ્થના ભલા બાનુએ, અથાગ મહેનત કીધી. જાતે પોતે એમબ્યુલન્સ બ્રીગેડના પેટ્રન હતા, અને મદદની કશી કચાસ રાખી નહી.

આ અકસ્માત, અને, તેમાં મુખ્ય ભાગ લેનાર પારસી ગ્રહસ્થના તરતજ છાપામા વખાણો આવ્યા, તેની બહાદુરીની જાબજા ચર્ચા ચાલી. ત્રણ દિવશે

વહી ગયા, ત્યાર પછી પેલો ગ્રહસ્થ, જરા ઠીક સુધારો લેવા લાગ્યો. અને વાત-ચિત કરવા જેવી સ્થિતિમાં આવ્યો.

"મહેરબાન! વ્હાલા ગ્રહસ્થ, તમારો હું જીંદગી સુધીનો હેશાનમંદ થયો છું. આ કામ મ્હારી નજરે જોયલું, એટલે, કોઇથી કહેવામાં આવતે, તો સરાગત પણ કહેવાતે. તમોએ મ્હારાં એક પુરા બાળકની જીંદગી, તમારી જીંદગીની કસીબી પરવાહ કરવા વગર બચાવી છે." મી. ફ્રેન્કએ પેલા દરદી આગળ, ઘણીજ ઓજરખ્વાહીથી ઉપકાર માન્યો.

"તમારો કાર્ડ હયા ખાસ મુકવામાં આવ્યો, અને, તમારૂં નામ મી. ફ્રેન્ક વાંચતાંજ હું ખુશી થયો, કે, ખુદરને, મ્હને, એ બહાને, તમો જેવા, કલકતાના લાયક માનવંત શહેર શોદાગર સાથ મુલાકાત કરાવી. મ્હારી ફરજ સિવાય મેં બીજુ કશુ કીધું નથી." પેલા બીમારે જવાબ વાળ્યો.

"તમારી મરજી હોય, તો આપણું નામ મ્હને જણાવશો!" મી. ફ્રેન્ક ફ્રોકલવે પુછ્યું,

"મ્હારૂ નામ રૂશતમજી એચ. કોનટ્રેકટર છે" પેલા દરદીએ જવાબ દીધો.

"ત્યારે આપ સાહેબ કનટ્રાકટરનું, કામ કરતાં હશો?" મી. ફ્રેન્ક ફ્રોકલવે પુછ્યું.

"નહી મહેરબાન, હું તો ગરીબ માણસ છું, એ ઓખડ અમારા વંશથી ચાલી આવી છે. હું તો, કલકતે કાંઇ ચાકરીની શોધમાં આવ્યો છું, પણ મ્હને કહેશો, કે હજી મ્હને કેટલા દિવસ, લાગશે?" મી. રૂશતમજીએ પુંછ્યું.

"હવે, ત્યારે, હયાંથી જવાની ગણત્રી કરવીજ નહી. મ્હારે તમારૂં કામ ઘણું પડશે. ચાલો, હાલ તો આસએશ લેવો. વધુ બોલવાની ડોકટરની મનાઇ છે."

એમ બોલી ઘણીજ માયાકુન સેકહેંન્ડ કરી, ફ્રેન્ક ફ્રોકલવ ગયો.

દર્દીની હાલત સુધરતી ચાલી, અને એક પખવાડીઆમાં, આસુદગી મેળવી આજે, મી. રૂશતમજીને, આપણે મી. ફ્રેન્ક ફ્રોકલવના ઓરડામાં વાતચિત કરતાં જોઇએ છીયે.

"મી. રૂશતમજી! તમારી વાતના ટુંક ઇનતેખાબ ઉપરથી અને તમારા

આ બહાદુર કામ ઉપરથી મેં જોઈ લીધું, કે તમો એક ગરીબ પણ ઉદ્યોગી અને પ્રમાણિક ગ્રહસ્થ છેઓ. જોકે તમારી ખાહેશ કોઇ નોકરી બજાવવાની છે, તે પણુ તમો માટે તૈયાર છે, જોકે મ્હારી ખાહેશ તમોને કોઇનાં ધંધામાં ભાગ્યો બનાવી આપવાની હતી પણુ તમો કદીબી કોઇના પૈસા પર ધંધો કરો નહીં, એમ તમારી સાથની ટુક વાતથી જાણી લીધુ." મી. ફ્રેન્ક ફ્રોકલવ બોલ્યો.

" તમારા એવાં મત માટે હું ઉપકાર માનુછ" મી. રૂશતમજીએ આભાર માન્યો.

"તમો ગમે એટલું પણ બોલો પણુ તમારા પ્રમાણિક મત પ્રમાણે તમો મ્હને જવાબ દેશો કે હું તમારો ઉપકારી યા તમો મ્હારા ઉપકારી છો" મી. ફ્રેન્ક ફ્રોકલવે પુછયું.

"એ જાણુવાની તમો ખાહેશ રાખો છો ત્યારે મારાથી તેનો જવાબ આપી શકાતો નથી પણ તમારી મરજી પ્રમાણે માની લેશો તેજ હું માનશ" મી. રૂશતમજીએ જવાબ દીધો.

મ્હારી વીસાલ મીલકતની ઉપજની સઘળી દેખરેખ અને તેની સલામતી તમોને સોંપી છે અને તે બાબદ કાંઇ પણુ કામકાજ કરવા પૈસા મંગાવવા મેળવા, આ સાથ મ્હારા ધારા પ્રમાણે દસ્તાવેજ છે, કે જેથી તમોને તે કામમા જોઇતા ખરચ માટે પૈસા બેન્કમાથી સીધ્ધા મંગાવવા બને" મી. ફ્રેન્ક ફ્રોકલવે એમ કહેતાં તે માટેનો દસ્તાવેજ આપ્યો.

"તમારા આ વિશ્વાસને પાત્ર થયો એજ મ્હારી સરૂઆતને ઘણું છે." મી. રૂશતમજીએ તે લેતાં જવાબ દીધો.

તે ગ્રહસ્થનાજ મકાનમાં મી. રૂશતમજીને એક ઓરડો આપવામાં આવ્યો જ્યાં પોતાનું નવું કામકાજ કરેછે. આ પારસી ગ્રહસ્થ અંગ્રેજી પોષાકમાં, તેમજ મુછ તથા દાઢી બોડાવી નાખવાથી ઘણોજ સોહામનો તેમજ એક અંગ્રેજ જેવોજ લાગતો હતો. ન્યમસર પોતાનું કામ કરતો ચાલ્યો છે, આગલા કારોબારના કાગળ્યા સાથ, કામકાજ એવાં દરૂસ્ત કાયદે ચાલતુ હતુ, કે રૂશતમજીને, તે માટે કશી અગવડ પડી નહી. પોતે એકાઉનટન્ટની સારી તમામ લીધી હતી,

જેથી પોતાને જેમ સગવડ થઇ ગઇ, તેમ ઘણાજ સરળ રીતે હીસાબો ગોઠવી પોતાનું ઉપયોગીપણું વાજબી રીતે સાબેત કરી આપ્યું. એમ લગભગ બાર માસ વહી ગયા, જે અરસામાં, તેનો સઘળો પગાર અનામત એકઠો થતો હતો.

"તમારા હીસાબમાં મ્હને જોવાનુ કશુ રહયુ નથી. તે બધી રીતે વાજબી અને ચોખ્ખાઇથી કરવામાં આવ્યો છે. જો આગળ વધીને, વગર સરાગત કરવે બોલુ તો, તમારા હાથમાં જ્યારથી એ કામ, મેળવામાં આવ્યુ, ત્યારથી મ્હને જરાબી ચિંતા રહી નથી." એકવાર વાત કરતાં મી. ફ્રેન્ક ફ્રેકલવ બોલ્યો.

"તમારાં એવા ઉંચ મત માટે, આપણો ઉપકાર ચાહુંછું. પણ આ જેહું મ્હારી ખુશી સાથે, તમારી રજાથી, મ્હારી નોકરી ખતમ કરી જાઉંછું." રૂસતમજીએ કહયું.

"તમો તમારી જગ્યા છોડવા માંગોછો ! કાંય ! હું નહીં ધારતો, કે, તમારા દરમાયાનો કાંઇ મ્હારી સાથ સવાલ હોય ! " મી. ફ્રેન્ક ફ્રેકલવે ઘણીજ આતુરઇથી પુછ્યું

"નહી ! મ્હારા ભલા મી ફ્રેકલવ ! નહી ! તેવું કશુ નથી. તે દરમાયો લેવાનુ પણ તમોએ મ્હારીજ મુનસફી ઉપર મેલ્યુ હતું. તે વીશે મ્હારે આભાર સિવાય કશો જવાબ નથી. તમારૂ નામ જે ફ્રેન્ક ફ્રેકલવ છે, તે ખરેખરજ છે, યાને, તમો સઘળા લોકને ચાહનારાજ છો. હુ જવા માંગુછુ તેમાં પણ તમારી સલાહ અને મદદ જોઇશે રૂસતમજીએ ખુલાશો કર્યો.

"જરૂર, જરૂર, બોલો ! જે હોય તે કહો, હુ તમારા દરેક કામમા માન માનીશ " મી. ફ્રે-કે કહયું.

"મ્હને, ખેતીવાડી ઉપર ધ્યાન આપવુ છે, અને, જે પૈસા હું તમારે ત્યાંથી કમાયોછુ, તે ઉપરથી નિર્વાહ શોધવા માંગુછુ, અને તેટલા માટે, તમારી ઓહોલી જગ્યાનો, એક મોટો ચોરસવાર કડકો, કાઇ મુદતના ભાડાં ઉપર આપશો અને જો, મ્હને તે માટે ફતેહ મળી, તો પછી વેચાતી આપવા મહેરબાની કરશો !" રૂસતમજીએ સમજાવી કહયું.

"હુ તદ્દનજ ખુશી છું. અને હુ તેમા મ્હારી પુરતી દિલસોજી, અને સગવડ આપીશ." ફ્રેન્ક એમ બોલી ખુશી દેખાયો.

"સગવડ તો હમેશ મળેછે, પણ દિલસોજી માટે મોટી તાણ રહેછે. ગમે એવી પૈસાની મદદ હોય, પણ પૈસાની મદદ સાથ, કામદાર વર્ગને પૈસા આપનારની હજાર દિલસોજીની જરૂર છે. તે જ્યાં હોયછે, ત્યા હાલ પનચોતેર ટકા, પ્રથમથીજ આસાન દેખાય છે. તમો જેવા તરફથી દિલસોજ તેકો મલવા જેવો સમો, હઝારો નગડ રોકડ કરતાં વધુ છે." રૂશતમજી બોલ્યો.

"પણુ તમો રહેશો કયાં !" મી. ફ્રન્કે પુછ્યું.

"જ્યાં મ્હારી ખેતીની જગ્યા હશે, ત્યાંજ મ્હારૂ રહેઠાણુ થશે, અને ત્યાં તમારી ફુરસદે આવી, મ્હારા કામમાં યોગ્ય સલાહ દેવા કૃપા કરશો !" રૂસતમજીએ અરજ કરી.

"તમો ખરેખરા એક સહાસિક પારસી છે. તમારા બાપદાદાઓમા જે વેપારી ગુણો કહેવામા આવે છે તે તમારી રગેરગમાં સ્પષ્ટ જણાય છે." મી. ફ્રેન્કે કહયુ.

ત્યાર પછી, આ બાબદનો દસ્તાવેજ પુરો થયો, અને રૂશતમજી, મી. અને મીસીસ ફ્રેન્ક ફ્રોકલવનો, અતિ માન, ચાહ લઇ, એક અતિ નાદર "કાસકેટ" ની ભેટ સાથ પોતાની નવી નોકરી, યાને આપ કમાઇથી પેદા કરવાની રોટલી, માટે, તઇયારે થયો. આ ગ્રહસ્થે રખડતી જીંદગી કાઢેલી હતી. અને હવે આપ બળથી, પૈસા કમાવવા કોશેશ કરી.

અંતે તેને નસીબ દેવીએ યારી આપી. તેની ખંતીલી મહેનતથી, તેને ખેતીવાડીનું કામ સરૂ કર્યું, અને જેમ જેમ જગ્યામાં સુધારો કરતો ગયો, તો તેમ, તેનો વેપાર વધતો ગયો. આ ધંધો, અને કામ, વધવાનુ મુખ્ય કરણુ જે હતું, તે એજ કે, તેના કામદારોને, જે કામ આપવામાં આવતુ, તે ઉપર જાતે, તેઓને માહીતગાર કરતો હતો, અને કસાયલા અનુભવી, માણસોને સારા દરમાયાથી નવાજતો હતો. કામદારોમાં કુસંપ થવા દેતો નહી. દરેકને વધુ મહેનત કરવા દેતા, વધુ કામ આપતો હતો. જેવું પોતાની દેહનુ સુખ માનતો, તેવુ

તેઓ માટ, તે કરતો. ગમે એવાં જોખમે, તેઓ તરફ માન, અને ચાહ રાખતો હતો, કદીબી પોતાના કરતાં કોઇને ઉતરતો ગણુતો ન હતો. કેટલાંકોને, કામ શિખાડયા પછી, આડત કરવાનો શોખ થવાથી, તેઓ રૂશતમજી કનત્રાકટરના માલને, વધુ જહેમત અને હોશે, વધુ ફેલાવો કરતાં ગયા. ટુંકમાં, આ ખંતીલો પારસી ભાઇ, આસતે આસતે ઠીક વેપાર કરતો નામના મેળવતો થયો પ્રમાણિક નિષ્ટા અને ઉધ્યોગ, સદાકાળ, ઇન્સાનને, આગળજ વધારશે. પોતાના ધંધાને પુગી વળવાની રોકાણુમાં, તેઓએ, એક લેડી સુપરીનટેન્ડંત ની જાહેર ખબર આપી. તેના જવાબમાં, ઘણીક અરજીઓ આવેલી હતી, જે માહેથી રૂશતમજીએ ઘણીજ સંભાળથી એક ચુંટી કહાડી, અને તાર કીધો, જે પુગતાંજ, તે અરજી કરનાર બાનુ ત્યાં આવી પુગી હતી.

"આવો બાનુ મોહીર સ્મીથ!" મી. રૂશતમજીએ, તેણીને આવકાર આપ્યો.

"હું તમારા મ્હારી તરફના ભલા જવાબ માટે ઉપકારી છુ" મીસ મોહીર બોલી.

"જોકે, તમોએ, આ જગ્યા માટે ઉમેદવારી કરી છે, છતાં તમારી નજરો, નજર, મ્હારૂં કામ જોતાં કાઇ ન ગમતુ હોય, યા કાઇ તમારી સુખાકારી, યા તબીયેત અર્થે, ન ભાવતું હોય, તો, તમે, તમારી મરજી માફક કરવાં ખુશી રેહેજો!" મી. રૂશતમજીએ ખુલાશે કર્યા.

"નહી, મી. રૂશતમજી -મ્હને, આ જગ્યા, અને તમારી ચાલે કાઇ જોતાં, ઘણીજ ખુશાલી ઉપજે છે. મ્હારી આ જગ્યા પર નોકરી કરતાં, વધુ હોશ, આ જંગલમાં, ખુલ્લી થશે. હાલમાં જીંદગી પસાર કરવા, ઉધ્યોગી બનવા ઘણું ગમે છે, અને કોઈ ભાગમાં મ્હારી આવડત ન હશે, તો તમો ઘણા મયાળુ દેખાવો છે, એટલે, સુધારશો, અને મ્હને લઇ ચલાવશો!" મીસ મોહીર બોલી.

"તમારા જેવાં ખંતીલા દેખાતાં બાનુથી, મ્હને મ્હારા કામમાં ઘણીજ રાહત મળશે. મ્હારી મુખ્ય નેમ મ્હારા કામદારો ઉપર દેખરેખ, અને જેઓ, સાંજે, પોતાની ખાહેશથી અંગ્રેજી શિખવા માંગે, તેઓને શિક્ષણ આપવું-તેમજ તેઓની

ધણિઆણીઓને, કાંઇ ભરતકામ, વેટરકામ, જે તેઓની મરજી ચાહે, તે શિખાડવું-જે તમારા કાગળમાં લખવા પ્રમાણે તમારો ગુણ છે." મી. રૂશતમજી બોલ્યો.

"તમો જેવા ચતુર, ઘણુંજ સહેલાઇથી ખયાલ કરી શકો છો. મેં તો લખ્યું પણ તમોને, તે માટે અજબ વિશ્વાસ આવ્યો, મી. રૂશતમજી !" મોહીર બોલી.

"તમો જેવા ચંચલ જીવો તુરતજ માલમ પડે છે. હવે તમે, તમારા માટે નક્કી કીધેલી જગા પર જરા આશાયેશ લેવો, અને જો જગ્યા ન પસંદ પડે તો જરૂર બીજી માટે, મ્હને કહેજો ! તમારી સુખાકારી ઉપરજ, બીજાની સગવડોનો આધાર છે." મી. રૂશતમજીએ કહ્યું.

"તમોએ મ્હારે માટે જે ગોઠવણ કરી હશે, તે મ્હને ઘણીજ ગમશે, કારણ કે, તમારી જાગેરી ઉપર દાખલ થતાજ, મ્હને ઘણું સુખ થતું, અને સુખ શાન્તિ જેવુંજ લાગ્યું" એમ જરા હસીને, તે બાનુ અંદર ગઇ.

આ બાનુના જવા પછી, મી રૂશતમજી, તેણીની પાછળ, થોડો વાર, એક ચિતે ઉભો રહયો, અને કાંઇ અંદેશામાં પડયો. આખરે કાઇ બરબડી, પોતાના કામે વળગી ગયો.

કામકાજ, ન્યમિત ચાલતું હતું, અને મીસ મોહીર સુપરીનટેન્ડન્ટથી, સઘળાંના સુખમાં વધારો થતો ગયો. મી. રૂશતમજી કનટ્રાકટરની રોકાણો વધી પણ તે સાથ, મીસ મોહીર, તમને સેક્રેટરી જેવી ઉપયોગી નિવડી. આ બહોલા ખાતાંના ધણીને, હવે, અવારનવાર, ગામેગામ જવું પડતું હતું, અને પૈસાની આંત અને આવક જાક વધતી ગઇ. મુંબઇમાં પણ તેવનથી શાખા ખોલાઇ છે, અને ત્યાં, પણ તેવનને ઘણાજ કુશળ કામદારો મળ્યા છે. ધંધો કેમ વધ્યો, શું થાય છે, કેટલું આવે છે, તે લખાનથી જણાવવા જરૂર નથી. ટુંકમાં, જ્યાં સચ્ચાઇ, પ્રમાણિકપણુ, પોતાના કામદાર માણસો માટે કાલજી છે, ત્યાં સઘળું સુખવંત થવુંજ જોઇએ.

મુંબઇની શાખામાં, તેવણુની ઓફીસનો જે વડો નેમાવ્યો છે, તે પણ આપણી ઓલખનો છે. અને તે મી. જાલ, યાને જાંગુ. આપણી વાર્તાના

ઝુલાયલા નાયક મી. હોમી કેપટનનો, સાવકો નાનો ભાઈ છે. તરેહવાર, એપલીકેશન આવ્યા તે માહેથી, ખોલ કરીને, મી. રૂશતમજી કનટ્રાકટરે જાલને પહેલા ઓફીસમાં બોલાવ્યો, અને તેને જગ્યા આપી. તેવનની ગેરહાજરીમાં, જાલનુ કેનવાસીંગ કામ, ઘણુજ વધી ગયું, અને જાલ પણ મી. રૂશતમજીની નજરમાં ઠીક લાગ્યો. તે વધ્યો, અને પોતાના માસતરને મુરબીજી, સમજી, ખરા મને કામ કરવા પડયો. પણ પ્રથમ સાચ્ચો જે ખુલાશો, મી. જાલે કર્યો હતો, તે, પોતાના ભાઇ, સાથના સંબંધનો હતો. જે માટે મી. રૂશતમજીએ કશું અગત્યનું નથી એમ જવાબ આપી, જાલને સધીઆરો આપ્યો—"તમારૂં કામ કરો, તેજ ઉપર આધાર રહેશે. તમારા ભાઈના ઉપર આવેલા વિન્ન માટે, મ્હને કાંઈ કહેવું નથી. દુન્યામાં કાંઈ બને છે, અને બન્યુ હોય, તેથી તમારે મનમા કાંઈ ઓછું લેવું નહી. આવા ખુલાશા પછી જાલ ઉમંગી થયો, ખંતીલો થયો, અને તેને નવો જોમ આવ્યો. ટુંક વખતમાં, તેવણનો માનીતો થયો. એક વેળા પોતાને ત્યાં તેવણને લઈ ગયો, પોતાના માય, તથા બહેન, તથા બાનું નરગીસ સાથ ઓલખ કરાવી. અને તે ઓલખે, સારૂં રૂપ લીધું. મહીને બે મહીને મી૦ રૂશતમજીનું ત્યાં આવવું થતું હતુ, તે વેળા જાલના ઘરમાં રહેવા પસંદ કીધું કારણ કે, બધાંઓની ઘણીજ ખુશી હતી.

ટુંક સમયમાં, મી૦ રૂશતમજી ઘરમાં ઘણોજ પલોટાઈ ગયો, અને તેની વાત અને વિચાર ઉપર, સઘળાં ઘણા આનંદ થયા. ધંધા ઉપરાંત બીજી ફીલસુફી બાબદ તથા વહેવાર જ્ઞાનનો ભંડાર, આ રૂશતમજી કનત્રાકટર પાસ પુરતો હતો. શહેરાને રૂશતમજીની સંગાત હદ બહાર ગમી, અને જ્યારે તેઓ ઘણાજ વ્હાલથી, મદાર કરતાં હતાં, ત્યારે આસપાસના કાન ખુલવાં લાગ્યાં, તરેહવાર વિચારો પંથરાવવાં લાગ્યાં "સારૂ રે બીચારી ગોઠવાઈ જાયે તો" એમ પણ કેટલાંકો શહેરા માટે અભિપ્રાય મનથીજ આપવાં લાગ્યાં.





## વખતનો વહેવાર.

સોનેરી રજાલ પર, કાળાશ આવે છે. કાળાશ થયેલા આભલાં ધીમે ધીમે પોતાના રંગથી છુટાં પડી, આખરે સફેદ સપાટી દેખાડે છે. તેજમય કિરણો કેવાં કોઇવાર પ્રકાશે. ગમઘોર વાદલા ચઢી, વિજળીની ચમક થાય છે. એક જોનારને, તે ચમક જ્યારે આનંદ આપે છે, ત્યારે તેજ વિજળીની ચમક, બીજાનાં ભિત્તરમાં ભયનાદ કરે છે. કાંય ! શું ચમકમાં કાંઈ એવી ખુબી હશે ? જો ભયનાદ કરવાની ખુબી વિજળીમાં હોય, ત્યારે, બીજાને સુખ કાંય આપે ? જ્યારે તે ચમકે છે, ત્યારે કોઈ હૈડુ સુખમય દેખાય છે યાને ભિત્તરના ઉંડાણમાં મનુષ્ય ઘણી બાબદો સમાવી રાખે છે, તેની યાદી આવતાં, તે બાબદનો સુખી યા દુખી વિચાર વિજળીના ચમકાર સાથ હમકાર કરેછે, યાને જગતના રંગોથી આપણા વિચારના રંગો સાથ જોડાણ થતાં સરળ હોય, તો ઠીક, નહી તો ત્યાં મુજવન પેદા થાય છે. જેઓને રંગનો પ્રયાસ હોય છે, તેઓ કઠોર રીતે ગોઠવાયલાં રંગો જોઈ નાપસંદ કરે છે, અને જ્યારે રંગનો જમેલો હુન્નર ભાવથી થયલો હોય, તો આનંદ મય મન થાયે છે. મંદિરના એક સાચ્ચા પુંજારીને દારૂના પીઠામાં લઈ જાવો, ત્યાંની ધ્વજો, તેને ગમશે નહી, કારણકે પુજાવાલી જગ્યા ઉપર ભક્તિભાવથી તૈયાર રહેલા અનદીઠા, પણ બલુ વાયલેત ગુલાબી અને પીલા રંગ ભાવનો જમેલો જોયો છે. જ્યારે વંઠેલ કલાલખાનામાં જ્યાં તરેહવાર જાતની હલકી બે હોરમત ભાષામાં, ભાંડ અવતારમાં હલકા વિચારોમાં ભવ કાઢેલો તેને પ્રભુ ઘરની રચના ઉપર એકદમ સુધ્ધ ખ્યાલ આવશે નહી. જેને વંઠેલ વેરભાવ લેવાની હોશ હોય તે પછી બાપ યા ભાઇ, દોસ્ત યા સગાઈ, પુત્ર યા પરીવાર જોતું નથી. એવા ઉમદા અને હલકા, બુરા અને સારા, કાળા અને સફેદ રચનાની હારમાળા બને છે, વીસમયથાય છે.

પણ વખત આગળ ને આગળ વધતો જાયે છે. તેવીજ રીતે મી. રૂશતમજી કનત્રાકટર પણ ત્યાં આવતો હતો પણ પરવારતાઓને કશું બી તોલજોખનું શોધવું જોઇએ તેમ શહેરા માટે ઉપર સાંભળ્યું તેમ ગપાટા ચાલતા હતા. એવા પરવારતાઓ ક્યારે જગમાથી દફે થશે. પીઠ પાછળ બોલી પોતાની મતલબને પેશ કરતાં લેશ માત્ર પણ થોભવા વિચારતા નથી. તેઓ શું એમ ધારે છે કે આખરમાં જ્યારે અંત આવશે ત્યારે સુખ મેળવાશે કે!

વધારે ધાડો સંબંધ થવાથી મી. રૂશતમજી કંનત્રાકટરે શહેરાના ખાનગી વર્ગ માટે સાંભળ્યું, અને એક દિવશ શહેરાની ઓહશથી અને જાલના આગ્રહથી ત્યાં જવા મુકરર કીધું. પોતે ક્યારે જશે તે કાંઇ ચોકશ થાય એમ ન હતું, પણ એક દિવશ હાથ ધરી મી. રૂશતમજી ત્યાં ગયો.

વર્ગમાં નના મોટા બાળકો હતાં અને તેઓની હિમ્મત અને ધીરજ જોઇ તથા તેઓની સાલેસાઇ જોઇ પ્રથમ છાપ તો ઠીક લાગ્યો. શહેરાની ખાહેશથી મી. રૂશતમજીએ કાઇક પરિક્ષા લેવા માંડી.

"તમો કયો ધમ માનો છો?" રૂશતમજીએ એક નાની બાળકીને પુછ્યું.

"માજદીયસ્ની જરથોશ્તી ધર્મ" છોકરીએ વાંકી નજરે નમનતાઇથી જવાબ વાળ્યો.

"તેમાં તમો શું શિખ્યા ?" રૂશતમજીએ પુછ્યું.

"તેમાં અમો સ્પિતામા જરથુસ્ત્ર જે આપણી દિનનો પ્રકાશ કરાવી ગયા તેમનું બ્યાન શિખ્યા." તે બાળાએ જવાબ દીધો.

"તે પ્રકાશ કેમ કર્યો તે તમો કેમ જાણી શકો છો?" મી. રૂશતમજીએ પુછ્યું.

"તે પ્રકાશમાં પાક અહુરમજદની યાદી શિખવી, તથા તેમા અષો દંનુ શ્રેષ્ટ બળ છે તે માટે તેવા બળની અષોઇ સંપાદન કરવા હુમત હુખત અને હુવરસ્તનો ઉંચો પણ સરળ બોધ આપી ગયા" તે બાળાએ જવાબ દીધો.

"તમો સહવારે ઉઠો છો ત્યારે શું કરો છો?" રૂશતમજીએ પુછ્યું.

"અમારા માતાજી તથા પપાજીની આગળ જઇ સલામ દુવા કરી એ

અમેમ ભણ્યે છીયે. અને પછી તન બદન પાક કરી, ઘરનું કામકાજ આટોપ્યે છીયે" તે બાળાએ જવાબ દીધો.

"તમે શું એટલા ગરીબ છેઓ, કે નોકર નથી રાખી શકતા !" રૂશતમજીએ પુછ્યું.

"નોકર હોય, છતાં પણ અમારી દેખરેખ વિના, અમુને ગમતું નથી. પ્રથમ તો અમારા માતાજી, પિતાજીને, તથા અમોને તેઓ ઉપર આધાર રાખવો ગમતો નથી. કારણ તેઓની ચાલ અપોછ ભરેલી નથી" બાળાએ જવાબ દીધો.

"વગર કામે કેવું બેસી રહેવાનું ! આઇતું માણુસ આવે, અને કામ કરે, પછી ઉઠીને ચા પાણી પી, બેસી રહેવાનું કેવુ મજાનુ ! તે તમોને કેમ ભાવતું નથી ?" રૂશતમજી બોલ્યો.

"જરથોસ્તી મહજબ, શોખાઇ માટે નહી પણ ચોખ્ખાઇ માટે છે, અને જ્યાં સુધી, ઘરતું સાફસુફ. નથી હોતું, ત્યા સુધી, બદન સાફ જેવું લાગતું નથી, અને મનને, તે માટે મુજવન પેદા થાય છે, ઘરનું કામ કરવાથી સુઘડાઇ સાથ શરીર નિરોગી રહે છે, અને મા બાપને, મન પ્રમાણે થવાથી તેમનો તથા અમારો આખ્ખો દિવસ ખુશીમાં જાયે છે" બાળાએ જવાબ દીધો.

"તમોને કાંઇ વેટરકામ, ભરત કામ આવડે છે કે ?" રૂશતમજીએ પુછ્યું.

"જી હા !" પેલી બાળાએ જવાબ દીધો.

"તેના કાંઈ નમુના રાખ્યા છે કે ? જો તમોને અડચણ નહી હોય, તો દેખાડશો ?" રૂશતમજીએ પુછ્યું.

"જી, હા ! મોટી ખુશી સાથે, અમારા અંગ ઉપરજ તે વપડાયું છે" પેલી બાળાએ જવાબ દીધો.

"એ તો ઘણું સાદું છે, એમા કાંઇ. સ્ટાઇલ, યા, ફેશન તો છેજ નહી" રૂશતમજી બોલ્યો.

"અમોને, ફેશન સાથ શી જરૂર છે ! એવી ફેશન અમારા પોષાકમાં, અમોને ગમતી નથીજી. ફેશનના કાપને બદલે, અમારા શિક્ષકખાનુ, અમારા,

એવાં તકલીડી વિચારનાં ફાંટાંને, કેમ કાપ મુકવા તે શિખવે છે, ત્યારે વિચારો, કે જેથી ધરનાઓને કેમ માન આપવુ કેમ રીજવવા, તેવી વલન આપે છે, એટલુંજ બસ છે" બાળાએ જવાબ દીધો.

"તમો બપોરે કયાં જમો છો, શું જમો છો!" રૂશતમજીએ પુછ્યું,

"જે સાદો ખોરાક, અમારા માયજી બનાવી મોકળે છે, તે ઉપર અમો નિર્વાહ કરીયે છીયે" બુચીએ જવાબ દીધો.

"તમોને હયાં, બપોરે, આછતું ભોજન મળે તો કેમ!" રૂશતમજીએ પુછ્યું.

"અમોને અમારા ધરતું, જેવું હોય, તેવું ઠીક લાગે છે, વળી જરથોસ્તી ધર્મના ફરમાન તરીકે, અમારા શિક્ષકબાનુએ, એવું શિખાડયું છે, કે, આપણે આપણી મહેનત કરીનેજ ખાવું, સિવાય કે આપણા હાથ પગો ન હોય તો પછી ખોદાયજીની મરજી" બુચીએ જવાબ દીધો,

"તમોને મેં ધણો વખત ઉભા રાખી, કંટાળો આપ્યો, તે માટે હું દલગીર છું" રૂશતમજીએ પુછ્યું.

"ઔર અમારી, તે ખુશાલી છે, મોજ છે, તમો જેવા દીનદાર, અમારી શાળામાં આવી, અમો કેળવણી લેતાં બાળકોને, જે સવાલો કરો છો, તેને કેવાં જવાબો આપવા, તે માટે ધ્યાન લઇએ છીયે, અને, અમારે માટે, બીજાઓ જે ખંત અને ઉત્સાહ રાખે છે તે માટે, અમો, ઉભા રહી ખીદમત કરવા, સુખ માન્યે છીયે, કે તમો જેવા ભલા ધાર્મીક નર અને નારીઓ આવીને અમારી નોંધ લેતાં રહે." બાળાએ નમીને જવાબ દીધો.

ત્યાંથી, મી. રૂશતમજી આગળ વધ્યો. એક બુચી જે સંગીતની તાલીમ લેતી હતી, ત્યાં ગયો. "તમો કાઇ નાટકના ગીતો વજાડો છો કે!" રૂશતમજીએ પુછ્યું.

"અમોને જે ગીતો, શિખાડવામાં આવે છે, તે ગીતો ક્યાંના છે, તે જાણુતા નથી–" તે બુચીએ જવાબ દીધો.

"તે કેવી રીતે શિખાડવામાં આવે છે?" રૂશતમજીએ પુછ્યું.

"પ્રથમ, તેનો અર્થ, અમારા શિક્ષક સંભળાવે છે, અને બધી સમજ આપી અમારી પાસે ટુંક સાર લખાવે છે, જેથી ગીત ગાતી વખતે, અમોને અર્થ, જાણવાથી, ભક્તિરૂપ ખુબી મળે છે" બુચીએ જવાબ દીધો.

"એક એવું ગીત સંભળાવશો!" રૂશતમજીએ પુછ્યું.

"મોટી ખુશી સાથે" બુચીએ જવાબ દીધો

"તેનો લેખક કોણ છે!" રૂશતમજીએ પુછ્યું.

"તે અમો જાણતા નથી" બુચીએ જવાબ દીધો.

"કાંઇ ફીકર નહી, એ હવે ગાવો!" રૂશતમજીએ ગાવા કહયું

એક છોકરીએ ગાવા માંડયું–

## ધરમ પર આસ્થા.

## ગૌડ મલ્લાર-ત્રિતાલ.

ધરમ તરસ ધર, ધર મોરે ભૈયા
ધરમ તરસસે દુખ હરૈયા=ધરમ
જો નિત ધરમા આશા રખલે
મનસા પરથે મનમે અપની
હરદમ અહુરન મીલતત પૈયા=ધરમ=

ત્યાર પછી બીજી છોકરીએ ગાયેલું ગીત.

## પીલુ ત્રીતાલ.

ભવનો ભય ટાળો–અહુરા–
ટાલો, અહુરા ટાલો, ઓ અહુરા
ભવનો ભય ટાલો, ભય સો ટાળો=ભવનો
રાસ્તી રાહે હૈડું ધાય–હુમતની સાથ મન સમાય
દે તું ગુણી ભાવો=અહુરા ટાળો

હું જરથોસ્તી, દે ધર્મે ઝેન–મને શાન્તિ, તને દે ચેન.
તુંથી છે એ ચારો=અહુરા ટાળો
બહેમને ફળ– બહેરામે બળ–સરોષ રાખે–જીવે અમલ
મિનોઇ માટે ચારો=અહુરા ટાલો
લાજ અમારી તું કાજ ઠારી–ત્હારી માયા ભારી ભારી
તું છે જીવનગારો=અહુરા ટાળો.

તે ગીત સાંભળી, રૂશતમજીને, બચ્ચાંઓ માટે ઘણીજ ભળી લાગણી થઇ. ત્યાંથી આગળ ચાલી, એક બાનુની તપાસ લીધી.

"તમો ફરવા જાવોછો કે ?" રૂશતમજીએ પુછ્યું.

"જી હા !" પેલી બાનુએ જવાબ દીધો.

"રોજ જતાં હશો !" રૂશતમજીએ પુછ્યું.

"નહીજી" બાનુએ જવાબ દીધો.

"કોઇ ટેનીસ, યા એવી બીજી રમત જાણોછો !" રૂશતમજીએ પુછ્યું.

"નહીજી. અમોને, તે તક મળી નથી, અને તે માટે અમારા સંસાર પ્રમાણે અમોને તક પણ મળે નહી" બાનુએ કહ્યું.

"આવતી કાલે, તમારા બાનુ શિક્ષક સાથ મ્હારી સાથ કોઈ નાટક જોવા આવશો!" રૂશતમજીએ પુછ્યું.

"નહીજી, અમારે માટે બીજાઓ પૈસા ખરચે, તે, અમને નહીં ગમે તથા એવા ખરચો કરવા, અમારી શકિત પણ નથી." બાનુએ જવાબ દીધો.

"પણ તમોને કોઇ લઇ જાયે તો!" રૂશતમજીએ પુછ્યું.

"તો પ્રથમ તેઓના ઘરનાઓ સાથેજ તેઓએ જવું જોઇએ, થોડી યા ઘણી ઓલખમા આઇતું ઉતરી પડવું, અમોને પાળવેજ નહીં." બાનુએ જવાબ દીધો.

"કોઇ દોસ્તીનો ગાંઠ રાખી, તમોને, તેમ લઈ જાયે, તો શું ખોટું છે?" રૂશતમજીએ પુછ્યું.

"તેમ કરવાથીજ ખરી દોસ્તી કેહવાય, એમ કાંઈ છેજ નહીં. નાટક તો

તે માટે એક એદોલ ઓહું છે. અમારાથી તે ન બને." બાનુએ જવાબ દીધો.

"તમારો ઉદ્યોગ શો છેજી?" રૂશતમજીએ પુછ્યું.

"સાડીની કોરને માટે, નવા ડીઝાઈન કરવા, અને બુચીઓને ભરતકામ શિખાડવું." બાનુએ જવાબ દીધો.

"તમોને પગાર મળે છે? તે પુરતો છે!" રૂશતમજીએ પુછ્યું.

"પગાર મળે છે, પણ પુરતો છે કે નહી તે કરતાં હમો પુરતો થાય એમ રેહવા કોશેશ કરીએ છીએ અને તેમાં અમારો અહુરા અમોને યારી આપે છો" બાનુએ જવાબ દીધો.

હયાથી રૂશતમજી બપોબધ ફર્યો, પણ સંતોષ જાહેર કરી ફર્યો.

ત્યાર પછી, નિશાળનાં છેડાના એક ઓરડામાં મી० રૂશતમજીને લઈ જવામાં આવ્યો, ઓરડો ઉંધડતા, માહેની સફાઇ સુગડાઇ, અને તાઝગી જોઇ બહુજ લાગણીથી જોતો ઉભો. એવો સારો ઉજાસ તથા, સફાઈ અને સાદી સગવડો જણાઈ, કે ખરેજ લખાઇ ન શકાય. મોટી હોસપીટલની રચનાનો આ, એક નાનો મોડલ હતો, ત્યાં પાચ છ નાના બાળકોને, અતિ સુખ સગવડ સાથ રાખવામાં આવ્યાં હતાં, આ બાળકો નિશાળમાજ શિખતા બાળકો માહેલા હતા, અને તેઓની નબલાઇ, તથા બિમારી માટે ત્યાંજ કાલજીથી જતન કરવામાં આવતી. કોઈ ભલા તબીબ બાનુ, સવાર અને સાંજે, અને કામ પડે તો, બીજા વખતે આવી, ઘણીજ મયાકુલ હાજરી આપી, તબીબી સલાહ આપતાં હતાં, દવા દારૂ પારસી કેમીસ્ટની દુકાનેથી મુફ્ત ચાલુ અપાતું હતું, તેવણે નામ માટે કાલજી રાખી નહીં તથા સારવાર કરવાતું કામ ત્યાંનાજ બીજા બાળકો વારા ફરતી કરતા હતા, કે જે માટે, શહેરા, અને, નરગીશ, અથાગ મહેનતે તાલીમ આપતા હતાં. ખુશાલી ભર્યુ એ હતું કે જે બચ્ચાંઓ સારવાર કરવાની વારી આવતી, તે ઉમંગથી તે માટે તૈયાર થવા રાજી રહેતાં હતાં. આ તાલીમમાં એવું શિખાડવામાં આવતું કે બનતાં સુધી માયા અને પ્રિત સાથ, ઘરમાંના સઘળા પોતાના વ્હાલાઓની સુખ શાન્તિ ઉપરજ જાતે લક્ષ આપે. અને જ્યારે મદદની એવી જરૂર છે કે તેઓના જ્ઞાન અને સાર-

વારથી ઘણુ ભારે, અને મુશકેલ હોય, તોજ બીજે ઠેકાણેથી મદદ મેળવે. જે વેળા મી૦ રૂશતમજી આ ઓરડામાં દાખેલ થયો તેજ વેળા, એક મોટી બાળા, નાની બુચીને એક વડી બહેન સમાન પાસામાં લઈ અતિ મયાકુલ હસતી ગતિમાં દુધ પાતી હતી, જ્યારે બીજાઓ અનેકને જોઈતી સગવડો ઉપર પ્રિત માનથી નઝર રાખતા હતા. આ શાળાનુ સઘળું કામ હરેક બાબદમાં બાનુંઓ થીજ ચાલતુ હતું. ફકત એક સીપાઈ ચીઠી પત્રીના કામ ઉપર રોકાયલો હતો આ ખાતાના ધર્મ સાથ હાથે જાતે કામ કરવાની મૌજ શિખાડવામાં આવતી હતી. બાળપણુથી આવી અસરથી નાના બાળકોમાં મયાકુલ અસર થાય, એ બનવા જોગ હતું. વિષેશ જે મી૦ રૂશતમજીએ શાળામાં તપાસ્યુ તે દરેક બચ્ચાઓ તથા મોટી બાનુઓ તરફથી ખરા સાલેસ દિલનો આદરભાવ જોયો હતો. લાયક વખતે જવાબ માટે તતપર રહેવું અને હમેશ કામ ચાલતી વખતે જેવોની વારી ન હોય તેમને એક ચિતે ચાલતાં કામ ઉપર ધ્યાન આપવુ, એ ન્યમ આ નાની શાળામા આલા દરજજે પેશ કરવામા આવ્યો હતો. પોતાની ખુશાલી નોંધી મી૦ રૂશતમજી બાહાર પડયો.

"આપે ઉઠાવેલી ઝહેમત કાંઇ અકારત જશે નહી, બાનુ શહેરબાનુ!" વર્ગમાંથી તપાસ કરી પાછા ફરતાં રૂશતમજી બોલ્યો.

"કોઇ બી વિચાર પાર પડશે કે નહી, એવી બીક મેં રાખી નથી, પણ જે વિચારો સારા માલમ પડે, તેજ અમલમાં મુકવા મેં આરંભ કર્યોછે" શહેરાંએ જવાબ દીધો.

"એમાંજ આપણા કામની ફતેહ છે. કામ, કામને ખાતેરજ આરંભવુ! તે કેમ પાર થશે, અને કયારે થશે, તે પરવરદેગારના હાથમાં છે. તમારી સબુરી તથા રાંક તબીયતે, જરૂરજ થોડા વર્ષોમાં, ઘણી નહી તો થોડી પણ, એવાં ભલાં વિચારની બાનુઓ તૈયાર કરશો, અને તેઓની તીર્વ અને થરેલ કરવામાં આવેલી બુધ્ધી ભવિસ્યમાં પાકત પરીણામ લાવશેજ, જેની કેવી ભલી દુવા અને અસરથી તમોને સુખ થશે." રૂસતમજીએ સમજાવ્યું.

"શું મ્હારા પોતાના સુખને માટે, મેં કર્યુ છે?" શહેરાએ પુછ્યું.

ખચ્ચિતજ નહી, પણ તેમા તમોને સુખજ છે. ધર્મના ફરમાનમાં, ખુલ્લુ લખાયલું છે, કે બીજાનું દુખ આપણું માની લેવામાં, તેમજ બીજાના સુખમાં, આપણું સુખ માની લેવામાંજ ધર્મ છે." રૂસતમજીએ જવાબ દીધો.

"તમારા નેક વિચાર માટે, અમોને ઘણીજ ખુશાલી ઉપજે છે, અને જેવી રીતે, અમારૂં મન, યાને મ્હારૂ, મ્હારા ભલા નરગીશનું મન, તમારી ઉપર સારી આશાથી ઉછળતું રહયું છે, તેનું મુળ કારણ આપ જાણતાંજ હશો ?"

"તમેજ મહને સમજાવશો ?" રૂશતમજીએ પુછ્યું.

"તે તમારા ભલા, દિલસોઝ, અને ખાલેસ વિચારો છે, મી. રૂશતમજી ?" નરગીશ વચ્ચે બોલી ઉઠી.

"હું ઘણોજ ખુશી છુ કે, તમારૂં મત દરસાવ્યું, બાનુ નરગીશ !" રૂશતમજીએ પોતાની ખુશાલી જાહેર કરી.

આવી વાતચિતમાં ઘણો વખત નિકળી ગયો. પછી સઘળાં ઘર ગયા. થોડા દિવસમાં રૂશતમજી પોતાને કમે પાછો બહારગામ ગયો.



## મી. રૂશતમજીની નવી હિલચાલ.

મી. રૂશતમજી કનત્રાકટર, તેમજ શહેરાં, અને નરગીસ તથા જાલ હવે એટલાં તો સમાગમમાં આવતા હતાં, કે જાણે એક જબરદસ્ત સાંકળથી તેઓને રૂશતમજીએ વિંટાલી દીધા હતા. હાલમાં શહેરાં અને નરગીશની મદદથી એક ઘણીજ આનંદદાયક યોજના ઘડાઇ છે, અને તે માટે બહુ વિચાર કરી એક ફંડ સ્થાપ્યું છે. તેના મુખ્ય સૅક્રેટરી તરીકે બાનુ શહેરાં નેમાઇ છે—તે ખાતાનો શો લાભ લેવાય છે, કયારે લેવાય છે, કેમ લેવાય છે, તે સાથે આપણને લોભવું નથી. પણ તેની નેમ શી છે, તે જાણશું.

માબાપના દબાણથી, પ્યારથી પરણવા વિચાર રાખતા છોકરાઓને ઘણીક વેળા જીંદગી સુધીના દુઃખમાં ઉતરવું પડે છે, યાને કોઇ વાર છોકરીના, ને

ઘણીવાર છોકરાંના માબાપો, પૈસાદાર હોય છે. પૈસાના જોરે, સામી બાજુવાલા ને, ભીખરડાં લેખવામાં આવે છે, ભુખે મરતા કહેવામાં આવે છે, અને, જ્યાં બચ્ચાની લાગણી નહી, ત્યાં સામા, પૈસા આપી, ખુશામત કરતા, છોકરાંઓને શોધી, ભવ બીગાડે છે. ઘણીક વેળા, તો, તેવા ઉતાવલે, કરતાં કામનો નતીજો, પૈસા આપવા છતાં, પ્યાર તો બળ્યો, પણ સંસારમાં મોટી ઉકલપાકલ થઇ જનારા બનાવો બન્યા છે. તેવાં દુખમાં સબડતા, બાનુઓ અને મર્દો માટે આ ફંદ સ્થાપવામાં આવ્યુ છે. જેથી, તેઓ, ગમે તે વખતે, ખાતર દારી આપી સ્હાયતા લીયે છે. એ ખાતેરદારી માટે, તેઓના કેશમાં કેટલી વજુદી છે, તેની સીફારસ, પ્રથમ ઓનરરી, પણ પ્રમાણિક થરેલ અને :સાચ્ચા, બે વકીલ સાહેબો કરે છે. જેઓની ખાતરી થવે, આગળ પગલાં ભરવા, પેલા ફંદ માહેથી ખર્ચ થાય છે, જે ખર્ચ પાછલથી, પણ ધીમે ધીમે, ઘણુજ મમતા દેખાડી વસુલ કરવામાં આવે, અને જ્યાં માલમ પડે ત્યાં છુટછાટ મેલવા, સઘળી સત્તા, બાનુ શહેરાંને આપવામાં આવી છે. ઉપરાંત, ફંદના નાણાં, સારા વ્યાજ મેળવવાં સારી સધ્ધર જામીનગીરીમાં આપી, વ્યાજની વસુલાતમાં, ઉપલો રીવાજ ચાલુ થયો છે.

તે ઉપરાંત બાજી જે કલમ વાપરવામાં આવી છે, તે એ, કે ચંચલ છોકરાં કે જેઓની ગરીબાઇ માટે, અભ્યાસ વધારવા સામર્થ હોતું નથી, તેઓને, તેમની નેમ બર કરી આપવા આસરો આપવાનુ છે. એવી રીતનુ ખાતું, મી. રૂશતમજીએ, ગંજાવર પુજી સાથ ચાલુ કર્યું છે, અને, શહેરાને ત્યાંજ તે માટેની પરપુછનો બંધોબસ્ત રાખ્યો છે. ત્યાંના એકાદા ફાર્મ ઉપર સ્થાપકનું નામ, નિચે મુજબ વાંચવામાં આવ્યુ છે.

"આ ખાતાનો સ્થાપક, પોતાની સઘળી પુંજી, આપી દેછે. અને વકીવતદારોને તે માટે પુર સત્તા આપે છે."

સ્થાપક "One who confessed"

*Frank heart.*

"એક" કે જેને "એકરાર કર્યો છે"

"ભોલું હેડુ"

આવું હિતાર્થી ખાતું સ્થાપ્યું, જેમાં સઘળોહાથ, અને પૈસા મી. રૂશતમજીના હતા એમ સાંભળવા છતાં તેવને તે વિશે કોઇને ઇસારો કરાવવા યા, નામનાની જાહેરાત માંગી નહી. જેમા પાંચ સભાસદો, પાચ જુદી જાતના, જેમાં બે ડૉકટર, અને ત્રણ ધારાના શાસ્ત્રીઓ હતાં.

"મી. રૂશતમજી, તમો સાથે, હું જેમ જેમ વધુ સંબંધમાં આવતી જાઉ છુ, તેમ તેમ મહને, તમોથી વધુ પ્રકાશ, અને શાન્તિ મળતી થાય છે" નરગીસ, જેણી મી. રૂશતમજી સાથ, મોહનમહાલના બાગમાં બેઠી હતી તેણી બોલી.

"તમારા હૈડાની ઉત્તમ લાગણી, તેવા કામ જોઈ ખુશી થાય, તો, તે પરિણામ તમારી નેક તબીયતનું છે." રૂશતમજીએ જવાબ દીધો.

"તમોએ ફંડને લગતું, જે કામ સ્થાપ્યું, તે ખરેજ નેક છે. અને તેમાં હું ખરેજ ઘણી ખુશી થઈ છું" નરગીશ બોલી.

"ઇનસાનની ફરજો કેવી અને કેટલી છે, તે આપણે જાણવા છતા. બેદરકાર રહીયે છીયે, પણ એવી એકાદી ફરજ સ્વિકારી, એવી યોજનાં ઘડાઇ, એમા કાંઇ મ્હાત્મ્ય નથી—આપણને હજી બીજું ઘણું કરવું જોઇએ." રૂશતમજીએ કહયું

"અલબત, તમારી ઉંચ બુધ્ધિ પ્રમાણે, તેમ તમો ધારતાં હોય, પણ મ્હને તો, આ ખાતું ખરેજ નમુનેદાર લાગે છે." નરગીશ બોલી.

"બાનુ હવે, એ તો રહયુ, પણ મ્હારે આજે, ઘણીજ અગત્યની બાબદ તમોથી હાથ ધરવાની છે." રૂશતમજી બોલ્યો.

"તે કઈ બાબદ છે, કે જેમા મ્હારી સ્લાહ કામ લાગશે!" નરગીશે પુછ્યું. "પ્રથમ, જે ભોલાં, અને નિખાલેશ મને, તમારા સંસારની ગઈ ગુજરી, તમોએ મને કહી, તે માટે, તમારો હેશાન માનું છું." રૂશતમજી બોલ્યો.

"તમોનેજ, અને ફકત તમોનેજ, તે સઘળું કહેવા મ્હારી છાતી ચાલી" નરગીસે ગંભીર થઇને જવાબ આપ્યો.

"તમારા ભરૂસા માટે ઉપકાર માનું છું. પણ તમો શું, તે, અને તેજ જીવને આખર ટક વળગી રહેશો!" રૂશતમજીએ પુછ્યું.

હમણાં સાંજ પણ થઈ આવી હતી, અને છવાયલી રોશની ધીમે ધીમે, રાતમાં બદલાવા તલપ કરતી હતી.

"તેજ, અને, તેજ, મ્હારા હૈડાનું "તેજ" છે" નરગીશે ગંભીર બની કહયું.

"ત્યારે મેં મ્હારા મનમાં રાખેલી આશા શું નહીજ ફળે!" રૂશતમજીએ પુછ્યું.

"તે આશા!" નરગીશે પુછ્યું.

"તમારો હાથ!" રૂશતમજીએ જવાબ દીધો.

"તમારી માગણી માટે, હું લાયક નથી, છતાં લાયક કહો છો, પણ માન સહીત ના પાડું છું" નરગીશે ઘણી નરમાસથી જવાબ દીધો.

"શું તમારી લાગણી નથી! શુ તમોએ એક બોલ આપ્યો છે, તે રખે તુટે, તે માટે બીક રાખો છો! તેમ જો હોય તો, જે આફ્ત આવી છે, તેથી તમો છુટાં છેઓ." રૂશતમજીએ સમજાવ્યું.

"બોલ બદલાયે, તેમ ધારો, સ્થળ બદલાયે, તેમ ધારો, પણ મહારૂં હૈડું તે જીવ અને જાનમાં ભેલાઈ ગયું છે, તે કેમ છુટું પડી શકે? પણ હું તે આત્માથી બેવફા થાઉ, તે તમને ગમશે? એકથી બેવફા થયેલી નારી, તે તમારી સદાની સલાહકાર બને, તેવા વિચારથી તમો સુખી રહી શકશો!" નરગીશે પુછ્યું.

"તમો ચાહો તો તે કરી શકો" રૂશતમજીએ જવાબ દીધો "માહરા ચાહવા પ્રમાણે હું કરી શકું, એમ જ્યારે તમો ખાતરીથી માનો છો, ત્યારેજ અને ત્યારેજ મહારો હોમી, મહારો વ્હાલો હોમી, રોજે કયામત સુધી મ્હારો મ્હારો છે" નરગીશે જોશના હોશમાં જવાબ વાળ્યો.

"ધન્ય! બાનુ નરગીશ, ધન્ય! તમારી શ્રેષ્ટાઈ જોઈ, હું વખાણું છું પણ મ્હારી ઉપર વિશ્વાસ રાખશો!' રૂશતમજીએ પુછ્યું.

"તમારી ઉપર, મ્હારો અખંડ વિશ્વાસ છે." નરગીશે જવાબ દીધો.

"જે ટંપ હોમીને મારી છે, તેમાંથી તે છુટશે કે?" રૂશતમજીએ પુછ્યું.

"નહી!" નરગીશે જવાબ દીધો.

"ત્યારે, તે કેમ આવશે?" રૂશતમજીએ પુછ્યું.

"તેની ભલી લાગણીથી, તેના વડીલો રહેમ લાવશે, ત્યારે છોડશે" નરગીશે જવાબ આપ્યો.

"બાનુ નરગીશ, સાંભળો! હોમી કેપટનને છોડવામાં આવશે, તોપણ, તે તમો આગળ નહી આવશે, તેથી એમ ના સમજતાં કે તે તમોને તરછોડી દુર રહેશે. ના! બાનુ નરગીશ! તેના ભિત્તરમાં જે વિચાર છે, તે વિચારથી બીજા એક જીવને ધોકો અને હિણુ લાગે એમ છે, તેથી તે પોતાના સુખ માટે જાહેર થવા કરતાં, બીજાને તે જાહેરાત થવાથી દુખ થશે તે માટેજ દુર રહેશે" રૂશતમજીએ સમજાવ્યું.

"શું મ્હારા હોમીને તમે ઓલખો છો! શું તમો તેની કેફિયત સમજી આવ્યા છો! આ શું ભેદ બોલો છો, તે મ્હને કહેવો!" નરગીશ કરગરીને પુછવા લાગી.

"તેટલાંજ માટે હું કહું તેમ કરશો! ભરૂશો રાખશો!" રૂશતમજીએ પુછ્યું "મ્હારી નિર્દોષ ગતિ હું તમો જેવા નેક, ભલા અને રાસ્ત રીતે ચાલનાર સીવા બીજા કોણને શોંપીશ?" નરગીશ બોલી.

"ધન્ય, વ્હાલી નરગીશ ધન્ય!" આ બોલ સમેત રૂશતમજીએ બનાવટી મુછ પોતાના હોઠ ઉપર મુકી દીધી, પળમાં નરગીશ ઉઠી ઉભી અને થર થર ધ્રુજતી પુછવા લાગી. "શુ વ્હાલા હોમી, તું ન્હાસી આયો! ઓ તેમ હોય તો મ્હારે ખાતેર કેટલી મુશીબત દિલપર ખેંચી!"

"નહી, વ્હાલી નરગીશ! નહી! મ્હારામાં ભરૂશો રાખ! મેં તેવું કશું કીધું નથી" મી૦ રૂશતમજી (બાતેનનો હોમી) બોલ્યો.

"ઓ વ્હાલા જીગર, જાન, પ્રાણ, મ્હારા અરમાન, હોમી!" એમ બોલતી ઉછલી અને હોમીનું માથું પોતાની છાતી ઉપર સમાવી દીધું.

"તેજ સમેત ઝાડીમાંથી, એક મજબુત ઝનુની ફટકો (મી. રૂશતમજીના) હોમીના માથામાં પડયો. તમ્મર ખાઇ નીચે પડતા, જાલ ધસી આવ્યો. પળમાં શું થયું, તે ભાન રહયુ નહી. નરગીશે ચીશ પાડી, જાન્નને ધમકાવ્યો,

"આ શુ કીધુ!" જાલની નજર, તેના ધારેલા મી. રૂશતમજી ઉપર પડી, પણ મુંછા પામેલા રૂશતમજીના મુખપર મુછ સાથે પોતાના ભાઇ હોમી તરીકે પિછાણ્યો તરતજ સારવાર કરવા લાગ્યો, પણ મી. રૂશતમજીને (હોમીને) જરા ભાન આવતાં, જાલને ખામોશી રાખવા કહ્યું, મુછ, પાછી ગજવામાં મેલી દીધી, અને પાછો બેહોશ થઈ ગયો. મદદ આવી અને જખુન ફટકાએ ગંભીર રૂપ લીધું. થોડુંક લોહી નિકળતે તો થીક પણુ તેમ બન્યું નથી.

સારવાર ચાલતી હતી અને તેથી વધું ગંભીર બન્યું નહી, પણુ જાલ મનમાં વિચારવા લાગ્યો, કે હોમીના આ શાં હાલ હતાં? તે હોમી ન્હાસી આવ્યો અને ભલતાં નામે જીંદગી ગુજારતા પૈસાદાર થયો હશે, એવાં એવાં વિચારમાં ખિન્ન થવા લાગ્યો કે રખે તે પકડાઈ જાય! પણ હાલમાં તો જાલ અને નરગીશ સીવાય બીજાઓ હોમીને મી૦ રૂશતમજી કનત્રાકટર તરીકેજ પિછાણુતા હતાં.

વાંચનાર, પ્રિય વાંચનાર, આ ભરમ તુંએ જાણ્યો છે. મી૦ રૂશતમજી ત્યારે હોમી કેપટન તુને માલમ પડયો છે, ત્યારેજ મહારી સાથ તુનેબી વિચાર આ-વશે કે "હોમીને એમ કરવાતુ કારણુ શું રહયું છે?" તેને નિર્દોષતા નો છાપ મેલવ્યો છે. ગુનાહગારે પોતાનો ગુનાહ કબુલ્યો છે. છતાં તે જાહેર ન થાય તેની મતલબ શી? જે બાબદ, તે જણાવવા ન માંગતો હતો, તે તો ખુલ્લી થઈ. છતાં તેઓને ચુપ રહેવા કાં કહયું હશે? જે હશે તે જણાશે. ઈનિસાન ઘડીમાં કેવું હોય છે, ઘડીમાં કેવું બની જાયે છે. એકના કામની લોકને અજાયેબી લાગે છે, જ્યારે બીજાંને તેમાં કશુ ભારખમ દેખાતું નથી. સામન્ય નજરે આપણે જોઈ વળ્યા, તો હોમીને વધુ વાર છુપાઈ રહેવા જરાબી કારણુ ન હતું, પણ કોઈના વિચાર આપણા નથી. અને, તમારે જાણુ અજાણુ વિચાર બાંધી દેવાં, એ ન્યાયની તરીકતથી ઉલટું છે. હાલમાં તો મી૦ રૂશતમજી ને નરગીશને ઘરમાં રાખ્યો છે, અને ખરાં પગે, શહેરા અને નરગીશ સારવાર કરે છે.

એવી સારવાડ કરવાની વારણુ પાડી હતી, અને, હાલના વખતે, જે બનાવ

બન્યો ત્યારે સારવાડ કરવાનો વખ્ત શહેરાંનો હતો. મી. રૂશતમજીની તાસવીરમાં-જે સાદ નિકળ્યો, તે, સાદ સમજતાં શહેરાંનુ જીગર ઉછળતું હતું, અને તેણીને તે વેળા, તે સાદના નિસોસા, મી. રૂશતમજીની અર્ધ બેફામ ગતિમાં કાંઇ જાણીતા હોય એમ કાનુને લાગ્યાં. જે શોધ તેણીએ ઘણેક દિવસની રાત્રીએ કરી હતી. તેજ વેળા, તેણીએ, એક નાની બતી લઇ, રાત્રીને સમયે, તે મુખની બહુજ બારીક તપાસ કીધી. અને તેમ તપાસ લેતાં, કાંઇ ઝાંખો ખ્યાલ આવતાં, અજબ વિચાર બાંધ્યો. જે વિચારનું ફળ, આ પ્રસંગે નિચે મુજબ આવ્યું.

શહેરાં પાસે ઉભેલી હતી, રૂશતમજી કોર વારી, તેણીની ગમ મોહુ રાખી આંખ વીંચીં સુતો હતો. તે વેળા, શહેરાં અતિ હેતથી તેને નિહાલવા લાગી. અને જેવી આંખ મી. રૂશતમજીએ ખુલ્લી કીધી, તેવોજ તેણીએ પ્રશ્ન કર્યો "તમોને હાલમાં કેમ લાગે છે વારૂ !" શહેરાએ પુછ્યું.

"ઘણુંજ આરામ ભરેલું. પણ તમોને કેવી ઝહેમત ઉઠાવવી પડી છે" રૂશતમજી ધીમેથી બોલ્યો.

"તમો ખાતરીથી કહોછો, કે એ અમારે ઝહેમત કરવાની ફરજ નથી ?" શહેરાંએ પુછ્યું.

"ફરજ જેવું શું હોય,! જેમ ધારો તેમ ફરજ બજા લાવવી એબી સર્વ કોઇને આવડે છે કે !" મી. રૂશતમજી બોલ્યો.

"ના ભાઇ, હું હવે ઠગાઇશ નહી," એમ કહી શહેરા તેના ગળાને બાઝી પડી "વહાલા મ્હારા ભાઇ, મ્હારાથી કાં આ જુદાઇ ? તું ગમે તે કર. મેં મ્હારા ભાઇ હોમીને ઓલખ્યો છે. તુ અને તુંજ મ્હારો ભાઈ હોમી છે."

"ચુપ, શહેરા ! ચુપ ! મેં ઠગવા એમ કીધું નથી. પણ ત્હારી અઠાગ માયા અને મ્હારી આ તબીએતથી તુંએ મ્હને પિછાણ્યો પણ થોડો વાર ચુપજ રહેજે" (હોમી) મી. રૂશતમજીએ કહયું.

"ત્હારા સુખને ખાતર આખ્ખો ભવ સુધી ચુપકીડી રાખશ ! ત્હારૂં કોઇ પણ મોતેબર કામ હશે, ત્યાં સુધી તું કદી એમ રહે નહી, પણ આજે મ્હારા

માફ અહુરાએ મ્હારા હૈડાનું હેત, મ્હારા વ્હાલા ભાઇ હોમીની ભેટથી ઉછળી આપ્યું "—એમ બોલી, તે વ્હાલી રાંક, મયાળુ બહેને (હોમી) મી. રૂશતમજીને મમતાથી વધાવ્યો–ઓ કોઇ ચિતારો, ત્યાં હોત. બહેનનું નિર્મળ હેત, ભાઇ તરફની તેણીની અતિ હેતાળ માયાનો દેખાવ સહેજ, એક હુન્નર કળાના સંગ્રહસ્થાનને શોભાવે એવો થાત, પણ એવા ઉમદા અને મમતાલુ ખ્યાલની ચિત્રયુકત રચવાની હાલ પરવા કયાં છે! ભવ્ય, ભાવ, અને ભક્તિ રૂપ ચિતારની હદ ઉપર, તરેહવાર તકલીડી ચિતાર ચિતારવા, કંઇકો મથ્યા છે. હુન્નરના ઓઠાંમા કઇક વિચિત્ર ભાવો ચિતારવા કોઇની મનાઇ નથી. વળી કોઇ હુન્નરમંદીનો નાદર નમુનો આદર થયો હોય, તો, તેને પિછાણવાની તેજી પણ ક્યાં છે? અજ્ઞાન, જ્ઞાન ઉપર સરજોરી કરે, બેહુદા વિચાર ધરાવનારની બહુ મતિની સંખ્યા, એકાદ ઉંચ મતિની ઠેકડી કરે, તેને અટકાવનાર કરતાં, પંપાળનારની ખુટ ક્યાં છે? ખરે, આપણે મનશે, તો, જે જોયું તે ઉપર હુન્નરનો છાપ મારવા આપણે મથીશું. અને હોમીને ઓલખીને, શેહેરાં પોતે તે સુખમાં, ભિતરથી મળકાયછે, તે બાબદ જાણી, આપણે છુટા પડીશું.



## "માહીરની મસલત."

વાર્તાની રંગત, રાતના ગમઘોર ભોમાંથી પસાર થતી, ધીમે ધીમે, બામદાદના બહાર ઉપર આવતી જાયેછે, એમ આપણી નજરે, અને વિચારે તો સુજેછે. જે આપણે, કલાકોમાં ચિતારી ગયા, તેને, કેટલા વર્ષો થયાં–જેમા આવતાં વર્ણન વાંચતા, કોઇ દલગીરી, ક્રોધ, યા ગમનો દમ, પળ વાર અનુભવતાં ગયાં, પણ તે માટે, ખમનારને કેવા દુખો સોસવાં પડયા હશે! એક લાંબી જીંદગી જેમાં વર્ષ પસાર થયા, તે, આપણે ઘડી પળ જેવાં લાગ્યા, ત્યારે એવું પણ કોઇ હશે, કે જ્યાં સદીઓ પસાર થાય છે, તે પણ એક ક્ષણ જેવી ગણત્રીમાં

બનતું, કોઇ પણ એવું અનુભવતું હોય ! અને ત્યારે તે સંસાર, સ્વપ્ન સિંગાર નહી તો શું કહેવાય ?

દુન્યાની રંગત શી છે, કાં થાય છે, કેમ થાય છે, જેમાં કોણે અજવાળુ પાડયું છે ! કોણે ખરો ભેદ ખોલ્યો છે ! જે ખુલ્લું થયું છે, તેમા માન્યતા રૂપ કેટલું બધું ગણવું પડયું છે ! એ બધાંનું કેમ તોળ, અને માપ કરવું, તે ખરેજ મુશકેલ છે. જેમ શિકારીને શિકારની તલપ પ્યારી છે, તેમ મન્દિરનાં પુંજારીની પુજનની તલપ પ્યારી છે. જેમ જુગારીને જુગારની તલપ પ્યારી છે, તેમ સતીને સત્યતાના શિયળની યારી છે. જેમ લુતારાને, લુત પ્યારી છે, તેમ ધર્મીને, ધર્મમા સઘળુ આપી દેવાની ભુખ ન્યારી છે. જેમ ન્યાયને ન્યાયની પરવા છે, તેમ ચોરને ચોરીની જીદ પ્યારી છે. એ બધુ જગમાં ચાલે છે, અને ચાલશે.

આપણી સવલતા માટે, હોમીને હજી આપણે મી. રૂશતમજીના નામથી ઓલખશું અને હાલમાં, તેને પોતાના ધંધાના સ્થાન ઉપર, આજે મીસ મોહીર સાથ વાત કરતાં સાંભળીશું.

"મ્હારી ગેરહાજરીમા, તમોએ, જે કામ કર્યું છે, તેમાં મહને ઘણોજ સંતોષ થયેલો જાહેર કરૂં છું. પણ આજે એક ઘણીજ ખાનગી વાત, ખુલ્લી કરવા ચાહુંછું, જે તમારેજ લગતી બાબદ છે, મીસ મોહીર"—રૂસતમજી બોલ્યો.

"હું તે જાણુંછુ, અને તે માટે હું તમારી ઘણીજ ઉપકારી છું, **મી. હોમી**" ! ભાર મુકી, હસીને તે બોલી.

"શું તમે મ્હારૂ નામ વિસર્યા છો !" રૂશતમજીએ, જરા પણ અજાયેબી દેખાડયા વિના પુછયું.

"નહીજી, હું તમોને હ્યાં નોકરી ઉપર આવવાની અગાઉ ઓળખી રહી છું." મીસ મોહીરે જવાબ દીધો.

"ઠીક જયારે, તમો મને ઓળખો છો, તો, મ્હારો ભરમ તમારી આગળ, હવે, વધુ ખોલ્લો કરીશ, પણ તે અગાઉ, મને જણાવશો કે, મ્હને કેમ પિછાણ્યો." મી. રૂશતમજીએ (હોમી) પુછયું.

"તમો, જેવા અમારે ત્યાંથી બહાર પડયાં, કે થોડા દિવસમાં, મ્હને કલકતે

આવવું પડ્યું. તમારાં વિના મને બીલકુલ ગમ્યું નહી, તેથી, તે તકને હાથ લીધી હતી. તે શહેરમાં, હું ઘણીજ સંભાળથી ફરવા લાગી; અને તમો ઉપર અચાનક નજર પડતાં તમારી ઉપર મેં નિગાહ રાખી, પણ તમોને ભેટવાને બદલે કોણ જાણે શા કારણથી, તેમ કરવા મ્હારૂ દિલ ચાહતું હતું. તમોને પછી અકસ્માત થયો, અને, તે તકનો લાભ લઇ, મેં મ્હારા ચહેરા અને બાલમાં ફેરફાર કરી, તમારી નર્સ તરીકે કામ કરવા, ત્યાં ને ત્યાંજ ઉમેદવારી કરી, અને ત્યાંજ મેં તમારૂં નામ પણ જુદુંજ સાંભળ્યુ, તમો મને પિછાણી શક્યા નહી, એજ મહને ઠીક લાગ્યું. હવે ત્યારે તમો સમજી શકશો, કે, ઘણે મહીને તમારા મી. રૂશતમજી તરીકેના નામ સાથ, જે જાહેર ખબર વાંચી, કે હું ઉમેદવાર થઇ, પછીનુ સઘળુ તમો જાણોછો જે દિવસે, તમો તરફથી, સો રૂપીઆ આવ્યા, તેજ દિવસ પછી, કાગળ આવ્યો-બાકીનું સઘળું તમો જાણોછો." મોહીરે ખુલાશો કર્યો.

"અને મેં મ્હારા વચન પ્રમાણે, તમોને મ્હારી નજદીક બોલાવ્યા ખરૂ!" રૂશતમજીએ પુછ્યું.

"ખરૂં, મી. હોમી ખરૂં! પણ તમારાં અસલ નામે તો નહીજ!" મીસ મોહીર હસીને બોલી.

"તમુને બોલાવ્યા, એજ માન છે, અને જયારે હું મ્હારા વખત પ્રમાણે જાહેર થતે એટલે સઘળું તમે જાણતે. પણ તમારી મુરાદ, જલદીજ પાર પડી, યાને, તમોને જે દેવજોગે, મ્હને જોવાની તક મલી હતી, તેથીજ તમો, પહેલાં ઉમેદવાર થયાં, અને તે ઉમેદવારી મેં સ્વિકારી, તે ઉપરથી શું તમો જાણી નહી શકતા કે હું જો તમોને, મ્હારા સ્લાહકાર તરીકે ન માંગને, તો તેમ નહી કરી શકતે!" રૂશતમજીએ પુછ્યું.

"તમારી દલીલ ઠીક છે, તમારો હેશાન માનું છું" મીસ મોહીર બોલી. "પણ મને જે વાત કહેવા કબુલાત આપી છે, તે વખત આવ્યો કે! જો અધીરાઈ કીધી હોય, તો માફ કરજો!" મીસ મોહીરે પુછ્યું.

"હા, તે વખત આજેજ છે," રૂશતમજીએ કહયું.

" સુખનો કે દુઃખનો !" મીસ મોહીરે પુછ્યું.

" સુખ શામાં છે, દુઃખ કેમ સમજો છો !" રૂશતમજીએ પુછ્યું.

" તમોજ સંભળાવો. તમારા કહેવા પ્રમાણે અમલ કરવા મ્હારો સખુન કીરતારને સોંપ્યો છે." મોહીર બોલી.

" શું મ્હારી સંગતમાં તમો સુખી નથી !" રૂશતમજીએ પુછ્યું.

" સદા સુધી રહીશ." મોહીરે જવાબ દીધો.

" તો, તે સુખ તમારૂં છે." રૂશતમજીએ કહયું.

" તે કેમ ?" મોહીરે નરમ અવાજમાં પુછ્યું.

" આપણા સુધ્ધ સમાગમમાં." રૂશતમજીએ કહયું.

" લગ્નમાં નહી ?" મોહીરે પુછ્યું.

" તે ન આપી શકાય, એમ હોય તો! તેમ આપવામાં અન્યાય થતો હોય તો !" રૂશતમજીએ પુછ્યું.

" તેમ કદી થવા દઈશ નહી." મોહીર બોલી.

" તમો ઇનસાફ કરશો !" રૂશતમજીએ પુછ્યું.

" જરૂરજ " મોહીર બોલી.

" હું મ્હારા સાચ્ચા વચનથી એક જીવને બંધાયલો હતો " રૂશતમજીએ કહયું.

એક પળ મોહીર થોભી, અજમ થઇ, અને ખુશાલ ચહેરે બોલી " પ્રિય હોમી, તમો એક સુધ્ધા ગ્રહસ્થ, અને વફાદાર દોસ્ત તરીકે મ્હને ખુલ્લા થયા. અલબત તે જાણવા વગર મ્હારો પ્યાર શરૂ થયલો હતો, અને તમોએ જે ધીરજવંત ચાલ દેખાડી, તેની સત્યતા આજે પ્રકાશિ છે, પણ યાદ રાખ, કે ત્હારા અતિ પ્રેમાળ વ્હાલમાં કોઇ પણ જાતની મ્હારી યાદી લાવીશ નહી, અને તુંને અને ત્હારી વ્હાલીને સદાકાળ સ્હાય કરતી ત્હારી સત્ય સ્નેહી નીવડીશ."

" એટલે આટલું જાણવા છતાં તમારૂં દિલ ક્યાંએ ધરશો નહી મીસ મોહીર ?" હોમીએ પુછ્યું.

" પ્રિય હોમી ! સ્ત્રી, ખરી સ્ત્રી, નિર્મળ હેડું ધરાવની સ્ત્રી, કદી કદી

બે વાર, અને વળી બે સુરત ચાહી શક્તિ નથી, સિવાય કે, બેમુરવતનો છાપ, ભિતરમાં છુપો ડંખ મારતો ચાલુ કરે તો! હું સદાકાળ, ત્હારી પડોસમા રહી, સુખી રેહવશ. ત્હારાંમાં, હું સઘળું સમજીશ, પણ તું મ્હને બહેન સમાન સમજીને વર્તશે? ખરૂ કે નહી?" મોહીરે પુછ્યું.

"ઓ ખચ્ચિતજ! મ્હારા સઘળા વ્હાલ સાથ, મ્હારી એક પુરી બેહન શહેરાને બદલે, બે બેહનોના સુખમાં રહીશ" રૂશતમજી બોલ્યો.

"તો, આવ વ્હાલા! ત્હારી કરી લીધેલી બહેનને ભેટ!" મોહીરે કહયું.

"હઝારો ખુશાળી સાથે" એમ કહી, હોમીએ (મી. રૂશતમજીએ) તેણીને, એક બહેન તરફના સાચ્ચાં નિર્મળ હેત સહીત, પેટમા દાબી અને તેણીના કપાળ ઉપર ચુમીનો સીલ માર્યો.

આ દેખાવ! કેવળ કઠોરતા દુર કરે છે. માહા બાપના ફરજંદો, પણ જુદી જાતના, આ નર, અને નારી, આજે સાથે ભેટયાં છે. કાંય! તો, મનની સ્વચ્છતાઇ એકજ તબકકે સૌને લાવે છે—વિચારની સ્વચ્છતાઇ, સઘળો રીવાજ તોડે છે. વિચારની સ્વચ્છતાઈ, આંખમાંથી એકલપણું દુર રાખે છે, વિચારની સ્વચ્છતાઇ અડેખાઇ દેખતી નથી. તેમજ, આ બે જીવો મળ્યા છે. અને પોતાના વિચારથી ઉત્પન્ન કરેલા, આ અજાયેબ જોડાણમાં, આજથી બંધાય છે – નિર્મળતાના નિર, ચક્ષુમાંથી ખંખેરાઇ, બન્નેની છાતી પર સડયાં છે. મોહીર, હોમીમાં સઘળુ સમજવા લાગી, અને આત્માની શ્રેષ્ટાઇમાં આવી પડી છે. તેના સુસ્તકીમ પવિત્ર પ્યારે, તેણીને રફતે રફતે, એકજ જીવમાં, સઘળા જીવોનો અવેજ માયા, ધર્મ, અને પ્યાર દેખાડયો છે. જ્યારે હોમી, આ જુદદીન બાનુંના, પોતાને માટેની અથાગ પ્યારની પરસતીશથી ખુશી થઈ હરખથી નિર ટપકાવી રહયો છે. ત્યારે પ્રિય વાંચક, આ **"સંસાર કે સ્વપ્ન રૂપ સિંગાર"** નહી? ખરેજ,





## " દિલનો ડંખ "

ઉપલા બનાવ પછી, મોહીર શાન્ત, આગળ કરતાં, વધારે શાન્ત ફરે છે. પોતાની પવિત્ર લાગણીમાં સુખ માને છે. તેણીએ પોતાના મનનું સઘળું મેલવ્યું છે. હોમી, યાને રૂશતમજીની સાથ, યાને સંગતમાં, તેણી જીંદગીની ઉંચી રંગત માને છે. તકલીડી વાસના કરતાં, તેણીએ મોતેબર ખ્યાલ ગ્રહન કર્યો છે. હોમીની હાજરી, તેણીની સઘળી આશાઓ, પુરી પાડે છે. એક ડામાડોલ જીવતરની, " હદ, " મોહીરે જાણી છે; અને પોતાની દ્રષ્ટિમર્યાદા ઉપર, હોમીના ચિતારથી, તેણીના હૃદયનો ઉંચો સિંગાર, સંતોષ સાથ, હોમીને, યોગ્ય રીતે કામે લાગે છે. તેમાંજ તેણી સઘળું સુખ માની લે છે – જ્યારે, આ ટવલતાં, ધપકતાં હૈડાંનો, આ રીતે બંદોબસ્ત થયો છે, ત્યારે તે સંતોષી થયેલા જીવ ઉપર, આપણે આશિષ વરસાવતાં આગળ વધીશું.

કામકાજ સરળ ચાલે છે, હોમી, યાને મી. રૂસતમજી, આ ગામથી, પેલે ગામ અને, ત્યાંથી પાછા બીજે, ફરતો ફરે છે; અને અનેક પ્રકારની ઓલખ, અને ધંધો વધારે છે. મુંગે મોઢે, અનેકને દાલ રોટી પેદા કરાવી, ખુશી થાયે છે. જે માટે, આપણને ડાયરી રાખવાની જરૂર નથી. કારણ કે ખુદ હોમીને તેવું કશું ભાવતું નથી, પણ એક વાત જે આપણા કાને આવી છે, તે માટે બાતમી આપવા વગર, વાર્તાનું વણું પુરૂં કહેવાય નહી. એટલુંજ જણાવવું બસ થશે, કે, જે ફંદની સ્થાપના મી. રૂશતમજી યાને આપણા સામે જાહેર થયેલા હોમીએ કરી છે, તે સ્થાપનાના સઘળા પૈસા, મરનાર મી. બલૅકહાર્ટના બીજા દસ્તાવેજનાં આધારનાં હતાં. જે માટે હોમીએ, મરનાર માટે " Frank heart " યાને **ખાલેસ હૈડાંવાલો,** એવો લેખ માર્યો છે. મરનારે, પોતાનાં દિલના ડંખ પ્રમાણે મરતી વખતે, પોતાને, **Black heart** યાને **" કાળી કઠોર કાંન્તિ "** વાળો ચિતાર્યો, પણ હોમીના મનમાં તે આવ્યું નહી, કારણકે

મરનારે મરવા આગમજ પોતે કરેલાં ગુનાહનો, એકરાર આપી, સઘળું, તે ગુનાહના પશ્ચાતાપથી, તેને મેલવી આપ્યું હતું ખાલેસ "મન" થી, હોમીને, તેનો વહીવટ કરવાનું સોંપી દીધું હતું. જે પણ આપણે હવે જાણી ચુકયાં છે.

હાલમાં, આપણે મી. રૂશતમજીને, યાને આપણા નાયક હોમીને ફરી પાછો "મોહન મહાલ" માં વારંવાર ફરતાં જોઇએ છીયે. તેને રૂશતમજીના નામથીજ હાલમાં, બીજા બધાઓ ઓલખે છે; અને સરાગતની કશી જરૂર નથી, પણ, આજે તે "નરગીશ" સાથે, રીવાજ મુજબ અદરાઈ ચુકયો છે, આ કામ ઘણીજ સાદાઈથી કરવામાં આવ્યું છે, તોએ પણ શહેરાં અને જાલની ખુશાલી માટે, થોડાકને નોતરું કર્યું છે. બે ચાર પરોણાં ત્યાં ઉતરી પડયા છે, અને જાલ, પોતાના એક અંગ્રેજ દોસ્તને પણ ત્યાં લાવનાર છે. આ અંગ્રેજ દોસ્તનું નામ, કાંઈ કહેવામાં આવ્યું ન હતું. અને, પરોણો આવશે, ત્યારે મેળાપ થશે, એમ સામાન્ય વિચારે રહયું હતું. સાંજને વખતે, એક પ્યાનિસ્ટ બાનું, ત્યાં આવ્યાં હતાં, જે પણ જાલના દોસ્ત હતાં, અને, તેવનને, પણ આ અદરાવવાની ક્રિયામાં શામેલ કર્યાં હતા. સુંદર રીતે, પ્યાનો, વજાડી, ઘરનાઓને તેણી ખુશ કરતી હતી. જમવાને થોડો વખત હતો, તેટલાં, પેલો અંગ્રેજ ગ્રહસ્થ આવ્યો. માતા કુંવરબાઇ, પોતાનાં બચ્ચાંઓની ખુશાલી માટેજ, મોઢું ઠાવકું કરી, જીવે દમ વગરનો ભાગ લેતાં હતાં. તેવને મી. રૂશતમજીની ગણત્રી શહેરાં સાથે કરી હતી, પણ નરગેશ તે ઇનામ જીતી ગઈ હતી, તેથી, તેવન ઝાંઝા ખુશી હતાંજ નહી. જે જીંદગી, તેવન ગુજારતાં હતાં, તેમાં વારેવારે કાંઈ બીકના આંચકા અનુભવતાં હતાં, તેમજ સદા ઉદાસ, અને ચિંતારૂપ ફરતાં હતાં. જે વખતે પેલો અંગ્રેજ ગ્રહસ્થ, (જાલનો દોસ્ત) આવ્યો, તે વારે માતા કુંવરબાઇ, મી. રૂશતમજીની બહુજ પડોસમાં, બલકે લગભગ, તેની સાથે વાતેજ હતી. જાલ સીધ્ધો, પોતાના દોસ્તને લઇ, મી. રૂશતમજી સાથે ઓલખ કરાવવા લાગ્યો. જાલ, "મી. રૂશતમજી–તથા મી. સ્મીથ, બોલેછે," તેટલાં મી. સ્મીથ ઉછળી હર્ષથી બોલી ઉઠયો, કોણ મ્હારો દોસ્ત હોમા કેપટન, તે મી. રૂશતમજી કનત્રાકટરના નામે! હોમી કેપટન નામ સમજતા, માતા નવાજબાઇએ ચીશ પાડી,

ગભરાત થયો. હોમીએ માતા નવાજબાઇને હાથની બાથમાં પકડી લીધાં—"બોલ, દિકરા, હોમી બોલ! તું જ, ઓ તુંજ હોમી કે? ઓ ઓ, મ્હારી છાતીમાં આંકરી આવેછે, બોલ જલદી બોલ! હોમી! ત્હારા મોઢે બોલ!" એમ નવાજબાઇએ તાસવીશ કરવા માંડી.

"વ્હાલા માતાજી, હા! હુંજ તમારો હોમી! બોલો! તમે કાંય ગભરાવોછો!" હોમીએ મમતાથી પાસાંમાં માથું નાખી દઈ પુછ્યું.

"બસ દિકરા, હવે, મ્હારી ભુલની માફ માંગુંછું. બોલ દિકરા, મ્હને માફ કરશે!" માતા નવાજબાઇએ કકલાટ કર્યો.

"વ્હાલા માતાજી! શાની માફી! માતા થઇને બચ્ચાં પાસે માફી માંગવાના ચેડાં ન કરો! તમોએ એવું કશુંબી કર્યું નથી" હોમીએ ઘણીજ મમતાથી સધીયારો આપ્યો.

"નહી દિકરા! મેં ઘણીજ, ઓ ઓ ઓ! ઘણીજ ગંભીર ભુલ કરીચ, દિકરા, જલદી માફી આપ, મ્હારી છાતીનું દુખ નહી ખમાતું." માતા એમ બોલતાજ, ન ખમાય એવી તાસવીસમાં પડી. શહેરા, જાલ, અને નરગીશ, બલા મી. સ્મીથ સાથ ઘણુાજ દગાઈ ગયાં—ડોકટરને બોલાવવા માંગ્યો:

"નહી! દિકરાંઓ નહી! મ્હારી અજલ સામે છે, તેટલા, મ્હારા હોમી, મ્હારા સાવકાં, ઘણા સાલેસ રાંક દિકરા હોમી! મેં તુંને ઘણું દુઃખ આપ્યું. દિકરા, બસ બોલ! મ્હને માફ કર!" માતાજીએ તાસવીશમાં પુછ્યું.

"પણ શાની માફી! માતા પાસે દિકરાઓ માફ કેમ મંગાવે? તે પણ કશા બી વાંકની ફરીયાદ વગર!" હોમીએ માતાને પસવારી શાન્તિ આપવા ચાહી.

"દિકરા! હોમી! દિકરા! મેં સાવકી માતા તરીકેજ, ત્હારી પાછળ ઘણુંજ ખરાબ આળ સાબેત કરવા જેવું કીધું. હાઃ ઓ ઓ—મને બોલવા દેવો પણ તે જાણવા આગમજ, મ્હારા વ્હાલા દિકરા, બોલ, મને એમ કહે, કે માતાજી માફ" તો હું કહી દેવું, જલદી બોલ દીકરા! મને દુખ થાયેછે?" માતાએ કકલાટ કર્યો.

"વ્હાલા! વ્હાલા માયજી! જો મ્હારા તે બોલ બોલવાથી, તમારા જીગરમાં

શાન્તિ થાયેછે, તો મ્હારા વ્હાલા માતાજીને, તાબેદાર બેટાના સદાના વ્હાલા સાથ મ......અ–આ–ફ ! બસ માતાજી હવે શાન્ત થશો, !" એમ કહી દિકરા હોમીએ, માતાના પાસામાં ભરાઈ જઇ ફ્રેકેફ્રાક રડવું સરૂ કીધું. આ ગમખ્વાર બનાવ ખરેજ બહુ દુખ આપતો હતો.

"સાંભળ ! દિકરા, હોમી ! વ્હાલા હોમી ! મ્હારા ધણીના પહેલા ચેરાગ ! હું હવે શાન્ત છું- પણ......ઓ......સાંભળો,"......નરગીસ અને બીજાઓ ત્યાંથી ખસી ગયા, જાલ દુર ઉભો હતો, પણ શહેરાને હાથમાં પકડી હતી, એક બાજુ હોમી બીજી બાજુએ શહેરા હતી. શાંભળ. વ્હાલા હોમી, મ્હારી નહેરત ઘડીની ભુલ. ઓ–ભુલ નહી, મ્હારૂં અજ્ઞાનપણું, મ્હારો અંધાપો હતો......મ્હારી મતલબમાં, તે થાપ હતી......પણ તુંએ મ્હને માફી આપી છે......ઓ હવેજ, તે દુઃખ ઓછું થતું જાયે છે......હા......હું હવે જાઉછું શહેરા સુખી રહેજે, હોમી, સુખી થા !...... દિ......ક......રા ! મેં તુંને પેસતનજીના ઓરડામાંથી નિકળેલો પ્રથમ......જો......યો......અને પછી, ગોલીનો, અવાજ ઓરડામાં સાંભળ્યો......છતાં, જુઠી શાક્ષી આપી, તુંને...... ઓ તુંને કે......વું દુખ......દી......ધું......

"ચપો માતાનું ! એ શું લવારો કરોચ !" હોમીએ તેવનને અટકાવ્યા. "દિકરા......પાપનો ભાર ન્યારો છે, ત્હારી માફીમા, મ્હારો ઉ......ગા......રો છે— તે મને મળ્યો. પાક અહુરાએ શાન્તી..." તેજ વખતે માતાની આંખ્યો વિંચાઇ ગઈ......ગમનાક બનાવનો છેડો આવ્યો—અતિ ગંભીરાઇ સાથ–સઘળું પસાર થયું–અને માતા નવાજબાઇએ પોતે કરેલી ભુલનું મૂળ, પોતાની સામે સમુ અને જીવતુ, સુખી થએલું જોઈ, શાન્તીમાં દમ મેલ્યો.





# " કાળની કરાર. "

આપણે, માતા નવાજબાઇનો ઉપલો એકરાર સાંભળી આવ્યા. અને હવેજ આપણે યાદ આવેછ કે હોમી ઉપર જે પત્ર આવ્યો હતો તે માહે, પણ એવા શબ્દો તે ખોટુ કામ કરનાર મરનારે લખ્યા હતા કે **" તે આકાર બહાર જતો હોય, એમ પગલાં ઉપરથી અનુમાન કરી દીધું, અને ખરે તેમ હતું, કારણકે, બારણું ઉઘડયું અને બંધ થયું."** ત્યારે હોમી બારણામાંથી બહાર પડયો હતો અને પછી અંદર ગોલીબાર થયો હતો. છતાં માતાની શાક્ષી જુદીજ હતી. કે " હોમીને ધડાકા સમેત બારણામાંથી બાહર આવતા જોયો હતો" જ્યારે ખરૂં તો એ હતું કે " હોમી, ઓરડામાંથી બહાર પડી ગયો હતો, અને પછીજ ગોલીબાર ઓરડામાં થયો હતો." આ શું " સંસાર કે સ્વપ્ન સિંગાર !"

પણ સરજત જે કરે છે, તે પોતાના સિધ્ધા કામ માટેજ કરે છે. તેમ હોમી સઘળાં દુખો ખમી, પોતાના સુધ્ધ વિચારમાં એક થયો છે. જે એક બાબદ બની તે મી. સ્મીથની હતી. આ ચગોર જેલર મી. સ્મીથ, ઘણોજ બાહોશ હતો. તે જાતે ડીટેકટીવ ખાતામાં ઘણો વખત પડયો હતો, અને તેને હોમીને ઝટ ઓલખી કાઢયો, જેથીજ તે ખુશાલીમાં બોલી ઉઠયો હતો, પણ સરજત પોતાનું કામ કાઢવા માંગે છે, માટેજ તેના મુખમાંથી એવા બોલ નિકળી પડયા જેનો અંજામ આપણે દીઠો. હવેજ, હોમીના મનની ઉંચ મોતેબરી આપણે વિચારશું, તે એજ કે, માતાજીની સામે, તેને પોતાનો બચાવ કર્યોજ નહીં. સાવકી માના સંકટો ખમવા, તે તૈયાર રહયો, અને ખમ્યા, તેટલા માટે તે જાહેર થયો નહી, પણ ખુદરતે તે સઘળાં સંકટો હઠાવી દીધાં. જો જાહેર થાય, તો માતાને કેવું ભારે પડે, પણ દૈવજોગે અહુરાએજ તેને જાહેર કર્યો, અને તેના જાહેર થવા સાથ સાવકી માતાએ, પોતાનો છાતી ઉપરનો દયાહીણુ ડંખ આખેરની માંદગીથી મટાડયો અને સ્વર્ગવાસ થઇ.–ખોદા તમને શાન્તિ બક્ષો !

જીંદગીમાં કરેલા ભયંકાર ગુનાહને ભિતરમાં છુપાવી, તે જહાનમાં સાથે લઈ જવાં કરતાં, હઝારો સુખ છે તેઓને કે, જેઓ મરતી વખતની અગાઉ એકરાર કરી દે છે, તેમાજ સઘળો કરાર સમાશે.

ઉપલા બનાવને લાયક વખત પસાર થયો છે. આજે ખુશીનાં બહારમાં સઘળાઓની ખરી ખુશાલી વચ્ચે, "**હોમી અને નરગીશને**" સંસારી સાંકળમાં એક જોઇયે છીયે. નિર્મળ પ્યારમાં વર્ષો આગમચનું એક થયેલું જોડું, આજે કશાબી દુખના વાદલા વગર સુર્યના તેજ પ્રકાશમાં મનની મોટામાં મોટી મોજ મેળવી મનોહર મતિમાં મળ્યું છે. છળોછળ સુખમાં ખરા હાવભાવમાં હાળે છે, સઘળાઓના આશિષ મેળવે છે—અને જાલ, શહેરા, તથા મોહીરના ભેગાં મેળાપમાં જીંદગી ગુજારે છે. આ જાહેર દેખાતાં પાંચ જીવડાં એકજ સ્વચ્છ સાંકળીમાં સીકડાઈ, એકજ સત્ય પ્રિતની લાગણીમાં લહેકાં લઇ, સંસારની સ્વપ્ન રૂપ સીમા પસાર કરે છે.

ઇશ્વર આવું સુખ પમરે-શહેરે શહેર, પ્રીતિ જાગેજ થાય. રૂડા અને સુંદર ભાવ ભક્તિમાં ભરાય-અને સઘળે પવિત્ર પ્રિતની જીત થાય એજ.





## સેવટ સુખ.

પ્રિય વાંચનાર ! ત્હારી સમજ માટે જે કાંઈ મેળવવાનુ હતું, તે સઘળું તું મેળવી ચુકયો છે. આપણે આજે છેલ્લા છુટા પડતાં, સેવટ શંક્ષપ કાઢીશું. હોમી અને નરગીસ સંસારની સુખવંત સાંકળમાં ભેલાઇ કરારની કુળમાં મળ્યાં છે. તેઓના પ્રેમાલ સુખમાં, શહેરા, અને મોહીર ઘણોજ આનંદ ભાવ દીયે છે. શહેરાના વર્ગો આજે તેણીના ભાઇ હોમીની વધુ હોશદાર ઉલટથી વધુ જોશમાં વધારો કરી રહયા છે. તે વર્ગનું કામ ઘણીજ સંગીન હાલતમાં મેળવા માટે, મોહીર પણ સેક્રેટરીનો ભાગ ભજવે છે, સગવડ પડતી પળે પળ, તેમા સહાયકારક રીતે કામ આપવામાં રોકાયલી છે. આ સ્થાપનાની વાર્ષીક ચર્ચા ચાલતી નથી, કે તમાશા રૂપ કાંઇ દેખાવ રજુ કરવામાં આવતો નથી, જેને તેનો વહીવટ કેમ ચાલે છે તે તપાસવા મન થાય છે, તેને આગમજથી ગોઠવણ કરવાથી સઘળું સમજાવવામાં આવે છે.

“ વ્હાલા હોમી, હું જ્યારે, ત્હારી ગઈ ગુજરી ઉપર વિચાર કરૂં છું, ત્યારે ખરેજ મ્હને અજાયેબી લાગે છે કે ત્હારી લાગણી, આવી ઉત્તમ પ્રકારથી કેમ કેળવાઇ ? હું કાંઇ ત્હારી વખાણ કરવામાં મૌજ મારવા માંગતી નથી, પણ તે શા કારણથી એવી ઉંચાઇ ઉપર છે, તેજ માત્ર જાણવા માંગુ છું ” શહેરાંએ પુછ્યું.

“ હું જાણું છું, વ્હાલી શહેરાં, કે તું ખુશામત કરે તેવી નથીજ, ત્હારા જ્ઞાનમાં વધારો કરવા ખાતેર સઘળું પુછી તું સાવધ થવા માંગે છે. મનની ઉંચાઈ મેળવવાનું કામ આત્માની ઉંચાઇ ઉપર રહે છે. વ્હેવાર જ્ઞાન ગમે એવુ ઉંચાઇએ ગયેલું હોય, પણ આત્માના જ્ઞાનની ઉંચાઇ વગર, વ્હેવાર જ્ઞાન ધરાવનારાઓ બાજે વખતે પ્રફુલીત થયા વિના રહેશે નહી, અને તેવા વ્હેવાર

ઉચ્ચ જ્ઞાનમા, હંમેશ હુંપણાનો અંશ રહેલો છે, જેથી પોતાને હમેશ બધા કરતા વધુ ઉંચાઇએ જોવાનીજ આશા રાખવામાં આવે છે." હોમીએ ખુલાશો કર્યો.

"પણુ ત્યારે એવો ગુણુ સંપાદન કરવાનું પહેલું પગઠીયુ શું ભાઈ!" શહેરાંએ પુછ્યું.

"પોતાના સ્વાર્થને દુર કરવો" હોમીએ જવાબ દીધો.

"તે કેમ થાય?" તેણીએ પુછ્યુ.

"તેવા કાર્ય કરનારાઓની પડખે રહેતાં શિખવું, યા તેવા થઈ ગયેલા નર નારીઓના કામની યાદ કરવી યા વાંચવી" હોમીએ ખુલાશો કર્યો.

"પણુ ભાઇ, પેલો લેખક, કે જેને માટે તુંએ મ્હને સમજાવવા કહેલુ હતું, તેનુ ખરૂ નામ હવે કહેશે કે ભાઇ? જે નામ લેખ ઉપર વાંચ્યું તે તો તેનો તખલ્લુસ હતો." શહેરાંએ પુછ્યું.

"ત્હારી ખંતને માટેજ હું તુને કહુ છું, પણુ તે તારાંજ કાન માટે છે" એમ કહેતાં શહેરાના કાનમાં, તે નામ બોલ્યો.

નામ સમજતાંજ શહેરા ચોંકી અને અજબ થઇ, અને બોલી, "અફસોસ! છતાં, તેની પીઠ પાછળ વીરોધીઓ કેમ બોલે છે?"

"કારણુ કે અદેખાઇની આગ હમેશ જગતમાં લાગ શોધે છે, પણુ તેની આપણે ચિંતા નથી. મ્હારોજ દાખલો, વ્હાલી શહેરાં, તુંને સમજવા બસ નથી!" હોમી બોલ્યો.

"હા, ખરૂં છે. ખરૂં છે, ભાઇ! પણુ હું એમ પુછું, કે તેનો કોઇ પણુ ગુરૂ તો હશે? શહેરાંએ પુછ્યું.

"તેનો પ્રથમ ગુરૂ, તે નાટક તખ્તો! બીજા ગુણો, તેનો ચાલુ અનુભવ!" હોમી બોલ્યો,

"એટલે! નાટકથી તેનુ હૈડું આવુ' થયુ?" શહેરાએ પુછ્યું.

"હા! બાળપણુમાં "હરિશ્ચંદ્રના નાટક રૂપી ખ્યાનથી તેની શાન ખુલવા માંડી. નાટક તખ્તો એક મ્હાન શાળા છે, જેમા ભજવાતા ભાગની આલા અસર, હમેશ, આત્મિક હોંશ, ધરાવનારને જોશ આપે છે, કયારે કે

જ્યારે નાટક તેવાં ભવ્ય ગુણોથી સજ થયેલો હોય !" હોમીએ ખુલાશો કર્યો.

"કોઇ દિવસ તેની સાથે મ્હારી ઓલખ કરાવશે, ભાઇ ?" તેણીએ પુછ્યું,

"જરૂર ! જરૂર !" હોમીએ જવાબ દીધો.

તેટલાં ત્યાં નરગીશ, મોહીર અને જાંગુ, ખુશાલ ચેહેરા સાથ દોડતાં આવ્યા. "ચાલ, વ્હાલી શહેરૂ, વ્હાલા હોમી, ચાલો તૈયાર થાવો ?" નરગીશ બોલી,

"કહાં જવાતું છે, નરગીશ વ્હાલી ?" હોમીએ પુછ્યુ.

"આજે આપણો ખોરદાદ સાલ છે આપણા પાક અષો સ્પિતમ જરાથુસ્ત્રનો જન્મ દિવસ છે, વ્હાલા ! આપણે સાથે, આતશ બહેરામ જઈશું" નરગીશ બોલી.

"ઓ ! ખુશાલી ! બેહદ ખુશાલી ! ચાલો, શેહરા, આપણે બધાં, તે મ્હાન ગુરૂની પવિત્ર યાદમાં મનને શાદ કરીશું, જીગર આબાદ કરીશું અને ચાહીશું કે, તે મ્હાન અષો સ્પિતમા જરથુસ્તની, જરથોસ્તી જુન્ડાની જાલીમાં, જરથોસ્તી દિનના સઘળા માલીઓ, હુમત, હુખ્ત અને હુવરસ્તની ભેલ સાથે, મનસની, ગવસની, અને કુનસનીના સિંગાર સાથ, અષોઇના ફુલો સમાવતા જાયે; અને આવતા જમાના સુધી દિપાવતા રહે !" હોમીએ એમ બોલી આશષ ચાહયા, તેને સઘળાનો ટેકો મળ્યો, અને આપણે પણ સાથે તેમા સામેલ થઇ ચાહીશું કે

"આમીન ! આમીન ! આમીન !

તે વ્હાલા અષો, નેક નુરને, સ્પિતમ જરથુસ્ત્રને હજારો, લાખ્ખો, દશ દશ લા ખો, સ્વર્ગના મિનોઇનાં, બ્હેસ્તના સિંગાર હોજો ! ત્થાસ્તુ !"

"God Save the King"

## સેવટનો બોલ "રૂવષીની" બુલંદી

વાર્તા અને નવલકથા લખી, વાંચક વર્ગમાં વંચાવવાનો ખાસ હેતુ સાથ, જે ઉમંગ, રાખ્યો છે, તે સાથે આત્મિક ઉમંગનો પણ પુકારો આપવાનો ખ્યાલ, પ્રથમથીજ, આ અદના અને જ્ઞાનની હમેશ વળપ કરતી કલમે રાખ્યો છે.

આ "મોહન મહાલ," "યાને "મનનુ મંન્દિર," જેમાં સંસારને, એક સ્વપ્ન ગત મતિમાં સિંગાર કરતો આરંભ્યો છે, તે માહે જે અસર સમાવરી રાખી છે, તે વાંચક વર્ગ સમક્ષ ધરતાં, બે હાથે ક્ષમા ચાહુ છું કે, તેનો રસ્યભાવ દેખાડતાં, કાંઇ એવું ભાન રાખ્યું નથી કે, કાંઇ નવુંજ પિરસુ છુ. આજે જગત એટલી બધી આગળ વધી છે, કે લક્ષણરૂપ, રચના સમજનારની, કાઈ બાકાત નથી.

એક મસ મોટા મ્હાસાગરની તળેટીમાં, શો આરંભ રમી રહયો છે, તે સર્વે પ્રજા જાણી ગઇ છે. એક મસ મોટા ડુંગરને, આરપાર ફોડીને, માહેથી વરાળ રથ પસાર કરી હજારો જાતની સગવડને સરળ બનાવી છે, તે સર્વે જાણે છે. ગમે એવા જવાળાથી ધકધકતા પહાડો ઉપરથી પસાર થઇ જવા, એરોપ્લેનની નાદર રચનાથી સર્વે કોઇ માહીતગાર બન્યા છે, પણ ભિત્તર, યાને હૈડાના ભાગમાં કેવી નાદર રચના રમી રહી છે, જમાનાઓથી જમી રચરી સમી રહી છે, કે જેના પ્રયોગોનું વર્ણન હજી કોઈ સંપુર્ણ કરી શકયું નથી. ભિતર, એક એવી જગ્યા, એવું સ્થાન છે કે, જમાના ઉપર જમાનાઓ આવશે, છતા, તે માંહેથી નવુંજ અને નવું જ્ઞાન મળતું રહેશે. આવી જાતનાં જ્ઞાનના મસમોટા અખુટ ખજાના માહેથી, એક રજકણ જેટલુ, આજે, આ વાર્તાના વળાં સાથ પિરસવા મન થાય છે, જેમાં કાંઇ ને કાંઈ નવું મળેલું દેખાશે, તો ખરેજ કાંઈ નાના ભલા જીવને એક ડગલું, આગળ વધારવાની બરકત હાંસલ થશે, જેથી પણ જગતમાં સુખજ થશે.

આપણા પોતાના દરેકે, દરેક લક્ષણ, જગતમાં દરેકનું રક્ષણ, તેમજ ઉલટી અસરનું હોય તો, ભક્ષણ કરવા જેવા થઇ પડે છે, એ ખચિતજ માનવું ! આપણી સઘળાંની સાંકળી, એક એકથીજ જોડાઇ રહી છે, પણ વહેવારૂ ચશમોથી, તે જહીજ

ધારી લેવામાં આવી છે. મન, ઉચ્ચું કેળવાયલું મન, ત્યાંથી આગળ વધી, આત્મિક હોશમાં ગયલું છે; અને તેવા મનનાં ઘણાકો પડયાં છે, તેઓ જોઈ શકયા છે, અને તેઓના ઉદ્દગાર જાણ્યે તો નિચે પ્રમાણે કાંઇ સાર રૂપ મળે.

"દરેક દુખ અને સુખથી, કોઇ વેગળું નથી, બીજાને વેઠવાનું, તેજ આપણે વેઠયું, યા વેઠવાનું છેજ. જયાંથી આવ્યાં ત્યાંજ અને ત્યાંજ જવાનુ છે. બીજાને જે બદતલ કરવામાં આવે છે યા થાય છે, ત્યાંથી પણ આપણુનેજ જવાનું છે, માટે હર વખતે, જેવું આપણું ભલું ચાહીયે, તેવુંજ બીજાનું પણ ચાહવું જોઈએ."

એજ એકલો ફ્રવષી માટે ઉચો માર્ગ છે. જગતમાં કોઇ ધીમે કોઈ ઉતાવલે આગળ જાય છે, પણ જવાનું સર્વેને માટે છે. ગમે એવું કોઈ ફસડાઇ પડે, અટકી પડે, આળસ કરે, પણ જવાનું તો ખરૂજ. તેમ ફ્રવષીને આગળ વધવાનો મુખ્ય બળ જે છે, તે એ કે, બીજાના ભલાંનેજ પ્રથમ જોવું ! આપણા લાભ કરતાં, પારકા લાભને પ્રથમ જાણવો. કહે છે, કે "ઓ પ્રિય જાણો, જે તમો આ જગતમાં, ખરા મનથી, બીજાને ખાતર આપી દયો છો, તે તમો ખાતર, ચિનોઇના માર્ગના પગઠીયાં ઉપર સીલ્લક થઈને રહેશે, પણ જે તમો તમારાજ સ્વાર્થ ખાતર ખરચી નાંખો છો, તે સદાકાળ, તમારા હાથમાંથીજ જશે." માટે ફ્રવષીને આગળ વધારવામાં, જે પ્રથમ ગુણ કામ લાગે છે, તે બિનસ્વાર્થ સેવા—દરેક કામ કરવું, તે અહુરા માટેજ કરવું તે કામ કરી બદલો ચાહવો યા ન ચાહવો, તે કરતાં, અહુરા ઉપરજ તેનો આધાર રાખવો ભલો છે, કારણ કે, ન્યાય સિવાય ત્યાંથી કશું મળશેજ નહીં.

હાલમાં, આપણે જે વાર્તા વાંચી, તેમા આપણી દૃષ્ટિ ઉપર, આજે છેવટે, જે ઝળક આપતો જીવ દેખાય છે, તે "હોમી" છે. એજ હોમીને વાર્તાના વળામાં, નરગીશે, "હોમ" કરી બોલાવ્યો હતો—હવે "હોમ," તે માજદીયસ્ની દિનનો, "હોમ" અને પાક શકિત ધરાવતો મોટો ગુણ આપણે ખ્યાલી શકયે.

એવી એક ઉચ્ચ શકિતને, કોઇનો પણસાથ જોઇતો હોય તો તે સાથ, પણ ઘણોજ શ્રેષ્ટ સાથ જોઇએ. યાને બળવાન ફ્રવષીને, જો, સ્વચ્છતા, યા નિર્મળતા, યા સચ્ચાઇનો સાથ મળે, તો અષોઈના કાયદામાં સમાવેશ થાય. તેમ "હોમ" સાથ, તેની જીંદગીનો સાથી, તે આખર પાર થયલી, તેની ધણિયાણી, "નરગેસ" બની છે—નરગીશ, એક ફૂલની રંગત છે. ફૂલ ઉચ્ચ પવિત્રાઈ છે, અને ખોદા તરફ લઇ જવાની એક ઉત્તમ 'સાથ' છે. જ્યારે "હોમી અને નરગીશ સાથે મળે, ત્યારે ફ્રવષીને, પોતાના માર્ગમા દરેક ટબકકે, હોમ અને પવિત્રાઇ સાથના જોડાણથી આસાની મળી શકે.

હોમીની પ્રથમ આસ નરગીશ ઉપર હતી, તે આપણે બારી આગળ બનેલા બનાવથી જાણ્યું-આગળ વધતાં વાર્તાના વળામાં, મુખ્ય ભાગ ભજવતાં, બે ગુણો ધરાવતાં જીવો જોયાં. તે શહેરા, અને જાલ હતાં. શહેરાને આખી ચિતારમાં જો સામતી જોઇએ, તો સ્વચ્છ માયાની દેવી વર્ણવી શકયે. અને જાલની આખી જીંદગીમાં તપાસ લઇએ, તો બુધ્ધિબળનો ઉત્તમ ગુણ ધરાવતો જીવ માન્યે. જોકે બન્ને ગુણો, આ બે જીવોથી લક્ષણરૂપે આપણે તારવી કાઢયાં, પણ તે ગુણો પારકાજ કેહેવાય, જેઓ સંપાદન કરવા માંગે, તેઓનાજ, તે સાથી થઇ શકે—ત્યારે પારકા ગુણો, યાને સાંવકા ભાઇબેહનો, એ એકજ વર્ગમા સમાયલાં છે, જેથી, હોમી-યાને "હોમ," ને બે ઉચા ગુણો, જે જગત, યાને ગેતિના છે, તે ગુણોની "સાથ" મળી યાને પારસી મતા ઉપર મદાર બાધી ત્યારે, સાવકાં ભાઈ બહેન, જાલ અને શહેરા, તે હોમી. યાને હોમ શકિતના બીજા બે ગુણો થયાં. "હોમ" ને એક તો પોતાની ઉંચ શકિત સાથ નરગીશની, યાને અષોઈની યાને ફૂલની સાથ મળી અને સાથે વળી, મયા અને બુધ્ધિનું તેજ બળ મળ્યું, એટલે, ફ્રવષીને આગળ વધવાના માર્ગમાં, બંધબેસતા ભાવો મળ્યાં-આગળ ચાલતા સાવકી માતા ઉપર, સઘળો દોષ આપ્યો છે. સવકી માતાના લક્ષણો સર્વ કોઇને રોશન છે, પણ હયાં, તે સાવકી માતા, યાને મિનોઈથી, ઉલટીજ દુન્યા, યાને આપણી ગેતિ છે. આપણી ગેતિમાં, દુન્યાની ઝંઝત અને રંજ સિવાય બીજું શું આપણે જોઇશું! તેજ પ્રમાણે ફ્રવષી અહુરાને બારથી યાને મિનોઇમાથી, ગેતિનો અનુભવ લેવા આવી. આવતાંજ, અષોઇની સાથ મેળવી, મયા, અને બુધ્ધિને પાસે રાખી, ગેતિની ગેરસમજુતીથી ઉભી થએલી, હરએક દુખની ડાળીમાં વીંટ વલી ટકકર જીલે છે. એવું દુખ, એવી ઝહેમતમાથી પસાર થતી વખતે, હાડમંડ શરીરને વેઠવું પડે છે, યાને "હોમી"ના શરિરમાં લીધેલું હોમનું શકિતબળ, હાડમંડ શરીર ઉપર દુખ આપ્યા વિના, મિનોઈ માર્ગ મેળવી શકે નહી.

આગળ ચાલતા સમયમાં, વાર્તામાં મોહીરની રચના, હજી કાંઇ નાદર ભાગ ભજવતો ભાસ આપે છે. બાળપણથી, જ્યારે નિશાળમાં શિક્ષણ લેતા નિશાળ્યાઓ માહેથી, એક એવી જોડી બંધ બેસતી માલમ પડે છે કે, બાળપણથી, તેઓની એક તરફની પ્રીતિ, ધીમે ધીમે, જીંદગીના મિત્ર તરીકે થઈ પડે છે. આવી જોડી, જેમ ભલાં ગુણની હોય તેમ, વળી ઉલટી રાહ રીતીમાં પણ ચકચુર બને છે, યાને, જેવી

પ્રથમ અસર હોય છે, તેવોજ ગુણ બન્ને જણાથી બનેલી જોડી ધારણ કરી સંસારમાં આગળ વધે છે. તેજ પ્રમાણે જો ગુણવંત ધારણા હોય તો, આગળ વધે છે, અને નહી તો ઉલટાં ગુણો હોવાથી, વર્ગમાં પણ સમડયા કરે છે. તેજ પ્રમાણે મોહીર પણ, આ ગેતિમાં એક સાથી જેવો ભાગ બજાવે છે પણ, પ્રથમથી પેચમા પેચ લઇ, આગળ વધનારી ફ્રવષી, જે હોમ સાથે બધા રૂડા ગુણોથી ભરપુર હતી, ગમે એવાં, મ્હાભારત પણ રિવાજથી ઉલટાં આકૃષ્ણ છતાં, આગળજ વધી. વળી બીજી બાજુ તપાસીયે, તો એમ પણ આપણે ખ્યાલ લઇ જઇશું, કે મોહીર પરજાત અને બીજા ધર્મની હોવાથી, હોમીના માર્ગમાં એક લાલચ રૂપ લેખાય યાને હોમી, પોતાનો ધર્મ છોડી, બીજા ધર્મ ઉપર મન ધરે છે કે નહી, એવી ફ્રવષીની કસોટી થયેલી કહેવાય, જે કસોટીમાંથી તે સરળ રીતે પસાર થઈ પાર નિકળી ગયો.

દરેક ધર્મમા શું છે અને શું નથી, તે સાથ લંબાનમાં ન ઉતરતાં, એટલુંજ હાલમાં જણાવવું લાયક થઇ પડે, કે જે કોઇ મનુષ્ય, પોતાના વંશ વેલાથી ઉતરી આવી, પોતાની ઉચ ભક્તિ અને શક્તિ ધરાવી, પોતાનાજ બાપીકા ધર્મ ઉપર ચાલે, તોજ તેની ફ્રવષી આગળ વધે. ધર્મમા ગમે એવું લખ્યું હોય, ગમે એવું સમજાવ્યું હોય, પણ એવું તો કયાંએ શોધેલું જડશે નહી, કે પોતાના જન્મ લીધેલા બાપીકા ધર્મથી, બેદિલ થવું ? પોતાના ધર્મથી સમુલગુ દુર થવુ, એ કામજ અધર્મી કહેવાય. ત્યારે, જે પોતાનો ધર્મ તજી, બીજા ધર્મમાં જવાનીજ મોતેબરી પિછાણતો હોય, તેને માટે, પ્રથમનું પગળુંજ અધર્મીપણાનો પાયો રચે છે, તો પછી સાર્થક શું નિકળે ! એ ઉપરથીજ સહેજમા સમજી શકાય કે હોમી "હોમ," નરગીશાની સાથમા પ્રથમથી બંધાયલો, યાને અથોઇને પોતાની કીધેલી, ત્યારે "મોહીર" યાને, એકજ જગ્યા ઉપર પડી રહેવા જેવી લક્ષણરૂપ રંગતની, જો સંગત કરતે, તો ફ્રવષી, પોતાનું કામ આગળ વધારવા વગર અહુરાને બાર પાર પડી કેમ જતે ?— ભલી અને આગળ વધતી ફ્રવષી, કદી, એક હોશ ઉપર ધ્યાન લગાડી પડી રહે, તો કાઇ ફ્રવષીને મનાઇ નથી, પણ તેટલીજ વેળા યાને આખર સુધી, તે ફ્રવષીને રોકાઈ રહેવું પડશેજ—અને ફ્રવષી નવું ભાન નવો અનુભવ કેમ મેળવશે !

ત્યાર પછી નિર્દોષ હોવા છતાં, હોમીએ કેદખાનું ભોગવ્યું, એ વળી તરતજ સમજાય એવું છે. દુન્યામાં આપણી નજર સામે જોઇએ છીયે, કે ઘણીક વેળા નિર્દોષ પર દુખ આવે છે, કારણકે જેમ ફ્રવષી ઉચે વધે છે, તેમ, તેને દુન્યવી, લોભી

શક્તિઓ વશ કરવા, લાલચમાં સીંકડે છે, કે જેથી પોતાની સ્વચ્છતાઇ છોડે, યાને પોતેજ ઘણુંજ દુખ વેઠે છે. તે પ્રમાણે હોમી ઉપર જે આળ આવે છે, તે આપણે જોઇ વળ્યા તેમ, તેની માતાના કામથી, તે આળનો મોટો ભાગ, તેના ઉપર રહેલો છે. તે વખતે, હોમીએ પોતાનો બચાવ ન કર્યો, કારણકે તેને એમ માલુમ પડયું, કે માતા, પોતેજ કાંઇ તેના ઉપર એવું આળ સાબેત થાય એમ ચાહતી દેખાઈ અને ઉચ ફ્રવષી હમેશ, બીજાના ગમે એવાં ભલાં માટેજ પોતાની ચુપકીદી તોડતી નથી. તે હોમીએ, યાને ફ્રવષી સાથના ઉચ "હોમે" પોતાનો સ્વાર્થ બાજુંએ મેળી, પોતાના ઉપર આફત લીધી.

એ માટે શહેરાએ બંદીખાનામા, હોમી આગળ શક બતલાવ્યો હતો, તેજ વેળા હોમીએ તેણીને ચુપ રહેવાજ આગ્રહ કર્યો હતો, યાને માતાની પાછળ મત ઉચારવા દીધું નહી. પોતાની માતા, યાને ગેતિ, તે ગેતિને!, ગમે એવાં દુખો આવ્યા, અને તેને માટે મનમા કશો અંદેશો ન રાખવો, એ ઉચ ફ્રવષીના ગુણો સાબેત કરવાનો લક્ષણરૂપ પોકાર છે.

હવે બંધીખાને પડેલા બીજાઓનું હોમીએ હમેશ ભલુજ જોયું, તેની મતલબ, હયાં ટાંકીશું. ઘણીક વેળા જેઓ, ઘણા ભકત થવા માંગે છે, તેઓ પોતાના આત્માની ઝુદગી, શરીરને કષ્ટ આપવાથીજ માને છે. પણ જરથોસ્તી ધર્મમા શરીરને કષ્ટ આપવો. એ ખોટું પગળું દરશાવે છે, યાને હોમી પોતે ગમે એવાં દુખમાં આવ્યો, પણ બીજાને સુખ આપવામાંજ મશગુલ રહયો, યાને પોતાના આત્માને ખિલવવા ખાતર પોતાના બદનના, કોઇપણ ભાગને કષ્ટ ન આપવાની ગતિ મીસાલ પુકાર કરતો રહયો. બીજાને સુખ આપ્યું, તેનો અર્થ, એટલોજ હયાં થયો, કે પોતાના બદનોને નાહકની રંજ અને કષ્ટ નહી આપવું.

હોમી ઉપર વિઘ્ન કેમ આવ્યું, તથા તે કરનાર કોણ હતો, અને તેની ઉપરજ કેમ સાબેત કરી દેવામાં, યા સાબેત થઇ જાય, તેવી રીતે બંધબેસ્તુ કરવામાં આવ્યું, છતાં હોમી તે માહેથી આખર કેમ છુટો થયો, તથા તેનું નિર્દોષપણુ કેમ સાબેત થયુ, તે પણ આપણે વાર્તામાં વાંચી ગયા, તો તેને પણ "હોમ"ની બળવંત શકિત સાથે કામ છે, યા કાંઈ લક્ષણરૂપ ભાવ ધરાવે છે, કે નહી! એનો જવાબ આપણે, "હા" આપીશું. પેલો ભુંડું કામ કરનાર આખેર પસતાવો કરી, પોતાની થયેલી કંગાળ ભુલ માટે, ઘણીજ તાજેશ કરી લખી ગયો, તેથી એમ

સમજવું કે આ " હોમની " રોશનીમાં, પાક અહુરામઝદાનો છુપો, પણ સદાનો ચાલુ ન્યમી અને ન્યાયી હાથ, સાબેત કરતો ભાવ કહેવાય. નિર્દોષને ઘડીભર ગેતિમાં દોષીતપણું ભોગવવું પડશે, પણ પાક અહુરાનો મહાબળ હાથ, તે દોષ યા આળને તોડીને કડકા કરશે–ગમે એવા ભાત્રથી ભરપૂર, એક મનુષ્ય દેખાશે, પણ તેની જાહેર કરેલી રાજ્યનિતીમા, ખરેખર રૂપ આપણે બહારથી જોઈએ છીયે કે નહી, તે ભિતરની કોઇપણ દિવસે પ્રગટ થયેલી બિનાથી, જાહેર થશેજ. ગમે એવાં બહારથી જ્ઞાન ધરાવતાં રૂશી જેવાં, ભોલા દેખાતા, એક પળ માત્રમાં, ખરેખરજ જો તેઓ જાતેનના સ્વાર્થી હોય છે, તો સાદામાં સાદા, દુન્યાના કામમાં, પોતાની ગમે એવી પણ મુખની ઉંચી કળા, કાર્યમા ઉલટી બતલાવી દે છે, અને રૂશીપણાનું મુખરૂપી પોગળ જાહેર કરે છે, એ બધુજ અહુરા પોતાના અનદીઠ ચલણમાં હરકળાથી, જાહેર, આપશેજ. આ વખતે, એવા ખરા બનેલા નઝરે જોયલાં દાખલા આપી દેવા ગમે એવી કલમ મળકાય છે પણ ના, તે સઘળુ પાર કરવા, આ કલમ, અહુરાનેજ તે સોંપે છે. તેજ પ્રમાણે " હોમી"ની ઉપર ગમે એવી વીંટ આવી, પણ પોતાની માતાને જરાબી ખોટુ ન લાગે, તેની સંભાળ રાખી પોતાના શીર ઉપર જબુનમાં જબુન, આળ રેડી લીધુ, પણ પાક અહુરાએ, તેનો કેવો સુખાલ હાલ કર્યાં? એ વાર્તાનું, એ વળુ, તે પરવરદેગાર પાક અહુરાનો, અનદીઠ હાથનો, ભાસ આપતો લક્ષણરૂપ, ભાવ અને પુકાર કહેવાય! હવે હોમી જ્યારે નરગીશ સાથે એક થાય છે, તેની ઉંચી મતલબ કહેવા માટે બાકી રાખવું નથી. જ્યારે ફ્રવષી, પોતાની બાજુમાં સચ્ચાઇને રાખે છે, દયા, અને બુદ્ધિના ગુણો ઉપર મદાર બાંધે છે, ત્યારે તેના જીવ આત્માને શાન્તિ થાય છે તે શાન્તિ, તેજ મિનોઇ જેહાનમાં જવા આગમજની, આપણી સુદ્ધ રહેલી કરણીનો, અંતકાળ સુધી સુખ અને શાન્તિ આપનારો, આપણા હૃદયના ગુંબજનો ઉત્તમ પડઘો છે.

સેવટ સાર—ઉંચી ફ્રવષી ધરાવતુ મનુષ્ય, પોતાની ફ્રવષીને ખિલવવા માટે સત્ય અખત્યાર કરી ઉંચી મયા, અને જ્ઞાન પાસે રાખી, ગેતિમાં આવતાં, દિલને નારાજ કરનારા કામો સાથે હિમ્મતથી ટકકર ઝીલી હમેશ શાન્ત સ્વભાવ રાખી, બીજાનુ ભલુ જોય છે, ત્યારેજ, તેના હાડમંદ શરીર ઉપરના ઝીંદગીના ધપકારા શાન્ત થયેલાં જોય છે. આપણને જે શકિત આવી છે, તે શકિતને બહારના વહેવારૂ જ્ઞાન સાથ ખિલવવી જોઇએ. ગમે એવું વહેવારૂ જ્ઞાન ખિલવવામાં આવે, પણ

ભિતરનો નાદ, સાથે મેળવવામાં નથી આવતો, ત્યાં સુધી, તેનાથી ઘણુજ રૂડુ થવાનુ નથી–ભિતરના ઉડાણુમાં, એવી ભારે કળાઓ પડી છે, કે ફક્ત થોડીજ થોડીજ વાપરવા કોશેશ કરે, તો જગતની તો શું, પણ પોતાની આસપાસની ઘણી બલાઓ દુર કરી શકે. ન જોયલી, અને ન વર્ણવામાં આવેલી, કેટલી બાબદો, ખોલ કરવામાં આવી, તે જગતમા રોશનીને એવા બળવાન ભેજાંઓએ, એવી ભલી અને જગતને સુખ આપનારી શોધ કરી છે, જેવી શોધ બીજાને ન દેખાતા, ખાસ અમુક ભેજાંને કેમ સુજ પડી, એ જવાબ ઉંચી ક્રવષીવાલા મનુષ્યથીજ મલે છે. દુન્યવી મોજ અને મજાહની જાલમા, બેહાલ સપડાયલાં રહીયે છીયે, તેથીજ આત્માની અંદર સમાયલા ઘણાજ સુખવંત ભાગો ઉપર, મિથ્યા અભિમાન, અને મોહ માયાની જાલના પડ, ઉપર પડો પડયાં રહે છે. મન અને હૈડાને સુખી રાખવાનો સહેલો માર્ગ તે છે કે ક્રવષીને, રૂડી રીતભાત, અને અષોઇના આધારે આગળ વધારો, તો પાક અહુરા મઝદાના ખાસ પેગામ લાવનાર, પાક સ્પિીતામા જરથોસ્ત્રની ધર્મ ફીલસુફીની, ઘણીજ ઉંચી અને નાદર રચનાઓ, ભિતરમાં તેવોજ ખ્યાલ આપતી જણાશે. દ્રવ્યવાન થયા, માટેજ આપણેજ બધુ ભોગવવા સરજેલા છીયે એમ નહી સમજવુ. આપણે ઘણા કાબેલ, યા પ્રવિન હોઈએ, એટલા માટે બધાજ આપણા જેવી સમજ ધરાવતાં જોઈએ એ સમજ ખોટી છે. દરેક જણને પોતાની ક્રવષી ખિલવવાની જેટલી તક મળે, તે તકનો રૂડો લાભ લઈ લેવો અને જ્ઞાન સાથ ડહાપણને જોડી, જગતના કામકાજો ઉપર, પુર મને, બીજાને જરામાં ડંખ દેવા કરતાં, બીજાનું ભલુજ કરવા રોકાવું જોઈએ।

સંત અને મહન્ત, આવ્યા અને ગયા, પણ પોતેજ નવું શિખાડી ગયા, કોઈની ખોડ ખાપણ કાઢવામાં તેઓ રોકાયલા હતાજ નહી. જ્યારે આજકાલ, આપણી દ્રષ્ટિએ આવતા, કેટલાકો, વારવેળાએ, બીજાની ભુલોજ જોવામાં મશગુલ રહે છે, અને મગરૂરી માને છે–પણ પોતે જાતે શુ કરે છે, તેનુંજ તોલ કરવાનુ ભાન રહેતુ નથી, એ ભેદ ઘણો જ્ઞાની કહેવાય, પણ ત્યાં ક્રવષીને ઉંચે દરજ્જે લઇ જવામાં આવી છે, એવુ આ કલમ, એક નહી પણ સાત સાત વાર, નથી માનતી.

જેમાં જેનુ પાંડીત્ય હોય, તેમાંજ રમત અને ગમત કરે તો ઠીક, પણ એકાદ ખાસ બાબદમાં પાંડીત્ય ધરાવતો, અનેક બીજી જ્ઞાની બામદમા મત ઓચરી દેવાની મમત કરે છે. મમત કરી, પોતાના મતલબના ચેરાં કાઢે છે, તો અસલ બામદનું

જે પાંડીત્ય ત્યાં હતું, તેને પણ ધૂળમાં નાંખે છે. એક ન્યાયાધીશ ન્યાયમાં ચપલ છે, પણ જ્યારે બીજી બાબદ, જેવી કે સંગીત, અને હુન્નરકળા, કે જેમાં તેની જાતી જ્ઞાની ન હોય, તે તે વેળા, તે બાબદની પ્રવિનતા ધરાવનારાઓનો મત લેવા હઠ કરતો નથી, જેમ કરવાથી, તે પોતાની ન્યાય જાણવાની ઉંચ લાયકાતને વધુ લાયક બનાવે છે, નહી કે ન આવડતી બાબદ ઉપર, પોતે ન્યાયધીસ, એટલે કાઇ બોલવામાંજ માન સમજે.

શેવટે, મનને કેળવતાં રહો, મિનોઇ સુખ તમારૂ છે. બીજાનું ભલુ કરો, મિનોઇ જવાની ભુખ તૃપ્ત થશે, વહેવારમાં પડી સ્વાર્થ રાખો, હઠ તમારી છે. જડવાડમાં રહેવા કોઇની મના નથી પણ તેથી અહુરજ્ઞાન અને અહુરમાન તમારાથી વેગળુ છે. જે જ્યાં સુધી નથી ત્યા સુધી ક્રવષી, ઉંચ આત્મજ્ઞાની ક્રવષી, જે તમોને એક બેમુલ ઝવાહીર માફક આપી છે તેને બાકસમાં બંધ કરી નિરઉપયોગી રાખવામાં તમનેજ લાભ નથી.

સેવટે ક્રવષી ખિલવવાનો એકલો માર્ગ તે ધર્મ યકીન! રાજ પિતાની સેવા! માબાપની વૃધ્ધ ગતિમા સંભાળ! બાળકો તરફ, તેઓને નેક માર્ગ ઉપરજ ચલાવવાની નેમ! પોતાના વડીલો તરફ તેમની ભક્તિ ખિલવવાની કોશેશ! મિત્રો સાથે જ્ઞાન માર્ગે અરસપરસ સંભાળ ભર્યો વાદવિવાદ! યોગ્ય બાબદ ઉપર સ્વચ્છ પણ સાચી રાહે દોડાવનારા ટીકકા! ગરીબ તરફ દિલસોજી! હુન્નરના પુજારીઓને ઉત્તેજન! એ સઘળુ અમલમાં મુકશો તો ગેતિમાં ખુશાલ છો, અને સાથે મિનોઇનું સુખ હલાલ થશે!

સંસાર રૂપ ચિત્રોમાં, સ્વપ્ન રૂપ સિંગાર ચિતારવા, જે મન પાક અહુરાએ આપ્યું, તે વાંચક વર્ગ તરફ અતિમાનથી ધર્યું છે, અને તે કામ પુર્ણ કરવા જે તાકાત અહુરાયે બક્ષી, તે માટે હઝારો આશિષ, તે મહાબાપ અહુરાના માન્ય રાખું છું. તેનાંથીજ મન, તન, અને ક્રવષી છે!

*God Save our King.*

---

આ ચોપડીમા સમાયલા છ સંગીતની નોટેશન આપવામાં આવી છે, જે જાહેરખબરના પાનાઓ માહેથી મળશે.

બળવાન છાપો "જામે-જમશેદ" જાણીતા

# "ગોળવાલા ફૉર્ટ ટયુશન કલાસ"

અને

# ફોર્ટ માડલ સ્કુલ

## વિષે શું કહે છે?

"લગભગ પાંચ વરસની પોતાની કારકીરદી દરમ્યાન આ કલાસે કેળવણીને લગતી છેલ્લામાં છેલ્લી રૂઢીઓ દાખલ કરી છે. અને તે ઉપરાંત ભાશણો મારફતે કેળવણી આપી, કુમળા મગજના બચ્ચાંઓને, તેમજ પુખ્ત ઉમરના બાનુઓ અને ગ્રહસ્થોને ગ્નાન સાથે ગમત પુરી પાડી છે, જે માટે જાણીતા એજયુકેશનીસ્ટોએ પોતાનો ભારે સંતોષ જાહેર કર્યો છે. ઇંગ્રેજી **ભાષાથી બેનસીબ રહેલાં બાનુઓ તથા ગ્રહસ્થો માટે, ટુંક વખતમાં ઘરગતુ ઇંગ્રેજી શિખવવાના કલાસો** છે, જયાં મલાહજા અંદાજા સાથે અનુભવી સ્ત્રી શિક્ષકો, તેમજ ગ્રેજયુએટો અને અંડર ગ્રેજયુએટો મારફતે ઘણુંજ સંગીન શિક્ષણ આપવામાં આવે છે. **પ્રીન્સીપાલ બી. એચ ગોળવાલા**ની જાતી દેખરેખથી વહેવારૂ ઇંગ્રેજીનું, મ્યુઝીકનું, સીવવા, ભરવા ગુંથવાનું તથા બીમારની માવજતને લગતું શિક્ષણ અપાય છે. અને ધાર્મીક અને નઇતીક કેળવણી માટે બાનુઓ ઉપર અનુપમ ધ્યાન આપવામાં આવે છે. સ્કુલના વિધ્યાર્થીઓ માટેના છેક શરૂઆતથી તે મૅત્રીક સુધીના વર્ગો, તેમજ વળી આખા દિવસ માટેની નિશાળ ધરાવી આજે આવી હાલતે લાવવા માટે જવાન મીં૰ ગોળવાલાએ જર અને જોરની કશી કચાશ રાખી નથી." "જામે જમશેદ" તા૰ ૮-૧-૨૯.

ઠે:—ફોર્ટ, ખુંબાખાના સામે, અને

બ્રાન્ચ—સેન્ડહર્સ્ટ રોડ, ભીંડી બજાર, મુંબઇ.

## જુવો પાનું ૮

આ ×
મ° ×

| | | | |
|---|---|---|---|
| બા × ગ દ | લ કુ મા × | વ દ ન વ | ચ ન તુ × |
| ની° × ની° ની° | ની° ની° ની° × | ધ ધ ધ મ° | મ° પ ધ × |
| એ × મુ ળ | ર ત ન ઠ | રે × × અ | રે × રે × |
| પ × પ પ | મ° મ° ર ગ° | મ° × × મ° | ધ° પ ધ° × |
| એ × મુ ળ | ર ત ન ઠ | રે × × × | × × × કો |
| પ × પ પ | મ° મ° ર ગ° | મ° × × × | મ° × × પ |
| ક દી × બુ | વ × ને જ | ડે × × × | × × જ ડે |
| ગ° મ° × ગ° | ર ની° સા ર | ની° × × × | ની° × ની° ની° |
| રે × × × | × × × × | × × × × | × × આ × |
| ગ° × × × | મ° × પ મ° | મ° × × × | મ° × મ° × |

## જુવો પાનુ ૧૦—ભેરવી ત્રીતાલ.

| | | | |
|---|---|---|---|
| રા × ત્રી × | સા × રી × | ટ લ પી × | × × × × |
| પ × પ × | પ × પ ધ° | મ° પ ધ° × | મ° ગ° મ° મ° |
| સ્વા × રી × | મા × ટે × | ત ર શુ × | × × × × |
| ગ° × ર° ર° | સા × સા ની° | સા ર° સા × | સા × × ની° |
| આ × વે × | રા × હા × | જો × વું × | ખુ ર શે દ |
| સા × ગ° × | મ° × પ° × | ધ° × પ મ° | ગ° ગ° મ° × |
| દિ × લે × | હ × ર ખ | ભ ર શુ × | × × × × |
| ગ° × ર° × | સા × ર° ની° | સા ર° સા × | સા × × × |
| પ્રિ × ય પ | નો × તા × | અ હુ રા × | તા × નુ ર |
| ધ° મ° ધ° ની° | સા × સા × | ની° × સા × | ર° સા ધ° પ |
| ખુ × રે × | હ × નો × | ચ × લ ક | ભ ર પુ ર |
| શા × લી ક | ટા × રી × | ક ટ રી × | × × × × |
| ચ × પ પ | પ × પ × | મ° પ ધ° × | મ° મ° મ° × |
| ખ લ ક ત | કી × ધી × | હ × સ તી | × × × × |
| ગ° × ગ° ર° | સા × સા ની° | સા ર° × સા | સા × × × |

# સ્ટાર ઇલેકટ્રીક એન્ડ મીકેનીક વર્કસ.




વિજળી બતીઓ, પંખાઓ, ઇલેકટ્રીક મોટરોને લગતું કામ કરનારા.

વાયરીંગ કોનટ્રેકતર,

ઇલેકટ્રીક વાયર ગ્લોબ સ્વીચ ને વીજલીને લગતો સઘલો સામાન વેચનાર.
બીલડીંગો માટે વીજલીની બતી, પંખા માટે એક પોસ્ટ કારડ લખવાથી
અમારો ઇલેકટ્રીક એનજીનીયર મુફત એસતીમેટ પુરું પાડશે.

**સરફેસ વાયરીંગ સીસતમ સ્પેસીયાલીસ્ટ.**

નીકલ—ચાંદી—અને સઘળા પ્રકારનું ગાડી ઘોડા, મોટરકારનું કામ કરનાર.
મેટલ ફીલેમેન્ટ ઇલેકટ્રીક ગ્લોબ ૨૦ ૧૨ દજન મળશે.

૫૦—૩૨—૨૫—૧૫ કેનડલ પાવર.

**નંબર ૮૩, લેમીંગટન રોડ—મુંબઇ.**

## પાનું ૨૫.

| ૧ | ૦ | ૧ | ૦ |
|---|---|---|---|
| દુ × ખ | માં × જ | લો × × | કાં × ય |
| ગ° × રે° | સા રે° ની | સા × × | રે° મ × |
| ખ્યા × × | રા × × | છે × × | વો × × =દુખમા |
| સા × × | રે° મ° × | પ ધ° × | મ° × × |
| સં × × | સા × ર | સુ × ખ | કા × × |
| ધ° × મ° | ધ° × ની° | સા × સા | સા × × |
| જે × × | × × × | છે × × | રે × × |
| ની° × × | સા × × | ર સા × | ધ° પ × |
| ઉ × લ | ટા × × | વ્યા × × | લો × × |
| પ × પ | પ × × | પ ધ પ | મ° × × |
| વે × × | દે × ભ | રે × × | કા × ય=દુખમાં |
| પ × × | ગ° × મ | રે × સા | રે° મ × |

## જુવો પાનું ૭૧.

| ૧ | ૨ | ૩ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| ખુ દા × | જા × | ણે × × | ગે × | જ ગ | કા × × |
| સાસા× | સા × | સા × × | સા ની | ર સા | ધ × પ |
| કયુ | બે × | હા × લ | હે × | તા × | હ ય ખુ |
| ધ× | પ મ° | ગર ગ સા | ર સા | ગ ર | સા × સા |
| બા ને × | ના × | દા × ન | ક યુ | બે × | ખ્યા × ન |
| સ મ°× | મ° × | પ ધ પ | ધ પ | સા ની | ધ × પ |
| ખ્વા | બે × | મા × લ | બો હ | તા × | હ ય ખુ = |
| ધ × | મ° મ° | ગર ગ સા | ર સા | ગ ર | સા ×સા |
| ક ઈ | ભ × | કિત× × | દે × | ભ્હા × | ને × હ |
| સા× | સા × | ર × સા | સા ર | ગ ર | સા ×સા |
| ઝા × | રો × | રે° × ગ | ઉ × | ડા × | તે × × |
| ધ × | ધ × | સા × ર | સા ર | ગ ર | સા × × |
| ક ઈ | શ × | બો × ક | ને × | રી × | સં × નિ |
| સા× | સા × | સા × સા | સાની | રસાની | ધ × પ |
| વા × | બા × | સા ફ ય | બા × | તે × | હ ય ખુ |
| ધ × | મ° × | ગ ર સા | ર સા | ગ ર | સા × સા |

## નોટેશન જુવો પાનુ ૧૭૦—ગોંડ મલ્લાર-ત્રીતાલ.

| ૧ | × | ૩ | ૦ |
|---|---|---|---|
| ધ ર મ ત | ર સ ધ ર | ધ ર રે × | ભે × યા × |
| ર ગ ર મ° | ગ ર સા સા | ર ગ ર ગ | મ° પ મ° ગ |
| ધ ર મ ત | ર સ સે × | દુ × ખ ત | રૈ × યા × = |
| ર ર મ° મ° | પ પ મ° પ | ધ સા ની° પ | મ° પ મ° ગ = |

## અંતરો.

| | | | |
|---|---|---|---|
| જો × નિ ત | ધ ર મા × | આ × શા × | ર ખ લે × |
| પ × પ પ | ધ ધ સા × | સા × સા × | સા ર સા × |
| મ ન સા × | પ ર થે × | મ ન મે × | અ પ ની × |
| ધ ધ સા × | સા ર સા × | સા ર સા × | ધ ની° ધ પ |
| હુ ર દ મ | અ હુ રે ન | મી લ ન ત | પૈં × યા × |
| ર ર મ° મ° | પ પ મ° પ | ધ સા ની° પ | મ° પ મ° ગ |

## પાનુ ૧૯૦—પીલૂ ત્રીતાલ.

| | | | |
|---|---|---|---|
| ભ × × વ | નો × ભ ય | ટા × લો × | અ હુ રા × |
| સા × × સા | સા ર ની° ની° | ની° સા ધ × | ધ ની° સા × |
| ટા લો × × | અ હુ રા × | ભ × × વ | નો × ભ ય |
| ની° ધ × × | ધ ની° સા × | ધ° × × પ | મ° × ની° ધ° |
| ટા × લો × | ભ ય સૈ × | ટા × × × | લો × × × |
| પ મ° × × | ર ગ° મ° પ | ધ° × પ મ° | મ° × × × |
| રા × સ્તી × | રા × કે × | હૈ × કુ × | ધા × ય × |
| મ° × ધ ની° | સા × સા × | ની° ધ ની° સા | ધ° પ મ° × |
| હુ × મ ત | ના × સા થ | મ × ન સ | મા × ય × |
| દે × તુ × | ગુ × ણી × | ભા × વો × | અ હુ રા × =ટાલો |
| સા × સા × | સા ર ની° × | ની° સા ધ × | ધ ની° સા × |

# મી૦ દીનશાહ શાપુરજી હોમાયારનાં રચેલાં, પ્રેકટીકલ સાયનસનાં સટેનડર્ડ પુસ્તકો.

**૪૯ મોડી સ્ટ્રીટ- કોટ- મુમ્બાઈ.**

૧) **"હોમોયારનો સાઈકો ઇલેકટ્રોગ્રાફ"** યાને આત્મજ્ઞાન તથા માનસીક વિધા તેમજ શારીરીક શાસ્ત્રનાં પાયાપર રચાયલું તંદુરસ્તી-પૈસા-અને સુખનાં વિચારો તથા મનની દ્રઢતાની ખિલવણી કરવાનું **"યત્ર"** સમજણ સાથે.

૨) **પ્રેકટીકલ સાઈકોલોજી"** ૪૦૦ પાનાંનું તથા પચાશ ચિત્રો સાથેનું-સંસારીક-આત્મિક-સારીરીક તથા માનસીક વિદ્યાને ઉગતું "પ્રયોજન" બોલેબોલ પ્રેકટીકલ પુશતક.

૩) **"પ્રેકટીકલ એસ્ટ્રોલોજી"** ચાર ભાગનું- અંગ્રેજી એસ્ટ્રોલોજીની વિધાનું તથા ઇસ્વીસન ૧૮૦૦થી ૨૦૦૧ સુધીનાં અંગ્રેજી ગ્રહનાં પંચાગ સાથનું પુસ્તક-વરનાકયુલર ભાષાનું સર્વથી પહેલું અને સંપુર્ણ અંગ્રેજી જયોતીષનું પુસ્તક.

૪) **પ્રેકટીકલ એસ્ટ્રોલોજીનુ ગ્રહ ગણીત"**-યાને પ્રેકટીકલ એસ્ટ્રોલોજીમાં નહી આવેલાં કોષ્ટકો અને ગણીતનો સંગ્રહ.

૫) **અદ્દભૂત વિચાર"** આત્મિક વિધા પર નવીન અજવાળું નાખનારૂં થતા વિચાર શક્તિના પ્રેકટીકલ અનુભવ મેલવી આપનારૂં પુસ્તક (તૈયાર થાય છે)

એ ઉપરાત એસ્ટ્રોલોજીનાં પ્રેકટીકલ પુશટકો-જેવાં કે ( **કમરશીઅલ એસ્ટ્રોલોજી) સપેકયુલેટીવ એસ્ટ્રોલોજી-રેશ- શેરશતો-વીગેરેની પ્રકટીકલ ચાવી ) લગન સંબંધી બરી રાશ ને ખોટાં વેહમો ) એસ્ટ્રોલોજી તથા ઓકલટસાયનસનાં પ્રાઇવેટ લેશનોનાં કોરશો-** વીગેરે તૈયાર છે-જે ધીમે ધીમે છપાવી બાહેર પાડવાનાં આવશે.

**મલવાનું ઠેકાનું** — **બુકસૅલર્સ એન્ડ પબલીશર્સ :—પ્રીનસૅસ સ્ટ્રીટ**
**મેસર્સ-એન.-એમ.-ત્રીપાઠીનો કું.**
**ધોબીતલાવ-મુમ્બાઇ.**

# "ડૉન ફોટોગ્રાફીક સ્ટુડીઓ."

## ફોટોગ્રાફીક આર્ટનો નાદર હુન્નર કરી બતાવતું ઉંચું ખાતું.

આજ "દશ વર્ષ" થયા સ્થપાયલા, ગોવાલીયા ટલાવ ઉપર આવેલા "**ડૉન**" સ્ટુડીઓમાં, ફોટોગ્રાફીક કામ ઘણા ઉંચાં ટેસ્ટથી કરવામાં આવે છે તેમજ ખાસ "**આરજેનટો ટાઈપ**" પ્રનતીંગ પ્રોસેસથી ચિત્રો છાપવામાં આવે છે.

ફોતોગ્રાફીક હુન્નર સમજદાર, તેમજ બીન અનુભવીઓને દરેક સલાહ અતી નમનતાઈ સાથ પુરી પાડવામાં આવે છે, અને આવશે. નાની, જુની સબીઓ ઉપરથી ઘણાજ [illegible] **એનલાર્જમેન્ટો** કરી આપવામાં ખાસ ધ્યાન આપવામાં [illegible].

ઉપરાંત પીક્ચરોને અનુસરતા **તરેહવાર** જાતની [illegible] **ફ્રેમો તૈયાર છે.** એક પોસ્ટ કાર્ડ મલવાથી ઘર બેઠા **ફ્રેમના નમુના** મોકલી ફ્રેમના ઓરડર લેવા તૈયાર રહીશું.

અમારે ત્યાં "**હારમોન્યમ**" બનાવવામા આવે છે, જે હીંદી રૂતુને અનુસરતા તેમજ **મધુર અવાજના** ખાસ તૈયાર કરવામાં આવે છે.

જુના **હારમોન્યમને** રીપેર કરવાનું કામ ઘણાજ કીફાયત ભાવે તેમજ ખાત્રીદાર માલ મસાલો વાપરી ફીનીસ કરીશું.

"**ડૉન**" **સ્ટુડીઓના** હુન્નરની **ચિત્ર રચના** જોવાની ટક ગુમાવશો નહી.

હારમોન્યમ, તથા પીઆનો કમીશનથી વેચાવી આપીશું.

"ડૉન"

**ફોટોગ્રાફીક સ્ટુડીઓ,**

ગોવાલીયા ટેન્ક—**મુંબઈ.**